वर्ष ६ ठुं } वीरनिर्वाण सचित्र खास अंक { वीर सं. २४३९.
अंक १ लो. } { कार्तिक.

संपादकः—मूलचंद किसनदास कापडीआ—सुरत.

JAIN PRESS SURAT

# विषयानुक्रम

## चित्रोंनी नामावली

उपहारोंके पोस्टेज सह इस पत्रका वार्षिक मुल्य रु. १-१२-० है. और इस सचित्र खास अंकका अलग मुल्य रु. १) है.

॥ श्री वीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBER JAIN.

जराजरत्याः स्मरणीयमीश्वरम् । स्वयंवरीभूतमनश्वरश्रियः ॥
निरामयं वीतभयं भवच्छिदं । नमामि वीरं नृसुरासुरैः स्तुतम् ॥

वर्ष ६ ट्ठुं.] वीर संवत २४३०. कार्तिक. विक्र. सं. १९६९. [अंक १ लो.

## नूतनवर्षारंभे नम्र याचना.

અહો ! વાંચકો સજ્જનો જૈન ભ્રાતા, **નમું** બેસતા વર્ષમાં જગત ત્રાતા;
**નવું વર્ષ** નિર્વિઘ્ન નિર્ભય નિવારો, વળી કોમનાં કષ્ટ સર્વે વિદારો. ૧
દિયે બુધ્ધિ રૂડી કરૂં કોમ સેવા, મળે જે થકી પુણ્ય અમૃત મેવા;
ખસે દુર્વિચારો ઠસે ધર્મ સાચો, વસે ના કદિ દુષ્ટ મિથ્યાત્વ કાચો. ૨
વીત્યાં વર્ષ આજે મને પાંચ પુરા, કદિ કાર્ય કો મેં કીધાં જો કસુરા;
**ક્ષમા** આણજો સ્નેહીઓ બાળ જાણી, કરો માફ હેતે વદું **નમ્ર** વાણી. ૩
**નવીન વર્ષ** છઠ્ઠા રૂડામાં પ્રવેશું, સજી વસ્ત્ર રૂડાં તમો હાથ બેસું;
દઈ ધ્યાન વાંચો વિચારો મનેથી, કુધારાને અજ્ઞાન કાઢો :કનેથી. ૪
વધારો વળી વેગથી વાંચકોને, વિના સ્વાર્થનાં ટાહેલાંને મુકોને;
મુકી સ્વાર્થ પરમાર્થને સાધવાને, કસો કમ્મરો ધર્મ પ્રસરાવવાને. ૫
કરાવો વળી **ગ્રંથ ઉધ્ધાર** પ્રીતે, સડયા ને પડયા જે મહા બુરી રીતે;
જુઓ આંખ ખોલી બીજા પંથ ન્યારા, નવા તોપણે ફાવીયા ખૂબ સારા. ૬
બની બાયલા ઘર મહીં બેસવાથી, કદિ થાય ના **ધર્મ ઉદ્ધાર** એથી;
મુકી મન દઈ ધન વળી તન્નથી જો, મચો રાત્રિ દિને ખરી ખંતથી તો. ૭
મટે અવદશા **ઉન્નતિ** કોમ થાયે, વળી કલેશ કંકાશનાં બીજ જાયે;
ધ્વજા ધર્મ ફડકે રહે ના નિરાશા, ખરે એજ મુજ '**જીવનની**' અલ્પ આશા. ૮

## आ वर्षे शांति स्थापो सुखद शीवकरा स्वामि श्री निर्विकारी.

પ્રારંભે વર્ષે નવે પરમ પ્રભુતણા પ્રેમથી પાય વંદુ,
રૂડી રીતે સુધારી પ્રતિ દિન ચડતું તેજ દ્યો દીન બંધુ;
ભક્તો ભાવે નમે છે શુભકર શુભ કરો શુદ્ધ બુદ્ધિ વધારી,
**આ વર્ષે શાંતિ સ્થાપો સુખદ શીવકરા સ્વામી શ્રી નિર્વિકારી.** ૧
તારી ભારી કૃપાથી અચળ સુખવડે સર્વ કામો સધાયે,
તારી દૃષ્ટિ દયાથી જગત જય મળે ચિંતવ્યું સદ્ય થાયે;
આપો એવી સુશક્તિ નિશદિન પ્રેમે વીનતિને સ્વિકારી,
**આ વર્ષે શાંતિ સ્થાપો સુખદ શીવકરા સ્વામી શ્રીનિર્વિકારી.** ૨
માયાળુ છો દયાળુ જનમ મરણના દુઃખને કાપનારા,
આધિ વ્યાધિ વિદારો જન તન મનના તાપને ટાળનારા;
વિદ્યા વૃદ્ધિ કરીને અતુલ સુખ ભરો વિત્ત ભંડાર ભારી,
**આ વર્ષે શાંતિ આપો સુખદ શીવકરા સ્વામી શ્રી નિર્વિકારી.** ૩

(સરૈયા) સુરત.

---

## आ 'जैन दिगंबर' तणो थाजो विजय अवनि तळे.

પ્રતિમાસ આવીને અમારૂં તિમિર સદ્ય હઠાવતું,
વળી નવીન તત્વો સાથ કંઈ કંઈ દિશા બતલાવતું;
શું ધર્મ છે જૈનો તણા એ જ્ઞાન તેનાથી મળે;
આ 'જૈન દિગંબર' તણો થાજો વિજય અવનિ તળે. ૧
શાંત રસ લાવી અમારા હૃદય પટમાં રેડતું,
ને દિવ્ય વાણી વીરની આવી અહીં ઉખેલતું;
તે વાંચતાં આ ઉગર કેરી ક્રોધ અગ્નિ તો ટળે;
આ 'જૈન દિગંબર' તણો થાજો વિજય અવની તળે. ૨
સિદ્ધાંતના બહુ સાર લાવી શાસ્ત્રબોધ સમજાવતું,
વળી લઈ પ્રસાદી પંડિતોની વ્હેંચી સહુને આપતું;
શાથી ઉદય છે આપણો એ તત્વ તેમાં તો મળે;
આ 'જૈન દિગંબર' તણો થાજો વિજય અવનિ તળે. ૩
નહિ દામની કંઈ આશ છે પરમાર્થને દેખાડતું,
ભેટો તણા ભંડાર લાવી કાર્ય દક્ષ દર્શાવતું;
વળી જૈન હીરાઓ તણા ફોટા ધરે છે આગળે,
આ 'જૈન દિગંબર' તણો થાજો વિજય અવનિ તળે. ૪

**चेतन-( महुवाकर ).**

## संपादकीय नोंध

दिगंबरं जैनमिदं सुपत्रम् ।
ख्यातिं यथाप्तं हि तथैव यातु ॥
सुबोधकैर्धार्मिक लेखवृन्दै ।
र्युतं मुदा ग्राह्यमिति ब्रवीमि ॥१॥
दिगंबरस्याप्तमथाद्य षष्ठम् ।
वर्षं विलोक्यैव महान् हि हर्षः ॥
भवेन्न केषां मनसि प्रकामम् । ।
महाजनैः सादरपूजितस्य ॥२॥
वर्षैः शराख्यैः किमनेन कार्यम् ।
कृतं भवन् दृष्टि पथो न दूरम् ॥
चित्राणि नाना रससंख्यभाषा ।
विभान्ति जैनोन्नति देऽत्र पत्रे ॥३॥

This is the first time that this Journal appears with English Articles. Upto yet no journal has been published with articles in **six languages** and decorated with so many photos in the Digamber Jain Community, as has been done this time by this journal for which we are very glad. This special number contains articles from various illustrious persons from different parts of the country in different languages namely.— English, Sanskrit, Prakrit, Hindi, Marathi & Gujarati, and has done its best to decorate it with 58 **photos** of some cf the Jain Tyagis, Tirthas, educated, illustrious and wealthy persons and public institutions.

We are highly obliged to Proffesor Jagmandarlal Jaini M. A. Bar-at-law (Allahabad), Mr. Herbert Warren (London), Proffesor A B. Latthe M. A. (Kolhapur) and Mr. P. V. Jagdisa Aiyar M. A. Assist. Musium, Madras for sending in their intellectual articles for which we heartily thank them & no doubt they deserve them.

We prey **Lord Mahavir** that the current year may prove happy and prosperous to all human beings and give us sufficient power to serve the community to the extreme.

**नवीन वर्षारंभ**

આહા! આજનો સમય કેવો આનંદનો છે! આજે વીર નિર્વાણ સંવત ૨૪૩૮ પૂર્ણ થઇ ૨૪૩૯ની શરૂઆત થાય છે. વિક્રમ સંવત ૧૯૬૮ બદલાઇ ૧૯૬૯ શરૂ થાય છે અને તેજ સાથે આ માસિક રૂપી નૂતન બાળક પણ લાલન પાલનમાં પાંચ વર્ષ પૂર્ણ કરી આજથી છઠ્ઠા વર્ષમાં પ્રવેશ કરે છે. નવીન વર્ષની ખુશાલીમાં ઘેર ઘેર બારણે મોતીના ચોક! પૂરાય છે તથા લોકો સારાં સારાં વસ્ત્રો સજીને નવીન વર્ષને નૂતન હાર્દથી ઉજવે છે તેમ આ બાળક પણ આ નવીન વર્ષે અવનવા સ્વરૂપમાં નવીન

વર્ષો સુધી જનસમાજ આગળ બેસતા વર્ષની મુબારકબાદી આપવા ઉપસ્થિત થાય છે. જ્યારથી આ બાળકનો જન્મ થયો છે, ત્યારથી આ બાળક દર વર્ષે નવીન નવીન સુધારો વધારો કરતું રહેવાને ચુક્તું નથી, તેમ આ વર્ષે તો આ બાળક એવા મોટા સુધારા વધારા સાથે અને ઉત્તમ પોશાકમાં સજ્જ થઇને ઉપસ્થિત થયું છે કે જેવો પ્રસંગ જૈનોમાં પ્રથમજ છે. આ બાળકની આટલી બધી પ્રગતિ થવાનું કારણ કંઇ હશે કે ? હા, શા માટે નહિ ? કારણ વગર તો કાર્ય થાયજ નહિ. આટલી બધી પ્રગતિ આ બાળકની થવાનું કારણ બીજું કાંઇ નહિ, પણ એના પાલન પોષણ કરનારાની એના ઉપરની પ્રેમાળ દૃષ્ટિજ હશે. બીજું વળી શું હોય ?

ગત વર્ષનો આ પત્રનો પ્રથમ અંક જરા મોટો અને દશ ફોટા સાથે સાધારણ રીતે સુશોભિત પ્રકટ થયો હતો, જેને જૈન સમાજ તરફથી વિશેષ આદર મળવાથી છ માસ થયાં અમોને એવો વિચાર ઉદ્ભવ્યો હતો કે જો આવતે વર્ષે નવા વર્ષનો સચિત્ર ખાસ અંક, બીજા સાર્વજનિક પેપરો કાઢવાને શક્તિવાન થાય છે તેવો જો કાઢીએ, તો વળી આ પત્ર કેટલું બધું લોકપ્રિય થાય ? આ અમારા વિચારો દિનપ્રતિદિન બળવત્તર થતા જઇ પ્રથમ અમોએ એવો વિચાર કરેલો કે નવીન વર્ષનો અંક ૨૦-૨૫ ફોટા સાથે ૭૫ પૃષ્ઠનો પ્રકટ કરવો અને તે માટે અમોએ પ્રયાસ આરંભ્યો, એટલે તે વિચારને એટલો ટેકો અને તે માટે અમને એટલી સામગ્રી મળવા લાગી કે અમો ૪૦ ફોટા સાથે ૧૦૦ પૃષ્ઠનો અંક પ્રકટ કરવાના ઠરાવપર આવ્યા, પણ તે પછી દીવસે દિવસે એટલે આખરે દિવાળી સુધીમાં તો આ ખાસ અંક માટે અમોને એટલી ગંજાવર સામગ્રી અને સહાનુભૂતિ મળી આવી કે આખરે અમારો આગલો વિચાર ફેરવી ધારવા કરતાં ત્રણ ઘણો ખર્ચ કરી આ પત્રનો આ ગંજાવર ખાસ અંક ૫૮ ફોટાઓ અને આશરે ૧૫૦ પૃષ્ઠનો સુશોભિત કરી પ્રકટ કરવાને અમો શક્તિવાન થયા છીએ, અને તે સાથે એક બે નહિ પણ આ અંક હીંદી, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, પ્રાકૃત અને ઇંગ્લીશ એવી છ ભાષાઓના લેખો સહિત એટલે આખા હિંદુસ્તાનના જૈનોને પ્રિય થઇ પડે તેવો પ્રકટ થઇ શક્યો છે. આ અંકમાં પ્રકટ કરવા માટે અમોને એટલા બધા લેખો મળેલા છે કે તે બધા જો પ્રકટ કરીએ, તો આથી ત્રણ ઘણો મોટો આ અંક થઇ જાય, જેથી અમારે ઘણા લેખો નાચારીએ મુલતવી રાખવા પડયા છે, પણ બાકી રહેલા સારા લેખોને હવે પછીના અંકોમાં ક્રમવાર અવશ્ય પ્રકટ કરવામાં આવશે આખી જૈન કોમમાં આવું પગલું કોઇ તરફથી ઉઠાવવામાં આવ્યું નથી, જેથી આ પ્રથમજ પ્રસંગ છે, માટે પ્રથમ પ્રસંગમાં જે કાંઇ ત્રુટિ જણાય, તે માટે વાંચકવર્ગ મોકળું મન રાખશેજ એવી અમારી ધારણા છે. આ અંકમાં કુલ્લે ૫૮ ફોટાઓ દરેકના પરિચય (જીવનચરિત્રો) સાથે એટલા માટેજ પ્રકટ કરવામાં આવ્યો છે કે તે દરેક ફોટાના દર્શન અને પરિચયથી જનસમાજમાં જાગ્રત થવા પામે અને તે વિદ્વાનો, શ્રીમાનો, દાનવીરો, ત્યાગીઓ અને જાહેર સંસ્થાઓના ગુણો અને કાર્યોનું અનુકરણ બીજાઓ કરી શકે. આમાં એક ફોટો એવો નથી કે જે માત્ર મનને ખુશી કરવા માટેનો બનાવટી હોય, પણ દરેક ફોટાથી વાંચકને નવું નવું જાણવાનું અને જોવાનું મળે તેમ છે. આ ખાસ અંક પ્રકટ કરવામાં બાબુ જ્યોતિપ્રસાદજી એ. જે. દેવબંદ, શ્રીયુત તાત્યા

**નેમીનાથ પાંગળ,** શા. નાનચંદ પૂંજાભાઇ બી. એ, પં. દીપચંદજી ઉપદેશક વગેરે જે જે ગૃહસ્થોએ અમોને જે જે મદદ કરેલી છે તે માટે તેમનો તથા આ અંક માટે લેખો વગેરે મોકલનાર બંધુઓનો તેમજ સુરતના પ્રેસોમાં બાળબોધ કામ કે ફોટો છાપવાની વિશેષ સગવડ ન હોવા છતાં પણ સુરતના જૈન પ્રેસે આ અંક ઘણીજ કાળજીપૂર્વક અને ત્વરાથી તૈયાર કરી આપ્યો છે, તે માટે એ જૈન પ્રેસનો ધન્યવાદ પૂર્વક આભાર માનીએ છીએ તથા આ ખાસ અંક માટે ચાર ઇંગ્લીશ આર્ટીકલો લખી મોકલનાર ચાર ઉત્તમ કેળવાયલા ગૃહસ્થો મી૦ જુગમંદરલાલ જૈની એમ. એ. બેરીસ્ટર એટલો, યુરોપીઅન જૈન હર્બર્ટ વોરન લંડન, મી૦ એ. બી. લટ્ઠે એમ. એ. કોલ્હાપુર અને મી૦ પી. વી. જગદીસા આયર એમ. એ. (મદ્રાસ)ના અમો વિશેષ આભારી થયા છીએ.

આ અંકમાં જે જે ઇંગ્લીશ અને સંસ્કૃત લેખો પ્રગટ કરવામાં આવ્યા છે તે ઘણાક વાંચકોના સમજવામાં ન આવવાથી દરેકના મનમાં એ ઉત્કંઠા રહી જવાની કે આ લેખમાં શું લખેલું હશે ? માટે આ ઇંગ્લીશ અને સંસ્કૃત લેખોનું ગુજરાતી ભાષાંતર પણ હવે પછીના અંકોમાં ક્રમવાર આપવાનો અમે નિશ્ચય કર્યો છે. આજ સુધી આ પત્ર વિશેષ કરીને ગુજરાતી ભાષામાંજ પ્રકટ થતું હતું, પણ અનેક સજ્જનોની સૂચના ઉપરથી હવેથી દરેક અંકમાં હિંદી ભાષાના લેખો પણ પ્રકટ કરવામાં આવશે કે જે આખા હિંદુસ્તાનના જૈનોને ઉપયોગી થઇ પડશે. છેવટમાં એટલુંજ જણાવી શું કે આ બાળકનું આ છઠ્ઠું વર્ષ નિર્વિઘ્ને પસાર થાઓ, ધારવા કરતાં પણ વધુ લાભ એ બાળક આપી શકે તથા દીન પ્રતિદીન આ બાળકને વધુને વધુ રૂષ્ટ પુષ્ટ બનાવવાને તે વીર પ્રભુ અમોને અધિક સામર્થ્ય અર્પણ કરો! ઇત્યલમ્.

प्रिय हिंदी पाठकगण ! हमेरी मातृ भाषा गुजराती है, और हमने हिंदी भाषा वा व्याकरणका कुछभी शिक्षण नहि लिया है और सुरत जैसे शहरमे मुंबाईआदि जैसी हिंदी छपानेकी सुभिता नहि है, तौभी हमेरा मात्र परिचयद्वारा हमने इस सचित्र खास अंकमे हिंदी लेखों प्रकट करनेका (और अब प्रत्येक अंकमे हिंदी लेखभी प्रकट करनेका) साहस किया है, जिसमे हमेरा अनुमान है कि भाषा शुद्धि, व्याकरण शुद्धि वा प्रुफ संशोधनमे त्रुटियां रही होगी, जिसके लिये आपके हम क्षमाप्रार्थी है. इस सचित्र खास अंक प्रकट करनेमे हमकुं देवबंदनिवासी बाबु ज्योतिप्रसादजी ए. जे. ने कितनेक श्लोकों, तस्वीरों और जीवनचरित्रों भेजकर हमकुं बहुतही सहायता दी हे जिसके लिये आपका हम धन्यवाद पूर्वक आभार मानते है, और यहि इच्छा करते है कि ऐसे ही वीर सहायकों जैन समाजमे ज्यादेतर उत्पन्न होकर जैन समाजका कल्याण करों. तथास्तु.

આપણા છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી મોક્ષે ગયાને કેટલાં વર્ષ થયાં

**वीर संवतनो प्रचार.** તે સ્મરણમાં રાખવાને તથા જૈન ધર્મની મહત્વતા વધારવા માટે આપણે લખવાના દરેક કાર્યમા પ્રથમ જૈન (વીરનિર્વાણ) સંવત

લખવાની અત્યંત જરૂર છે, જે માટે અમો ચાર વર્ષ થયાં કેટલોક પ્રયાસ કર્યા કરીએ છીએ, જેથી કેટલાક ભાઇઓ પોતાના ચોપડાઓ તથા પત્ર વ્યવહારમાં જૈન સંવત લખતા થયા છે, તો પણ હજુ હમારા ધારવા મુજબ જૈન કોમમાં વીર સંવત લખવાનો જોઇએ તેવો પ્રચાર થયો નથી, તેમ હુંડાળા સુંઢાલા મિથ્યાત્વી દેવ **ગણપતિના** ચિત્રોવાળા કાર્ડો લખવાનું પણ હજુ પુરેપુરૂં બંધ પડયું નથી, જે અમોને મળેલા નવીન વર્ષની મુબારકબાદીના અનેક કાર્ડો ઉપરથી જણાઇ આવે છે, માટે સર્વે જૈન ભાઇઓને હમે એક વખત ફરીથી આગ્રહપૂર્વક સૂચિત કરીએ છીએ કે તમો તમારા નામામાં કે કાગળ પત્રના વ્યવહારમાં આ વર્ષથી વીર સંવત લખવાનું ભૂલના નહિ. જો તમને એ લખવું ભુલ ભુલામણવાળું કે અકલામણરૂપ લાગે, તો તે સાથે વિક્રમ સંવત પણ લખજો એટલેકે આ વર્ષે શ્રી વીર સંવત ૨૪૩૯ વિક્રમ સંવત ૧૯૬૯ના— એ મુજબ જો લખશો, તો પછી એવીજ ટેવ તમને પડી જશે અને મહાવીર સ્વામી મોક્ષે ગયાને કેટલાં વર્ષ થયાં છે તે તમને અહર્નિશ સ્મરણમાં રહેશે.

**પંચાંગકારોનો આભાર**

મુંબાઇ ઇલાકામાં ઘણાં વર્ષો થયા **મુંબઇ સમાચારનું** અને **'ગુજરાતી'નું** એમ બે સાર્વજનિક **પંચાંગો** દર વર્ષે પ્રગટ થાય છે અને ત્રણ વર્ષ થયાં તેવું એક પંચાંગ નામે **ગુજરાત સમાચારનું** પંચાંગ વડોદરેથી પ્રકટ થાય છે, જેમાં હિંદુ પારસી, મુસલમાન ખીસ્તી વગેરે દરેક ધર્મના જુદા જુદા **સંવતો** લખવામાં આવતા, પણ જૈન વીર સંવત બીલકુલ લખવામાં આવતો જ નહોતો ( અને માત્ર શ્વે. જૈન તહેવારોજ લખતા હતા ) જેનું કારણ તેમનું અજાણપણું અને આપણા જૈનોનું આળસજ હોવું જોઇએ. આથી અમોએ આ ત્રણે પંચાંગકારોને સ્હેજ સૂચના કરતાં તરતજ તેઓએ એ પંચાંગોમાં જૈન સંવત અને દિગંબર જૈનોના તહેવારોની ટીપ દાખલ કરવાને હર્ષ પૂર્વક ઇચ્છા દર્શાવી હતી, એટલે અમે તે બાતમી તરતજ પુરી પાડી હતી, જેથી વ્હાલા વાંચકો ! આપના જાણવામાં આવ્યુંજ હવે કે આ વર્ષે એ ત્રણે **પંચાંગોમાં જૈન સંવત ૨૪૩૯** તથા દિગંબર જૈનોના તહેવારોની ટીપ **દાખલ** થઇ ચુકયાં છે, અને **બધા સંવતોની વચમાં જૈન સંવત અગ્ર સ્થાન ભોગવે છે.** આ માટે અમોએ ત્રણે પંચાંગના પ્રકટ કરનારાઓનો ધન્યવાદ પૂર્વક આભાર માની એજ મુજબ દર વર્ષે ચાલુ રાખવાને આગ્રહ કરીએ છીએ.

**મુંબાઇમાં પ્રાંતિક કોન્ફરંસની બારમી બેઠક**

આપણી મુંબાઇ દિગંબર જૈન પ્રાંતિક કોન્ફરંસની છેલ્લી બેઠક ખામગામમાં જરા મોડી એટલે વૈશાખ માસમાં થઇ હતી તેને ૭ મહીના તો પૂરા થયા નથી, એટલામાં નવું વર્ષ બેસી ચુકયું છે, જેથી આ વર્ષની બેઠક કયાં થશે તેના વિચારવમળમાં મુંબઇ ઇલાકાના ભાઇએ ગુંથાએલા હશેજ તેટલામાંજ અમોને પ્રકટ કરતાં અત્યાનંદ થાય છે કે **આવતી બારમી બેઠક આવતા માસમાં મુંબઇમાંજ** મહાન રથોત્સવ અને તેરહદ્વિપપુજન વિધાન પ્રસંગે થનાર છે. આ કોન્ફરંસની બેઠક મુંબાઇમાં થઇ ગયાને ૭–૮ વર્ષ થઇ ગયાં છે અને તે વખતે તો ગુજરાત પ્રાંતમાં કોન્ફરંસમાં ભાગ લેવાનો ઉત્સાહ ઘણોજ મંદ હતો, પણ હવે અમારા ગુજરાતના ભાઇઓ

આ કોન્ફરંસમાં ઉલટભેર ભાગ લે છે, જે પાવાગઢ, તારંગા વગેરે સ્થળે મળેલી બેઠકોથી સ્પષ્ટ વિદીત થાય છે. મુંબાઇ, મુંબાઇ ઇલાકાનું તથા હિંદુસ્તાનનું એક કેંદ્રસ્થાન છે, કેટલાક દિ. જૈન આગેવાનોનું એ નિવાસ સ્થાન છે, કોન્ફરંસનું પણ જન્મસ્થાન છે તેમ ૫-૭ વર્ષ થયાં કોન્ફરંસની બેઠક કોઇ મોટા શહેરમાં થઇ નથી, જેથી આ વખતે આપણી આ કોન્ફરંસની બેઠક કંઇ અલૌકિક રૂપજ ધારણ કરી શકશે એ નિર્વિવાદ છે. ગત વર્ષે ખામગામ દૂર હોવાથી ગુજરાતના ભાઇઓ લાભ લઇ શકયા નથી, જેથી આ વર્ષે અમારા ગુજરાતના ભાઇઓ ગંજાવર સંખ્યામાં કોન્ફરંસનો લાભ લેશેજ, એમ અમોને પૂર્ણ આશા છે. અમારા વ્હાલા વાંચકો! કોન્ફરંસ ભરાવાને માત્ર એકજ માસ બાકી છે માટે આળસ તજી દઇ આવતા માસમાં મુંબાઇમાં મળનારી આપણી આ કોન્ફરંસમાં ભાગ લેવા સત્વર તૈયાર થાઓ. આ કોન્ફરંસમાં કયા કયા ઠરાવો મુકાવાની જરૂર છે, જેનું લીસ્ટ અમો આવતા અંકમાં પ્રકટ કરવા ઇચ્છીએ છીએ, જેથી ઠરાવો સંબંધની સુચનાઓ દરેક બંધુએ અમને માગસર સુદ ૧ સુધીમાં મોકલી આપવી.

**રતલામ બોર્ડિંગની ઉન્નત દશા.** આ અંકમાં રતલામ બોર્ડિંગના વાર્ષિક મેળાવડાનો રિપોર્ટ વાંચવાથી વાંચકોને જણાશેજ કે એ બોર્ડિંગમાં શરૂઆતમાં ૫ જ વિદ્યાર્થીઓ હતા (અને કેટલાકો અકળાતા હતા કે એ બોર્ડિંગ તે કેમ ચાલશે?) પણ હાલ ૪૨ વિદ્યાર્થીઓ એનો ઉત્તમ રીતે લાભ લઇ રહ્યા છે તથા રતલામ રાજ્યની પણ આ બોર્ડિંગ તરફ બહુજ મહેરબાની છે. વળી વાગડ પ્રાંતમાં વાંચનનો વિશેષ ફેલાવો થાય એ માટે આ વર્ષથી એ બોર્ડિંગમાં અમદાવાદની બોર્ડિંગની માફક વીઝીટર્સ કમીટી નીમવામાં આવી છે અને તેની વાર્ષિક ફી માત્ર રૂ. ૨) જે લઇ તે મેમ્બરોને રૂ. ૧।।। નું **આ પત્ર ભેટ** આપવાનો ઠરાવ થયો છે, જેથી આ બોર્ડિંગની વીઝીટર્સ કમીટીના મેમ્બરો થવાને અમો વાગડ અને માળવા પ્રાંતના ભાઇઓને સૂચવીએ છીએ.

**અમદાવાદ બોર્ડિંગમાં લાઇફ મેમ્બર.** અમદાવાદની આપણી બોર્ડિંગના છેલ્લા મેળાવડા પ્રસંગે એની વીઝીટર્સ કમીટીના મેમ્બરો, જેની વાર્ષિક ફી રૂા. ૩ લેવાય છે તેમને રૂ ૫૦) લઇ લાઇફ મેમ્બર પણ નીમવાનો ઠરાવ થયેલો છે, જેથી હવે એ બોર્ડિંગની વીઝીટર્સ કમીટીના જે જે મેમ્બરોને લાઇફ મેમ્બર થવાની ઇચ્છા હોય, તેમણે તે સંબંધીનો પત્ર અમદાવાદ લખી જણાવવો. જો ગુજરાત વર્નાકયુલર સોસાયટીની માફક આ કમીટીના લાઇફ મેમ્બરોની સંખ્યા થાય તો ભવિષ્યમાં આ કમીટી કંઇ અવનતું કાર્ય કરી શકશેજ એમ સંપૂર્ણ આશા રહે છે.

**શ્રીયુત ચાડીલાલ મોતીલાલના** પ્રયાસથી કોચીનમાં જૈનો અને હિંદુઓ માટે ગુજરાતી અને મેટ્રીક સુધીના શિક્ષણ માટેની સ્કુલ ખોલવા માટે રૂા. ૧૦૦૦૦) નું ફંડ અને માસિક રૂા. ૨૦૦) ની ઉપજ થાય એવો ફર નંખાયો છે તથા હૈદ્રાબાદ (દક્ષિણ)માં સ્થાનકવાસી જૈન કોન્ફરંસ આવતા મહામાસમાં ભરવાનું આમંત્રણ મળ્યું છે. વળી આ ઉત્સાહી ગ્રહસ્થે અમદાવાદમાં મેટ્રીકની પરીક્ષા વખતે પોતાને ત્યાં ત્રણે ફીરકાના ૪૦ વિદ્યાર્થીઓને ઉતારો આપી દરેક સગવડ કરી આપી હતી. ધન્ય છે એમની નિસ્વાર્થવૃત્તિ અને સમાજ-સેવાને!

## कासिय वण्णना (काशीनुं वर्णन)

(ભાષામાં રચનાર:—માવજી દામજી શાહ, પી. પી. જૈન હાઇસ્કુલ, મુંબાઈ.)

अत्थि सारय संठाणं पण्डिया मोय मंजुला
कासी बाराणसी सञ्ञा, नयरी पुञ्ञ पुञ्ञया ॥१॥

करन्ति पंडिआ रम्मा, सत्थ संदोह सुंदरा
जम्सि व भव्व हम्माणि पहट्ठाणं विलुक्कइ ॥२॥

आय वारण कोसाणं अज्जयण सहायिआ
वाया हुन्ति महाहस्स सुजुत्ता जुत्ति जुतिया ॥३॥

विज्जा विणय संपुण्णा जणा जम्सि सुपस्सइ
मञ्ञेव इन्दवन्दव्व पठनं कत्तु भागया ॥४॥

गंगा पुनरत्थत्थि, वोम्म गंगव्व आगया
"कासि करवत सञ्ञं" ठाणं खायं महीतले ॥५॥

दरभंगा महारञ्ञो; पाठशाला पइट्ठिआ
पुञ्ञा कासिय मज्जेव, मुकुटव्व विसोहइ ॥६॥

क्वीन्स कोलेज सञ्ञाय, अञ्ञा पुञ्ञा पावित्तियी
सालाव भूसणं जम्सि कासिय लुक्कइ सुह ॥७॥

"काशी विश्वनाथ" इति मनो रम्मं थलं जहा
देवासुरालयम्मिव, मण्डआ तारिसा वश ॥८॥

श्रीमान दिगंबर मुनि श्री अनंतकीर्तिजी निर्ग्रंथकार.

श्रीमान त्यागी ग्यारह प्रतिमाधारी ऐलक पन्नालालजी महाराज.

श्रीमद् पंडिताचार्यवर्य्य भट्टारक श्री चारुकीर्तिजी–मुडबीद्री.

ब्रह्मचारी श्री शीतलप्रसादजी, संपादक, "जैन मित्र"–मुंबाई.

# खास अंक के चित्रोंका परिचय.

आ खास अंकमां जे जे तीर्थो, त्यागीओ, श्रीमानो, विद्वानो तथा जाहेर संस्थाओना फोटाओनो संग्रह आपवामां आव्यो छे, ते सर्वेनो जो टूंक परिचय आपवामां न आवे तो ए फोटाओना दर्शनथी समाजने कंई पण लाभ न थवा उपरांत आ अंक पण लुख्खो लागे, ए हेतुथी दरेक फोटानो टूंक परिचय अमो गुजराती के हिंदी भाषामां अत्रे प्रकट करीए छीए. जो बधां चित्रोनां लंबाण जीवनचरित्रो आपीए, तो ते आ अंक माटे घणुं विस्ताररुप अने वळी वांचकने कंईक कंटाळारुप थई पडे. जेथी हाल तो दरेकनी टूंक माहीति रजु करीए छीए अने जेना जेना लंबाण चरित्रो प्रकट थवानी जरुर छे अने जे अमोने मळी चुक्यां छे, ते अमो हवे पछीना अंकोमां अवकाशे प्रकट करता रहीशुं.

## (१) संसारवृक्ष याने मोहरस स्वरुप.

भवबन भटकत पथिकजन, हाथी काल कराल ।
पीछे लागो हो दुःखित, पड़ो कूप विकराल ॥ १ ॥
पकड़ शाख बट वृक्षकी, लटको मुंह फैलाय ।
अपर मधु छत्ता लगा, पड़ी बूंद मुंह आय ॥ २ ॥
निशदिन दो चूहे लगे, काटत आयु डाल ।
नीचे अजगर फाड़ मुख, है निगोद भवजाल ॥ ३ ॥
चार सर्प चारों गती, चारों ओर निहार ।
हैं कुटुंब माखी अधिक, चुंटत तन हरबार ॥ ४ ॥
श्रीगुरु विद्याधर मिले, देख दुःखी भवजीव ।
हो दयालु टेरत उसे, मत सह दुःख अतीव ॥ ५ ॥
बुंद मधु है विषयसुख, ताकी लालच काज ।
मानत नहिं उपदेशको, कर रह्यो आत्म अकाज ॥ ६ ॥
आयु डाल कुछ कालमें, कट जावेगी हाय ! ।
निचे पड़ बहु काल लों, भुगते फल दुःखदाय ॥ ७ ॥

પ્રિય વાંચકો! આ પત્રના **મુખપૃષ્ઠ** (પુઠાં) ઉપર તમો એક ચિત્ર જોઈ રહ્યા છો, જે ચિત્ર એક સાધારણ ચિત્ર નથી, પણ તેમાં ઘણુંજ માર્મિક અને બોધક તત્વ સમાયેલું છે અને તે જાણવાની દરેકને અભિલાષા થાય એ નિર્વિવાદ છે, માટે તેનો ટૂંક પરિચય આપવો યોગ્ય ધારીએ છીએ.

અનેક જીવોથી ભરેલી આ સંસારરૂપી અટવી સમાન એક મોટા ગહન **વનમાં** દૈવયોગે કોઇ એક **મુસાફર** આવી ચડયો હતો, તેણે વનમાં યમરાજની પેઠે ક્રોધાયમાન અને ઉંચી સૂંઢ કરીને પોતાની સામે આવતો એક ભયંકર **હાથી** જોયો તે હાથીને જોઇ તેથી ભયભીત થઇને તે મુસાફર દોડવા લાગ્યો, અને હાથીની આગળ દોડતો દોડતો તે એક કુવા આગળ આવી પહોંચ્યો, જે કુવો ઘણોજ અંધારો અને ઉંડો હતો. ભાન ભુલેલા તે મુસાફરનો પગ કુવામાં પડયો પણ પડતાં પડતાં તેના હાથમાં પાસેના એક વડની લટકતી **મુળી** આવી ગઇ, જેથી તેને પકડી તે લટકી રહ્યો (જે પ્રમાણે દુર્ગમ નર્કમાં નારકી જીવો ધર્મનું અવલંબન કરે છે તે પ્રમાણે આ ભયભીત મુસાફરની સ્થિતી થઇ).

હવે એ મુસાફર હાથીના ભયથી ભયભીત થઇને નીચે જુએ છે તો તે કુવામાં યમરાજની માફક મોં ફાડીને પડેલો એક **અજગર** જોયો. ઉંચે જોયુ તો તે પકડેલી વડની મુળીઓની ડાળને એક **સફેદ** અને એક **કાળો** એવા **બે ઉંદરો** હંમેશાં કાપી રહ્યા છે, કે જેમ રાત્રિ અને દિવસ અથવા કૃષ્ણપક્ષ અને શુકલપક્ષ મનુષ્યના આયુષ્યને કાપે છે. એ સિવાય તે કુવામાં ચાર કષાયો અથવા ચાર ગતિની માફક બહુ લાંબા અને ભયાનક ચાર દિશાઓમાં ફરતા **ચાર સર્પ** જોયા. હવે આ સમયે પેલા પૂંઠે પડેલા હાથીએ ક્રોધમાં આવીને તે ઝાડને સૂંઢથી પકડીને જોરથી હલાવ્યું, જેથી તે ઝાડ **ઉપર** એક મધપુડો હતો, તેમાંની **મધમાખીઓ** ઉડી, અને સઘળી માખીઓ પેલા મુસાફરના શરીરપર ચોંટી અને તીવ્ર ડંખ દેવા લાગી. આ પ્રમાણે ચારે તરફથી વીંટળાઇને **અસહ્ય અને** મર્મભેદી પીડા આપવાવાળી માખીઓથી ઘભરાઇને અતિશય દુ:ખી થઇને તે મુસાફર ઉપર જોવા લાગ્યો; એટલે ઉંચું મોઢું કરતાંની સાથેજ વૃક્ષ ઉપર બાઝેલા મધપૂડામાંથી એક નાનું મધનું ટીપું તેના હોઠ ઉપર આવી પડયું, ત્યારે તે મૂર્ખાનંદ નર્કના જેવા દુ:ખથી પણ અધિક દુ:ખને કંઇ પણ નહિં ગણકારતાં તે મધનાં ટીપાંના સ્વાદને ચાખીને પોતાને બહુ સુખી માનવા લાગ્યો, અને તેમાંજ આશક્ત થયેલો તે મૂઢ બીજાં ટીપાંની આશામાં લટકેલોજ રહી પોતાને સુખી માનતો સમય વ્યતિત કરે છે.

હવે તે સમયે કર્મ સંયોગે આકાશ માર્ગે વિહાર કરતા, દયાના સાગર અને પરમાર્થી પ્રકૃતિના કોઇ એક **વિદ્યાધરનું વિમાન** ત્યાં આગળથી જતું હતું, તેઓની દ્રષ્ટી પેલા દુ:ખમાં ડુબતા અને સ્વલ્પ સુખથી સંતોષ માનતા મુસાફર તરફ પડી એટલે તુરતજ તેમના હૃદયમાં દયા સ્ફુરાયમાન થઇ. વિદ્યાધરે તરતજ ત્યાં વિમાન અટકાવ્યું અને વિમાનમાંથી નીચે ઉતરી તેની પાસે જઇ તેને કુવામાં પડતો બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા અને મુસાફરને કહ્યું:—ભાઇ! તું મધનાં ટીપાંની **લાલચમાં** લટકી રહ્યો છે, પણ ઉપરથી પેલા બે ઉંદરો તારી પકડેલી મુળીને વિના વિશ્રામે વારાફરતી કાપીજ રહ્યા છે, માટે હજી પણ ચેત, અને મારી સાથે ચાલ. હું તને મદદ આપું. અને ઉપર ખેંચી લઉં."

પેલો મધની લાલચમાં ઝપટાયલો મુસાફર તે નિ:સ્વાર્થી પુરૂષને કહેવા લાગ્યો— "ઉભા રહો, હું હમણાં આવું છું. મધનું એક ટીપું પડે તે ચાખી લઉં અને હમણાં

આવું છું. એમ કેટલાક ટીપાં આપ્યાં પણ તેનું "હમણાં આવું છું," પુરૂં થયું નહિં. આખરે વિદ્યાધર કંટાળ્યા અને તેઓ પોતાને માર્ગે ચાલતા થયા.

પેલો મુસાફર કાંઇ મધથી ધરાયો નહિ, પરંતુ ઉંદરોએ પોતાનું કાર્ય પૂર્ણ કર્યું. મુળી કપાઇ રહેતાની સાથેજ પેલો આશાવંત મુસાફર ધબ દેતો કે કુવામાં પડયો અને સર્પ તથા અજગરનો ભક્ષ થયો ! (નર્ક કુંડમાં પડયો)

**વ્હાલા વાંચકો!** ઉપરના દ્રષ્ટાંતમા ગહન વન છે તે **આ સંસાર** રૂપી અટવી છે અને મુસાફર છે તે **સંસારી જીવ** છે. હાથી છે તે **મૃત્યુ** (યમરાજ) છે વડની મુળી તે **આયુષ્ય** છે. કુવો છે તે **સંસાર** છે. અજગર છે તે **નિગોદ** છે. ચાર સર્પ છે તે ચાર ગતિઓ છે. સફેદ અને કાળો ઉંદર તે રાત્રિ **અને દિવસ** (શુકલપક્ષ અને કૃષ્ણપક્ષ) છે, કે જે આયુષ્યન કાપી રહ્યા છે. મધમાખીઓ ડંખે છે તે શરીરના રોગો છે, અને ગુણગુણાટ કરે છે. તે **કુટુંબી જનો** છે. મધનાં ટીપાંનો સ્વાદ છે તે માત્ર ઇન્દ્રિય જનિત **સુખાભાસ** છે અને વિદ્યાધર છે તે **ધર્મગુરૂ** છે

આ પ્રમાણે આ નાનકડાં અને શાસ્ત્રીય ચિત્રનું ગુઢત્વ છે સંસારી જીવોનુ સુખ તે સુખ નથી, પણ માત્ર વિજળીના ચમકારા માફક સુખાભાસ છે. દુઃખ તો ડુંગર સમાન છે અને સુખ માત્ર તલ જેટલું છે. એ કારણથી સંસારી મનુષ્યોએ પોતાને મળેલા ઉત્તમ ચિંતામણી રત્ન સમાન મનુષ્ય ભવ વૃથા એશઆરામમાં ગુમાવવો જોઇએ નહિં, પરંતુ જેમ બને તેમ મોહતૃષ્ણાનો ત્યાગ કરવાનો અને સંસારથી ઉદાસીન ભાવ ધારણ કરી મોક્ષ મેળવવાનો ઉદ્યમ આરંભવો જોઇએ અને ત્યારેજ ચોર્યાશી લક્ષ જીવયોનિમાંથી કાંઈ પુણ્ય યોગે પ્રાપ્ત થયેલા મનુષ્ય જન્મની સાફલ્યતા થાય. તથાસ્તુ.

**(२) श्रीमान दिगंबर मुनि श्री अनंतकीर्तिजाः—**दक्षिण केनेरा जिल्हे के कारकलसे बारा मीलपर निल्लीकार ग्राम के आप अत्यंत श्रीमान श्रावक थे. आपने ग्रहस्थाश्रममें आपकी पत्नि तथा परिजनादी साथ लेके संपूर्ण भारत का प्रवास किया और समेदशिखर, चंपापुरी, पावापुरी आदी सब तीर्थोंका दर्शन किया. चार वर्ष हो गये, आप के ग्राममे प्लेगका बहोत प्रसार हुवा. जीसमें आपकी पत्नीका अंत हुवा. उसी दिनसे आपके दिलमें संसारकी नश्वरता उपजी. और भाईबंधका त्याग कर के नग्न दिगंबरी (निर्ग्रंथ) दिक्षा धारण की. प्रस्तुत आप चातुर्मास में मुडबीद्रीसे २० मैलपर निल्लीकारके समिपस्थीत नीलगीरी पर्वतकी गुफामे निवास करते है. केवल तीन चार दिनका उपोषण करके पारणे के निमित्तसे मध्यान्ह के समयकुं आहार के लिये निल्लीकार गाममे जाते ह. श्रावक आपकुं विधियुक्त आहार देते है. अंतराय हो तो आप आहार लेते नहीं. आप हमेशा गुफामे ही रहते है आर ध्यान में मग्न रहते है. श्रावकों का संघ जम गया, तो आप उपदेश देते है. आप के चारित्र की महिमा उधर सर्वत्र विश्रुत है, जीससे बडेर अंग्रेज ऑफिसर आपके दर्शनकुं आते है और आपका दिगंबरत्वका कौतुक करते है. प्रस्तुत आपकी वय अंदाज मात्र २९ वर्षकी है

और दिक्षा लेनेकुं मात्र चार वर्ष ही हुवे है. हमारे सरीखे क्षुद्र जीवोंकुं भव-समुद्र पार करनेकु समर्थ अैसे श्री अनंत-कीर्तिजी मुनिराज चिरकाल जयवंत रहो. धन्य है ऐंसे त्यागी महात्माकुं जो इस विषम पंचम कालमेभी ऐसी घोर तपश्चर्या कर सकते है.

**(३) श्रीमान त्यागी ग्यारह प्रतिमाधारी ऐलक पन्नालालजी महाराजः**-पींछी, कमंडळ और कोपीन (लंगोट) मात्र परिग्रह रखनेवाले इस त्यागी महात्मा जबसे पांच छ वर्ष हुए सारे हिंदुस्तान में गामों-गाम विचर कर धर्मोपदेश का पान करा रहे है तबसे आबालवृद्ध सभी जैनों आपसें परिचित है. आपका जन्म स्थान झांझरी (जी. परतापगढ) है और आप नृसिंहपुरा ज्ञाति के है. अभी आप ऐलक श्रावककी सब क्रिया अच्छी तरह से पालते है और जहां आप विचरते है उस सभी ग्रामों मे आप के धर्मोपदेश सें बहुत कुछ सुधारा होता रहता है. आप चातुर्मासमें एक स्थानपर और फिर ८ मास तक कोई ग्राममें पांच दिनसे अधिक नहि ठहरते है और आखडी सह विधिपूर्वक आहार मिलता है, तौही ग्रहण करते है. कार्तिक और वैशाख इस दो मासमें एक वख्त याने वर्षमें दो वख्त आप अपनी मुष्टीसें केशलोंच करते है तब हझारों जैनों एकत्रित होते है और बहुत कुछ दान पूण्य और सुधारा होता है. इस चातुर्मास आपने झालरापाटन शहरमें किया और अभी कार्तिक सुद १२ के दिन महान रथोत्सव होकर आपका केशलोंच सानंद और विधिपूर्वक हो गया है. हम यही इच्छा करते है कि आप चीरंजीवी होकर जैन समाजका ज्यादेतर उपकार करते रहे. (आपका बृहत् जीवनचरित्र आगामी कीसी अंकमे दिया जायगा)

**(४) श्रीमद् पंडिताचार्यवर्य्य भट्टारक श्री चारुकीर्तिजीः**—आपका जन्म दक्षिण कन्नडमेंही हुवा. चालीस वर्ष तक ग्रहस्थाश्रम पूर्ण करके आपके गुरुकी आज्ञासे पट्टपर भट्टारक पद पर अधिष्टित हुवे. आप संस्कृत भाषा के अच्छे जानकार पंडित है. नित्य प्रातःकाल के ३ घंटे तक निद्रासे जागृत होकर दत्तभक्ति, पंचस्तोत्र, तत्वार्थ सूत्र आदीका आपके ओजस्वीनी दिव्य ध्वनिसे पाठ करते है. आठ घंटे तक स्तोत्र पाठ होने बाद आप वहां के प्रत्येक मंदिरमे जाके दर्शन करते है फिर स्नान करके सामायिक, ध्यान, जपादि कार्य बारा घंटे तक करते है. फिर आहार लेके आन्हीक पूजा करते है. तत्पश्चात् सायान्ह पूजा करते है. रात्रि के नउ घंटेकुं फिर विश्रांति लेते है. पूजादि संपूर्ण कार्य नित्यशः आप करते है. आपने श्री जैन पाठशाला स्वर्ग. बाबु देवकुमारजी के हस्तसे खोली है, जीसमे

करीब ५० लडके और बालिका व्यवहार शिक्षण और धर्म शिक्षण लेते है. पाठशाला. का रु. ३००००) का फंड आपकी पास है और भट्टारक के संस्थान की पूंजी करीब एक लक्ष की है. आपके पश्चात् कोई अच्छा पंडित भट्टारकके तख्तपर बैठनेकुं नहि मिलता, ऐसा देखके आपने संस्थानकी सर्व व्यवस्था ( मयी ] पंचोंके नामसे कर दी है. भट्टारक दुराचरणी निकले, इससे लोगोंका उनके परका श्रद्धान कम होने लगा ऐसा आपका मत है. आपका ब्रह्मचर्य धगधगीत है. भगवान स्तोत्र पठन करनेके समय आपकी तेजस्वी और प्रभावशाळी दिव्य ध्वनि सर्व लोकोके दिलपर वहोतही असर करती है. आपके हस्तगत श्री सिद्धांत शास्त्र और अत्युत्तम मौल्यवान रत्नोंकी ३२ तेजस्वी जीन प्रतिमा है और आपका सरस्वती भंडारभी बड़ा है, जीसमें अनेक अमोल जैन ग्रंथ ताडपत्रोंपर लिखित है. आप आजकलके भट्टारकोंके समान पालखी, म्याना, घोडाका ढंग नहि रखते है. जहां जानेका हो वहां स्वयं चलके आते है, ऐसे आपके भट्टारक पदका संपूर्ण भारतके जैनोंकुं बड़ा अभिमान है. और आजकल सुधारक कालमे ऐसाही भट्टारक होना आवश्यक है. प्रस्तुत आप मुडबीदरी (दक्षिण केनेरा) मे निवास करते है. आपका शुभ जीवन हमारे और जैन धर्मके हितार्थ परमात्मा चिरायु करे!

(५) ब्रह्मचारी शीतलप्रसादजीः— आपका जन्म सन १८७८ में लखनउमे हुवा है. आपकुं ९ वर्षकी उमरसे भट्टारक मुनिंद्रकीर्तिके निमित्तसे आजन्म दर्शनका नियम है (यदि दर्शन न मिले तो दो माला फेरनेका नियम है ) और सन १८९७ से नित्य प्रति स्वाध्याय करनेका नियम लिया है, जिससे ही आप आजकल जैन समाजका बहुत कुछ उपकार कर रहे है. आपने इंग्लीश और धर्म शास्त्रका भी अच्छा ज्ञान प्राप्त किया है. सन १८९७ से आप महासभा के जलसेमे सामिल होने लगे, 'जैनगजट' मे लेख भी देने लगे और जब बाबु देवकुमारजीकी संपादकीमे 'जैनगजट' लखनउमे छपता था, तब तक आप 'जैनगजट' का सब प्रबंध देखते रहते थे. सन १९०४ में पिताका और १९०५ में प्लेगसे ८ दिनके भीतर माता, स्त्री व भाई पन्नालालका १८ वर्षकी अवस्थामे मृत्यु होनेसे आपके चित्तमें वैराग्यका ख्याल आया और फिर विवाह न करके आत्मकल्याणकी वांच्छा हुई. भाइओंका आग्रह परभी आपने फिर विवाह न किया. फिर काशी स्याद्वाद पाठशालाके स्थापना समय और सहरानपुरमे महा सभाके अधिवेशनके समय श्रीमान शेठ माणेचंदजी जे. पी. से मिलाप होनेसे मुंबाईमे आकर व्यापार और धर्मध्यान करने-

का विचार हुवा और सन १९०६ मे मुंबाई आकर जवाहरातकी दलाली करते रहे और शेठ माणेकचंदजीके धर्म कार्योंमें धार्मिक मित्रतासे प्रतिदिन सहायता करते रहे. आपके बड़े भाई अनंतलालने जवाहर के व्यापारमें करीब एक लाख रुपया पैदा किया, परंतु तुर्तही सन १९०९ मे बिमार होकर मर गये और कुछ न कह सके, न दानादिभी कर सके और आप बम्बई से लखनउ गए तब वे न थे. इस दृश्यने मनकुं कहा कि तु अब जो साध्य है उसकी और क्यों नहि झूकता? फिर अवसर पा सन १९१० मे श्रीमान ऐलक पन्नालालजी की पास सोलापुर मे केशलोंच के समय ब्रह्मचर्य व्रत नियमपूर्वक धारण किया (यद्यपि साधन तो चार पांच वर्ष पहलेसे था) जीससे आज तीन वर्ष हुवे आप ब्रह्मचारी हो कर जैन समाजका कल्याण कर रहे है. आप मुंबाई प्रांतिक सभा का पाक्षिक पत्र " जैन मित्र " का संपादन कार्य चार वर्ष हुवे अच्छी योग्यतासे कर रहे है और प्रत्येक धार्मिक उत्सवों मे सामिल हो कर अच्छे२ व्याख्यानों देते रहते है. आपका चातुर्मास जयपुर, काशी और इस वर्ष मुलतानमे होनेसे तीनों स्थानोंमे अच्छी धर्म जाग्रति पैदाहुई है. आप नित्य प्रति दो समय विधिपूर्वक सामायिक करते है और ८ व १४ का उपवास करते है. आप मात्र चार पांच घंटे ही निंद लेते है और रात्रि दिन धर्म कार्य करते रहते है. हम यही कहते है कि आप इससेभी ज्यादे धर्म सेवा कर सके और चिरायु होकर जैन समाज का कल्याण करते रहे.

(६) श्रीमान श्रावकोत्तम गृहत्यागी श्री आनंदीलालजीः—दशा हुमड ज्ञाति परतावगढ (माळवा) निवासी आपका जन्म संवत १८९७ में हुवा है, जीससे आज आपकी अवस्था ७२ वर्षकी है. आप सं. १९१६ से १९५३ तक सरकारी जागीरदारी दीवानी फोजदारी कामदारी करते थे. आपके तीन पुत्रों हुवे, जीस्मे एक मौजुद है. आपने सं. १९४८ से स्त्रीकी मौजुदगीमें शीलव्रत ले लिया है. सं. १९५३ मे स्त्री गुजर गई, तबसें १९६० तक घरमे उदासीनतासें रह कर धर्मसेवन करते रहे और १९६० में घर छोड़ दिया और देशाटन करते रहे. आपका चातुर्मास परतावगढ, बड़नगर, इंदोर. उदेपुर, मंदसोर. अजमेर, रतलाम और इस वर्ष कोटामे अनुक्रमसे हुवा है. आप मात्र कमंडळ कलसा पीतलका और दो धोती और एक दुपट्टा मात्र रखते है शास्त्रानुसार जघन्य प्रतिमाके भेदमें उत्कृष्ट उदासीन श्रावक ग्रह धन परिग्रह के त्यागी है और बाह्य प्रवृत्तिसें दशमी

प्रतिमा मालुम होती है इस वास्ते पींछी कमंडळ नहि रखते है. और यज्ञोपवित रखते है. उंचे पदस्थ चढ़नेकी आपकी बहुत आकांक्षा है, परंतु आपकी अवस्था बहुत वृद्ध होनेसे श्रावकोंके आग्रहसे नियमपूर्वकही प्रतिज्ञाओं धारण की है. जहां२ आप विचरते है आपके धर्मोपदेशसे बहुत कुछ सुधारा होता है और इस वर्ष कोटा (Kotah) मेंभी आपके चातुर्माससे बहुत कुछ धर्म जागृति हुई है. यह वृद्ध त्यागी महात्मा चिरायु हो यह हमेरी मनोकामना है.

(७) बाबा भगीरथजी वर्णीः—हस्तिनागपुर के श्री रुषभ ब्रह्मचर्याश्रम के आप संस्थापक व प्रचारक है और सप्तम ब्रह्मचर्य प्रतिमा के धारी है. देखिये आपकी शांत छबि कैसि प्यारी है ! आप बड़े कोमल हृदय और सरल परीणामी है तथा सच्चरित निर्मल आत्मा है. आप संस्कृत भाषा के प्रेमी और ज्ञाता है और आपनें ही काशी स्याद्वाद् पाठशाला की स्थापना कराई है और मेरठ जील्लेके कितनेही अजैनोंको जैन बनाया है. आपके चित्तमें जैन धर्मकी हीनावस्थाका बड़ा खेद है. उसकी उन्नति की सदैव भावना भाया करते है. आप मथुरा प्रांत के रहनेवाले और वैष्णव संप्रदायमें वृशोद्भव है. जन्मसे रामायण के प्रेमी थे, किन्तु जैन धर्म के संसर्ग से वह सब राग रंग भूल कर आत्महित साधन मे संलग्न है और अभी हस्तीनागपुर के ब्रह्मचर्याश्रममे रह कर आश्रम का कार्य चला रहे है.

(८) उदासीन परोपकारी लाला गेंदनलालजीः—आपभी रु. ब्रह्मचर्याश्रमके संस्थापक और प्रबंधक है. आप संसारसे उदासीन है और नित्य नियम स्वाध्याय व सामायिक करना ही आपका तप व व्यापार है. आप मंद कषायी, विद्याप्रेमी, कार्यदक्ष और व्यवहार कुशल है. दो वर्ष हुए आप रु. १०० के मासिक पर म्युनीसीपल सेक्रेटरी थे, उस समय आपने कितनेही मनुष्योंसे हिंसाका करना छुड़वाया है और बोर्डकी ओरसे हिंसाके कार्य नहि होने दिये है. आप जात्युन्नतिका सद्‌विचार करते रहे है और संसारको असार जानकर सदाके लिये आर्थिक लाभसे पराङ्मुख हुए है. क्यों न हो ? आप जैसे वीरही परमार्थ साधनमें तत्पर होते है और सांसारिक परपंचोसे लड़कर धर्मपताका फहराते है. सबसे प्रथम आपनेही समेदशिखरजीपर महा सभाके अधिवेशनमें आश्रमके स्थापनार्थ रु. १०००) नकद दान किया था, उस समय आपके इस साहसपर अनेक धनवानोंके हृदयभी कांप उठे थे. आपके पूर्वज रामपुरके रहने वाले थे, परंतु आप अकसर सहारानपुर या रुड़की-

ही रहा करते थे. आप अग्रवाळ वैश्य जातिके वंश भूषण है. शारीरिक और आर्थिक दशासे सुखसंपन्न है. बड़ा पुत्र एफ. ए. क्लासमें जयपुर समीतीमे पढता है और छोटा आश्रममें प्रविष्ट है. स्त्रीका वियोग है इस लिये ब्रह्मचर्य व्रत के पूर्ण सेवी है. अभी आपने जैनसमाज कुं अपना जीवन अर्पण किया है और हस्तीनागपुर के ऋषभ ब्रह्मचर्याश्रम के अधिष्ठाता और संचालक आप ही हैं.

(९) श्रीमान कुंवर दिग्विजयसिंहजी जैनः—आप कट्टर आर्य्यसमाजी विद्वान पंडित थे और उस समाज के उपदेशक भी थे, परंतु इटावा में जैन विद्वानोंके संसर्गसे आपने श्रद्धापूर्वक जैन धर्म धारण किया है. और आजकल जैन समाजका उपकार कर रहे है. आप संस्कृत, हिंदी, उर्दु और इंग्लीश भाषा के अच्छे ज्ञाता है. जहां२ शास्त्रार्थ या जैन तत्व प्रकाशीनि सभाका दौरा होता है आप अवश्य पधारकर जैन धर्मका प्रकाश और विजय करते है. स्त्री होते हुवे भी आपने इस २७ वर्ष की उम्रमें ही शील-व्रत धारण किया है. आपका जीवन चरित्र 'जैन तत्व प्रकाशीनि' सभाद्वारा हिंदी भाषामे प्रकट हो गया है, जीससे हम स्थानाभाव के कारण आगामी अंकमे आपका बृहत् जीवन चरित्र गुजराती भाषामे प्रकट करेंगे. आप जैसे रत्न याने विद्वान पंडित जैन कोमको प्राप्त हुवे है, जीससे आ[illegible]की शांत छावि हमने इस वर्षके पंचांग[illegible] प्रकट की है. आपका निवास [illegible] वीधुपुरा पोस्ट बड़पुरा जील्ला इटा[illegible] है.

(१०) [illegible]श्रीयुत चंद्रसेनजी जैन वैद्य, इटावाः—आ[illegible] "जैन तत्व प्रकाशीनि" सभा के मु[illegible]ख्य मंत्री है और इस सभा द्वारा जैन [illegible] की बहुत ही उन्नति कर रहे है. आज तक आपने जैन धर्म के तत्वों की ५०००० ट्रेक्ट मुफत या अल्प मुल्यमे इस सभाद्वारा असीम परीश्रम करके प्रकट की है. और आगामी आप "जैन तत्व प्रकाश" नामका मासिक पत्रभी निकालनेकी तैयारी मे है. इस नव युवक बंधुका (सचित्र) जीवन चरित्र हम आगे चतुर्थ वर्षमें प्रकट कर गये है जीससे इस वख्त ज्यादे लीखनेकी आवश्यक्ता नहि है.

(११) स्याद्वाद् वारिधि वादि गज केशरी पंडित गोपालदासजी बरैयाः—मोरेना (ग्वालियर) निवासी इस महान नर रत्नको कौन नहि जानता है? विद्याप्रेमी, अपूर्व विद्वान, जैन धर्म की उन्नति के लिये अहर्निश प्रयत्नशील रहनेवाले इस महापुरुषका सचित्र जीवन चरित्र हम हिंदी भाषामें गत वर्षमें प्रकट कर चुके है, जीससे फिर ज्यादे न लिख कर इतनाही कहते हैकी आप जैन समाज-

श्रीमान कुंवर दिग्विजयसिंहजी जैन रईस, बीधुपुरा (इटावा)

श्रीयुत चंद्रसेन जैन वैद्य–इटावा.

(જૈનતત્વપ્રકાશિની સભાના મંત્રી તથા ઉત્સાહી, ખંતીલા અને ધર્મપ્રેમી યુવક બંધુ)

के एक अपूर्व विद्वान और उद्धारक है. आप महा सभा के विद्या विभाग के मंत्री बहुत समय तक रहे है और गत वर्षमें दक्षिण महाराष्ट्र जैन कोन्फरंस के बेलगाम के अधिवेशन में आपकुं अध्यक्ष-स्थान दिया गया था. अभी दो तीन सालसे आपने मोरेना मे जैन सिद्धांत पाठशाला स्थापन की है, जीसमें नित्य आप चार पांच घंटे तक विद्यार्थीओंकुं न्याय और काव्य निःस्वार्थ वृत्तिसे पढ़ाते है. मुंबाईमें दिगंबर जैन प्रांतिक कोन्फरन्सका स्थापन होना और "जैनमित्र" पत्रका आपकी संपादकीमें जन्म होकर इस पत्रद्वारा जैन समाजमे बहुत कुछ धर्म जाग्रति उत्पन्न होना आपकेही अपूर्व्व और निस्वार्थी परिश्रमका फल है. आपकी विद्वता और जैन समाजमे आपका प्रभाव देख कर कितनेक जैन पंडितों इर्षावश होकर आपका प्रभाव घटानेके लिये प्रयत्नशील रहते है, तौभी आपका प्रभाव और आपकी योग्यता बढ़ती ही जाति है. आपके रचे और प्रकट किये हुवे ग्रंथों जैनसिद्धांत दर्पण, जैन सिद्धांत प्रवेशिका, सार्वधर्म, भूगोल मीमांसा, सुशीला उपन्यास आदी प्रत्येककुं जानने और प ने योग्य है.

(१२) पंडित पन्नालालजी बाकलीवाल जैनः—सुजानगढ़ ( बीकानेर ) निवासी बालब्रह्मचारी इस पंडितको सारी जैनसमाज अच्छी तरहसे पिछानती है, क्योंकी आपने बहुत कुछ जैनपुस्तकों अनुवाद या संपादन करके प्रकट किये है, जीससे आपके नामसे सब परिचित है, परन्तु आज हमसब भाइओंको आपके फोटोका दर्शनभी कराते है. आपकी अस्विकारता होने परभी आपका फोटो हमने गुप्त रीति से प्राप्त करके प्रकट किया है जीसके लिये आप के हम क्षमाप्रार्थी है. आपके असीम उद्योगसे ही दिगंबर जैन समाजमे जैन ग्रंथों छप कर प्रकट होने की शरुआत हुई है. मुंबाई में "जैन ग्रंथ रत्नाकर कार्यालय" नामका बडा भारी दिगंबर जैन पुस्तकालय स्थापन हो कर शुद्ध ग्रंथों मिलनेकी सुभीता होना और "जैन हितैषी" नामका हिंदी मासिक पत्र स्थापित होना आप के अतुल्य परिश्रमका फल है. अभी आप काशीमे निवास कर रहे है और वहां स्याद्वाद रत्नाकर कार्यालय और "स्याद्वाद ग्रंथमाला" की स्थापना की है, जीसके द्वारा आपने दो तीन ग्रंथ प्रकट किये है और अभी महान अपूर्व्व शास्त्र "श्री आदी पुराणजी" नवीन और सरल हिंदी अनुवाद सहित छपा रहे है. आपने आपका जीवनसर्वस्व जैन समाजकुं अर्पण किया है और रात्रिदिन समाज सेवाके कार्यमे लगे रहते है. जहां तक हमने तलास की है आप दिन रात मिल

**कर १९–२० घंटे तक कार्य करते रहते है और मात्र चार या पांच घंटे ही अल्प निंद लेते है. आपका बृहत् जीवन-चरित्र हमकु पं. लालारामजी द्वारा प्राप्त हुवा है, परंतु स्थानाभावके कारण वह हम आगामी कीसी मौके पर प्रकट करेंगे.**

(१३) लाला जगमंदरलाल जैनी एम. ए. बेरिस्टर एट लो. अलाहबाद Prof. J. L. Jaini M. A. Bar-at-law, Allahabad):—आपका जन्म सन १८८१ में सहारनपुरमें हुआ है. पिताश्रीका नाम लाला पन्नालालजी है. आपने सन १९०१ मे ( २० वर्षकी उम्रमें ) बी. ए. की परीक्षा पास की और फिर १९०३ में एम. ए. की परीक्षा अव्वल नंबरमे पास की, जीससे आपकुं वीक्टोरीआ ज्युबीलीं मेडलभी मीला था. पढ़नेमें आपकी बुद्धि इतनी तेज थी की आप प्रत्येक परीक्षामें अव्वल नंबर आते थे और गवर्नमेंट स्कोलरशीपभी मीलती थी. इसी वर्षमे आप म्युर सेंट्ल कोलेजके गवर्नमेंट बोर्डिंग हाउसके सुप्रीन्टेन्डंट और आर्ट विभागके आ. प्रोफेसर नियत हुवे. आपका धार्मिक श्रद्धान अच्छा होनेसे और समाज सेवाका ख्याल आपकुं होनेसे आपकी संपादकीमें "जैनगेझेट" (Jain Gagette) नामका इंग्लीश मासिक पत्र निकाला गया (जो अब तक चल रहा है) सन १९०५ मे आप महासभा और जन यंग मेन्स एसोशीएशनके जल्सेमे सामील होकर आप एसोसीएशनके बंगाळ प्रांतके प्रमुख नियत हुवे और आपने स्त्रीशिक्षण डिपार्टमेंट स्थापित किया. फिर सन १९०६ में आप लॉ ( Law ) के शिक्षण के लिये इंग्लांड ( England ) रवाना हुए और १९०९में बेरिस्टर एट लो. की परीक्षामें उत्तीर्ण हुवे और वहां आपने पं० एफ. के. लालन और युरोपीअन जैन हर्बर्ट वोरनसे मीलकर International Jain Association इंग्लांडमें स्थापित किया और आपही उसके प्रेसिडंट हुवे. आप और मी० लालनके उपदेश से ही मी० हर्बर्ट वोरनने जैन धर्म ग्रहण किया है. संवत १९१० मे आप हिंदुस्तान वापिस आये और श्रवण बेलगुलमे गोमटस्वामीके अभिषेकमे सामील हुवे और वहां आप जैन लो कमीटी Jain-Law Committee के सेक्रटरी नियत किये गये. जब तक आप इंग्लांड थे, आपका 'जैन गेझेट' प्रो. ए. बी. लट्ठे एम. ए. और फिर लाला सुलतानसिंहजी वकील मेरठकी संपादकीसे प्रकट होता रहा और वापिस आनेपर फिर आजतक आप 'जन गेझेट'-कुं चला रहे हं. आपने आत्मानुशासनजी ग्रंथका इंग्लीशमे अनुवाद करके 'जैन गेझेट' द्वारा प्रकट करके जैन समाजका बहुत कुछ उपकार किया है. समेदशिखरजीके कार्यके लिये भी आप हरवख्त

सहाय करते रहते है. अभी आप अलाहबादमे बेरीस्टरका व्यवसाय कर रहे हैं और 'जैन गेझेट' कुं भी नीकाल रहे है. धन्य है आपकी तेज बुद्धिको जो आपने मात्र ३१ वर्षकी आयुमे इतनी योग्यता प्राप्त की है. हम यही चाहते है की आप जैसे बुद्धिमान नररत्नों जैन समाजमे ज्यादेतर उत्पन्न होकर जैन समाजका कल्याण करों.

(१४) बाबु जयकुमार देवीदास चवरे वकील बी. ए. बी. एल.—अकोला:— आपका जन्म सं. १९३५ मे कारंजामे हुवा है. आप सन १९०५ तक अभ्यास करके बी. ए. बी. एल. की परीक्षामे उत्तीर्ण हुए है और आजकल अकोलामे वकीलातका व्यवसाय कर रहे है. संस्कृतमे आपकी योग्यता अच्छी होनेसे बी. ए. की परीक्षाके समय आप संस्कृत विषयमे अव्वल नंबर आनेसे बाबु देवकुमारजीके नामका एक मेडल जैन यंग मेन्स एसोसीएशनद्वारा आपकुं मिला है. आपने बहुत परिश्रम करके अकोलामे जैन बोर्डिंग स्थापन की है और अभी तीन चार वर्ष हुवे अंतरीक्षजी तीर्थके लिये अकोलामे दिगंबरी श्वेतांबरींमे दावा चल रहा है उसके लिये आप तन, मन, धनसे अहर्निश असीम परिश्रम कर रहे है. आपके चचा जीनवरदासजी संस्कृतके अच्छे पंडित है, और उन्होंके परिश्रमसे कारंजामे संस्कृत पाठशाळा चलनेका प्रबंध हुवा हे. आपके कुटुंबमे ३५ आदमी हैं जो एकही जगेपर संपसे कारंजामे रहते है. आगे वह्राड व मध्य प्रांतिक दिगंबर जैन सभाकी औरसे 'जैन भाग्योदय' नामका मराठी मासिक पत्र निकलता था उसके संपादनका कार्य आपने ४ वर्षतक किया था. आपकुं जैन धर्मसे भी अच्छा प्रेम हैं और अकोला बोर्डिंगकी उन्नति और अंतरिक्षजी केसमे दिगंबरीकी ओरसे आप अहर्निश तनतोड परीश्रम कर रहे है. धन्य है आपकी समाज सेवाको !

(१५) श्रीमान दानवीर जैन कुल भूषण शेठ माणेकचंद हीराचंदजी जे. पी. मुंबाई:—वीसाहुमड ज्ञाति मंत्रेश्वर गोत्री आपका जन्म स्थान सुरत है. आपकी दानवीरता और समाज सेवाके लिये सारी जैन समाजमे आबालवृद्ध सबही आपकुं अच्छी तरहसे जानतेही है. आपका जीवन परीचय आगे प्रकट हो गया है, जीससे ज्यादे न लिख कर इतनाही कहते है की आप जैन समाजमे एक शिरोमणि नर रत्न है. आपने आजतक अंदाज तीन चार लाख रुपये विद्या वृद्धिके लिये खर्च किये है और रुपया सवा लाख लगाकर मुंबईमे हीराबाग धर्मशाला निर्माण की है. आप महासभा, मुंबई प्रांतिक सभा आदी बहुतेक सभाके सभापति और तीर्थक्षेत्र कमीटी के महामंत्री हैं, और अनेक संस्थाओं और तीर्थोंके आप मेम्बर और ट्रस्टी है.

यद्यपि आपने ज्यादे शिक्षण नहि प्राप्त किया है तोभी आपका ध्यान विद्या वृद्धिके लिये अहर्निश लग रहा है. आप लखपति होने परभी सादाई और सरल परीणामसें रहते है. दिगंबर जैन समाजमे गत १५–२० वर्षमे जो कुछ उन्नति हो रही है वह आपकेही अतुल्य परिश्रमका फल है. समाजके प्रत्येक कार्य आप अगुए होकर तन, मन धन लगाकर करते रहते है. आपकी निष्पक्ष बुद्धिसें आपका जैन समाजमे इतना प्रभाव है कि सभी कार्यों आपकी संमतिपूर्वक होता है. और आज कल आप दिगंबर जैनोंके वाइसरोय जैसे गीने जाते है. आपके गुणोंकी कदर करके ब्रीटीश सरकारने आपको जे. पी. का पद प्रदान किया है और दिगंबर जैनोंकी ओरसें 'दानवीर जैन कुल भूषण'का पद प्राप्त हुवा है. अभी आपकी आयु ६१ वर्षकी है. हम यही चाहते है कि इस दानवीर महान नर दीर्घायु होकर आपकुं इससेभी ज्यादे धार्मिक सेवा करनेका बल प्राप्त हो और अन्य धनाढय महाशयों आपका अनुकरण करों.

**(१६) શેઠ હીરાચંદ નેમચંદ દોશી ઑ. મેજીસ્ટ્રેટ, સોલાપુરઃ**—આ શેઠનું સચિત્ર જીવન ચરિત્ર અમો અગાઉ પ્રથમ વર્ષમાં વિસ્તારરૂપે આપી ગયા છીએ, તેથી અત્રે એટલુંજ જણાવીએ છીએ કે એઓ ધનવાન તેમજ વિદ્વાન પંડિત પણ છે તેમ અંગ્રેજીશનું પણ એમણે સારૂં શિક્ષણ લીધેલું છે અને આ ગ્રહસ્થ મુંબાઇ પ્રાંતિક સભાના સ્થાયી ઉપ સભા પતિ છે તથા મુંબઇ પ્રાંતિક સભા, દક્ષિણ મહારાષ્ટ્ર જૈન સભા તથા વરાડ મધ્ય પ્રાંતિક સભાની બેઠકના પ્રમુખ નીમાયા હતા. એમણે જૈન કોમની ઉન્નતને માટે એટલો બધો પ્રયત્ન કર્યો છે અને કર્યા જાય છે કે જે લખવાને અત્રે સ્થાન નથી. એમણે ગીરનારજીમાં મંદીર બંધાવી પ્રતિષ્ઠા કરી છે તથા સોલાપુરના પ્રસિદ્ધ ધનાઢય ગ્રહસ્થ અને વ્યાપારી તરીકે એઓ જાણીત છે. સરકાર તરફથી પણ એઓ ઑનરરી મેજીસ્ટ્રેટની પદવી મેળવી શકયા છે તેમ દાન પુણ્યમાં પણ દ્રવ્યનો સારો વ્યય કર્યો છે. વળી એઓ એક જાણીતા લેખક તેમ વકતા પણ છે. એમણે જૈન કોમમાં પ્રથમ માસિક પત્ર નામે 'જૈન બોધક" સવત ૧૯૪૧માં કાઢયું હતું, જે ૧૪ વર્ષ સુધી જાતે ચલાવી કોલ્હાપુરના પં. કલ્લાપ્પા ભરમાપ્પા નીટવેને સોંપ્યું હતું, જે હજુ ચાલુજ છે. એઓ કેટલાક જાહેરખાતાંઓના મેમ્બર તથા અનેક ફંડોનો ટ્રસ્ટી છે, તેમ હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડિંગ મુંબાઇના જનરલ સક્રેટરી પણ છે. આપ એક ધનવાન પુરૂષ છતાં જૈન કોમની ઉન્નતિ માટે અહનિશ પ્રયત્ન કર્યા કરે છે, જે બીજા ધનવાનોએ અનુકરણ કરવા યોગ્ય છે. વળી એઓ શેઠ માણેકચંદ હીરાચંદજી જે. પી.ના ખાસ મિત્ર તથા સલાહકાર છે અને આ શેઠની અક્કલ અને મદદથી શેઠ માણેકચંદજી ઘણાં નવીન ખાતાંઓ સ્થાપન કરી શક્યા છે. હાલ આપની ઉમર ૫૬ વર્ષની છે, છતાં પણ વ્યાપાર ધંધો કરવા ઉપરાંત જૈન ધર્મની સેવા બજાવવાને પણ ચુકતા નથી.

**(૧૭) શેઠ રામચંદ નાથા રંગજી ગાંધી, આકલુજઃ**—વ્યાપાર અને દાન પુણ્ય માટે જાણીતા થએલા શેઠ નાથા રંગજીના એઓ ૭મા પુત્ર છે, જેઓ વ્યાપાર

કુશળ ઉપરાંત વિદ્વત્તા, અને દાનવીરતામાં એક્કા છે, તેમ ગ્રંથ જીર્ણોદ્ધાર માટે એમનો પ્રયાસ અત્યુત્તમ છે. એમની પેઢીઓ, મુંબાઇ, સોલાપુર, બીજાપુર, આકલુજ, બાર્સી, પંઢરપુર, વગેરે સ્થળે જગ જાહેર છે. એમના તરફથી રૂ. ૨૫૦૦૦) ખરચી આકલુજમાં મંદિર, રૂ. ૨૫૦૦૦) જૈન ધર્મોન્નતિ ફંડમાં સ્કોલરશીપ, ગ્રંથ જીર્ણોદ્ધાર તથા અનાથાલય માટે, રૂ. ૫૦૦૦૦) સોલાપુરમાં શેઠ નાથા રંગજી જૈન બોર્ડિંગ માટે, રૂ ૫૦૦૦) મહાસભાના પરીક્ષાલયમાં તથા હજાર બબ્બે હજારની અનેક સખાવતો કરવામા આવેલી છે. એઓ અનેક સંસ્થાના મેમ્બર તથા ટ્રસ્ટી છે, તેમ મુંબાઇ પ્રાંતિક દિ. જૈન-સભાના પાવાગઢના અધિવેશનના એઓજ પ્રમુખ નીમાયા હતા. એમના ગ્રંથ જીર્ણોદ્ધાર તરફ એટલો બધો પ્રેમ છે કે અનેક ગ્રંથો ભાષાંતર, ઉતારા કે શુદ્ધ કરાવી પોતા તરફથી અલ્પ મુલ્યમા પ્રકટ કરાવ્યાજ જાય છે, જેવા કે સ્વામિ કાર્તિકેયાનુપ્રેક્ષા, પરીક્ષા મુખ, પંચાધ્યાયી, ધર્મ પરીક્ષા, જૈન સિદ્ધાંત પ્રવેશિકા, ગોમટસાર, વિશ્વલોચન કોષ વગેરે. આ શેઠ ધનવાન સાથે વિદ્વાન પણ છે તેમ એક ગંભીર વિચારવાન અને ઉદાર પુરૂષ છે. હાલ આપની ઉમર ૫૦ વર્ષની છે. અમો એજ ઇચ્છીએ કે એઓ દીર્ઘાયુષી થઇ આથી પણ વધુ દાન પુણ્ય કરો અને બીજા શ્રીમાનો એમના ગુણોનું અનુકરણ કરો.

**૧૮ પંડિત ધન્નાલાલજી કાશલીવાલ, મુંબાઇઃ**—આ સાદા ગંભીર વિચારશીલ પુરૂષે મુંબાઇ પ્રાંતિક સભાની સ્થાપના સમયે ઘણો ભાગ લીધો હતો તથા વિદ્યા વિભાગના મંત્રી તથા મહામંત્રી પણ કેટલેક વખત સુધી હતા. એઓ જૈન સિદ્ધાંતના અચ્છા જાણકાર છે, જૈન કોમને જાગ્રત કરવાને માટે એઓ ઉદ્યોગ કર્યા કરે છે તથા દરેક જાહેર કાર્યમાં એઓ આગળ પડતો ભાગ લે છે. વળી એમના પરિશ્રમથી મહારાષ્ટ્ર ખંડેલવાલ જૈન પંચ મહા સભા સ્થાપન થઇ તેના પ્રમુખ પણ એઓજ નીમાયલા છે અને તે સભા દ્વારા અનેક સુધારાઓ થતા જાય છે. હાલમાં એમની દેખરેખ નીચે 'સત્યવાદી' નામનું હિંદી માસિક શરૂ કરવામાં આવ્યું છે, જેને જૈન કોમ તરફથી સારો આદર મળ્યો જાય છે.

**(૧૯) બાબુ માણેકચંદજી, બૈનાડા, મુંબાઇઃ**—કલકત્તા નિવાસી આ ઉત્સાહી યુવક બંધુ મુંબાઇ પ્રાંતિક દિ. જૈન કોન્ફરંસના બે વર્ષથી મહામંત્રી છે, જે કાર્ય એટલા ઉત્સાહ, ખંત અને યોગ્યતાથી કરે છે કે એમના મંત્રીત્વમાં સભાની સ્થીતીમાં સુધારો થતો જાય છે. એઓ એક લેખક છે તેમ દરેક ધાર્મિક કાર્યમાં પણ અગ્રગણ્ય ભાગ લે છે.

**(૨૦) શેઠ રાવજી સખારામ દોશી, સોલાપુરઃ**—એઓ શેઠ હીરાચંદ નેમચંદ દોશીના ભત્રિજા થાય છે. એઓ વિદ્વાન, તેમજ ધર્મ કાર્યમા બહુ કુશળ છે. એઓ મુંબઇ દિગંબર જૈન પરીક્ષાલયના તથા દક્ષિણ મહારાષ્ટ્ર જૈન કોન્ફરંસની ટ્રેક્ટ કમીટીના મંત્રી છે. એમના ખંતીલા પ્રયાસથી આ બન્ને ખાતાંઓ ઉત્તમ રીતે ચાલી જૈન સમાજનો બહુજ ઉપકાર કરી રહેલા છે.

**(૨૧) શેઠ ઠાકોરદાસ ભગવાનદાસ ઝવેરી, મુંબઇઃ**—શ્રીમાન શેઠ માણેકચંદ હીરાચંદજી જે. પી. ના ભાણેજના ભાણેજ આ ઉત્સાહી યુવક બંધુ છે, જેઓ માણેકચંદ પાનાચંદની ઝવેરાતની પેઢીમાં બહુ યોગ્યતાથી વેપાર ચલાવે છે. એઓ મુંબાઈ પ્રાંતિક સભાના ઉપદેશક વિભાગ, દિગંબર જૈન ડિરેકટરી તથા હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડિંગના સેક્રેટરી છે, જેથી એ ખાતાંઓ ઘણી સારી રીતે

ચાલે છે. એમના વિદ્યાદાન તથા શાસ્ત્ર દાન તરફ એટલો પ્રેમ છે કે હાલમાં એમણે પોતાના સ્વર્ગ. પિતાશ્રીના સ્મરણાર્થે રૂ. ૩૫૦૦)ની સ્થાયી રકમ કાઢી છે, જેમાંથી રૂ. ૨૦૦૦)ના વ્યાજમાંથી વિદ્યાર્થીઓને સ્કોલરશીપ અને રૂ. ૧૫૦૦)ના વ્યાજમાંથી દર વર્ષે એક પુસ્તક નવીન પ્રકટ કરાવી સુરતમાં તથા 'દિગંબર જૈન'ના ગ્રાહકોને ભેટ અપવામાં આવનાર છે, જેથી એમના પિતાશ્રીનુ નામ ચિરકાળ સુધી સચવાઇ રહેશે.

**(२२) श्रीमान साहु शेठ सलेखचंदजी रईस, नजीबाबाद (बीजनोर):**—आप सौम्य मूर्ति, सरल परीणामी, शील स्वभावी और अनुभवी पुरुष है. आप जीतने धनवान है उससे बहुत बढ़ कर धर्मात्मा भी है. समाजमे आपकी मान्यता अच्छी है और धर्म ध्यानमें आप अधिक समय व्यतित करते है. नित्य स्वाध्याय करनेका नियम है. आपकी इतनी वृद्धावस्था होने पर भी धर्म के प्रभावसे आपका शरीर स्वस्थ है. आपका हृदय इतना कोमल है की दुसरे का दुःख देख कर आपके अश्रुमें आसु भर आते है. आपकी योग्यतासे आप ऑनररी मेजीस्ट्रेट भी नियत हुवे है. आपका बहुतसा द्रव्य जातिसेवा और धर्म कार्योंमें सदैव लगता रहता है. आपके सुपोत्र साहु जुगमंदरदासजी है, जो समाजके कार्योंमें बहुतसा भाग लेते है और महासभा के मंत्री भी कीतनेक समय तक थे. हम यही चाहते है की इस धर्मात्मा सरल परिणामी वृद्ध धनिक शेठ चीरंजीवी रहों.

**(२३-२४) स्वर्गीय श्रीमान शेठ विनोदीराम वालचंद और ४ पुत्रों, झालरापाटन सीटी:**—परलोक निवासी इस धर्मात्मा धनिक पुरुषसें सारी जैन समाज परिचित है. सारे हिंदुस्तानमें व्यापार कुशलता और धर्म प्रेम के लिये आपका नाम बड़ा विख्यात है. आपके सुयोग्य चार पुत्रों शेठ दीपचंदजी, शेठ माणेकचंदजी, शेठ लालचंदजी और शेठ नेमीचंदजी है, जीनके चित्रोंभी राजवंशी ड्रेसमें पाठक देख रहे है. आपका जानने योग्य और अनुकरणीय जीवनचरित्र हमकुं मिला है, जो स्थानाभाव के कारण आगामी मार्गशीर्षके अंकमें अवश्य प्रकट किया जायगा. पाठकगण धैर्य्य रखें.

**(२५) શેઠ હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડિંગ સ્કુલ, મુંબાઇ:**—શેઠ માણેકચંદ હીરાચંદજીના ખંતીલા વિદ્યાપ્રેમથી એમના કુટુંબીઓ તરફથી પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે રૂા. ૭૫૦૦૦) ની ગંજાવર સખાવતથી આ સંસ્થા ઇસ્વી સન ૧૯૦૦ ના વર્ષથી મુંબાઇમાં સ્થાપન થયેલી છે, જેનો દિગંબરી શ્વેતાંબરી અને સ્થાનકવાસી સર્વે જૈનો ભેદ ભાવ વગર લાભ લઇ રહ્યા છે. જૈનોમાં સૌથી પ્રથમ આ બોર્ડિંગની સ્થાપના થયા પછી એનું અનુકરણ કરી ત્રણે ફિરકામાં અનેક સ્થળે બોર્ડિંગો થઇ છે. આ બોર્ડિંગમાં રહેવાની, ખાવા પીવાની, લાયબ્રેરી, ધર્મ શિક્ષણ, વાંચનાલય, કસરતશાળા, દેરાસર વગેરેની

એવી ઉત્તમ સગવડ છે કે જેની બરાબરી કોઈ પણ બીજી બોર્ડિંગ કરી શકતી નથી. વળી આ બોર્ડિંગ અને એના ટ્રસ્ટીઓનો જૈન કોમને એટલો બધો વિશ્વાસ બેસી ગયો છે કે એના ટ્રસ્ટને અમદાવાદ બોર્ડિંગ, રતલામ બોર્ડિંગ, ઉદેપુર પાઠશાળા વગેરે ૮-૧૦ ધાર્મિક ફંડોના આશરે રૂા. ૧૦૦૦૦૦) ની વ્યવસ્થા કરવાનું સોંપી દેવામાં આવ્યું છે. અમોને તો લાગે છે આ બોર્ડિંગના ટ્રસ્ટ ફંડને ભવિષ્યમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની માફક અનેક સંસ્થાઓનો લાખો રૂા. નો વહિવટ સોંપાશેજ કેમકે આ ફંડની કાર્ય કુશળતા દિનપ્રતિ દિન પગભર થતી જાય છે.

(२६) श्रीमान राय बहादुर लाला घमंडीलालजी रईस, मुजफ़रनगरः—उक्त लाला साहबका जन्म जैनाग्रवाल उच्च गरानेमे हुवा है, परंतु कालके प्रभावसे आपका बाल्य काल बड़ी दीन दशामें कटा है. इस समयकी कहानी यदि कोई लाला साहबसे सुने तो एक वार तो अवश्य रोने लग जाय. हम उस समयकी कहानी गाकर पाठकको कष्ट देना पसंद नहिं करते. अतः आप धर्मात्मा पुरुष है. आपने धर्मके प्रभावसे और अपने बाहुबलसे बहूत संपदा पैदा की है. भारत सरकारसे आपको रायबहादुरीका पदक और ऑनररी मेजीस्ट्रेटी मिली हुई है. सबसे बड़ी वात आपमे यह है कि आप इस पंचम कालमे हर प्रकारसे सब जीवोंको खुश रखना चाहते है. उदाहरणके लिये अभी दि. जैन महासभामे धनिक मंडली और विद्वान मंडलीकी दो पार्टी हो रही है जीसमे आप निष्पक्ष हो कर दोनोंमे मिलते रहते है. आप सरीखे सज्जन पुरुषोंका स्थिर रहना जैन जातिका अहोभाग्य है.

[२७] श्रीमान लाला देवीसहायजी रईस, फिरोजपुर [पंजाब]:—आपका जन्म जैनाग्रवाल उच्च कुलमे हूआ है. आपका चित्त धर्मकी ओर अधिक झुका हुआ है. आप जैन अनाथाश्रम [ दिल्ही ] को रु. १००) मासिककी सहायता देते रहे है और बहुतसे तीर्थ क्षेत्रोंका जीर्णोद्धार कराते रहे हैं. आपकी दानवीरता इससे भलीभांति विदित होती हैं. आपने समेदशिखरजी तीर्थकी रक्षाके लिये बहुत कुछ कार्य और द्रव्य व्यय किया है और महासभामें भी आप एक अग्रगण्य पुरुष है.

(२८) श्री समेदशिखरजी तीर्थः—२० तीर्थकरोंकी निर्वाणभूमि इस परम पवित्र महान तीर्थक्षेत्रका संक्षिप्त इतिहास ईसी अंकमें पृष्ठ ४७ से ५२ तक दिया गया है जीस्कुं पाठकगण एक दफे ध्यानपूर्वक अवश्य पढकर पुण्य संचय करों.

(२९) "શ્રાવિકાશ્રમ"-મુંબાઇઃ-માત્ર રૂ. ૩૫૦૦)ના ફંડથી આ સંસ્થાની સ્થાપના ત્રણ વર્ષ ઉપર પ્રથમ અમદાવાદમાં શેઠ માણેકચંદ હીરાચંદજીનાં વિદુષી પુત્રી **મગન બ્હેન**ના તન, મન અને ધનના અથાગ ભોગ દ્વારા માત્ર ગુજરાત પ્રાંત માટે કરવામાં આવી હતી, પણ પછી સર્વેના અભિપ્રાય મુજબ એ સંસ્થાને બે વર્ષ થયાં મુંબઇમાં

તારદેવપુર જુબીલી બાગમાં લાવવામાં આવી છે અને આખા હિંદુસ્તાનની જૈન બ્હેનો લાભ લઇ શકે એવી સગવડ કરવામાં આવેલી છે. એના મદદનીશ સોલાપુર નિવાસી શ્રીમતી કંકુ બ્હેન તથા અંકલેશ્વર નિવાસી શ્રીમતી લલીતા બ્હેન છે, જેઓ આશ્રમની ઉન્નતિ માટે પુષ્કળ ખટપટ કરી રહ્યા છે. હાલ આ આશ્રમમાં માત્ર રૂ ૭૧૬૫) નુજ સ્થાયી ફંડ છે, જ્યારે માસિક ખર્ચ રૂ. ૩૦૦) છે, જે ખર્ચ માસિક મદદથી અથવા તો છુટી છુટી મદદ મેળાવીને નિભાવવામાં આવે છે, જેથી દરેક જૈન બંધુએ આ ગંજાવર ખતાંત વખતો વખત અવશ્ય મદદ આપતા રહેવું જોઇએ. આ સંસ્થાનો હાલ ૯ વિધવા, ૪ સધવા અને ૧૩ કુમારિકાઓ મળી ૨૬ શ્રાવિકાઓ લાભ લઇ રહી છે, જેમાં ૯ દક્ષિણની, ૬ ઉત્તર હિંદુસ્તાનની અને ૧૧ ગુજરાત કાઠીઆવાડની છે. આશ્રમમાં હાલ શિક્ષણના ૪ ધોરણ છે, જેમાં મોક્ષશાસ્ત્ર, જૈન સતીઓનો ઇતિહાસ, છઢાળા, દ્રવ્ય સંગ્રહ શ્રાવક વનિતા બોધિની, પંચકલ્યાણક, જૈન બાલગુટકા વગેરે ધાર્મિક તથા નિશાળને લગતું સર્વે વ્યવહારીક શિક્ષણ પણ અપાય છે તેમ ભરત, સીવણ, ગુંથણ તથા પાક શાસ્ત્રનું પણ શિક્ષણ આપવામાં આવે છે અને વિદ્યાર્થી-કાઓમાંથીજ દરરોજ બે જણ વારી મુજબ રસોઇ કરે છે અને અઠવાડીઆમાં એક વખત વખત સારૂં જમણ અપાય છે. એના સંસ્થાપક અને સંચાલક શ્રીમતી મગન બ્હેન પોતાનું રાજમ્હેલ જેવું મકાન મુકીને રાત્રિ દિન આશ્રમમાંજ રહી તન મન ધનનો ભાગ આપી આ આશ્રમને થોડી મુદ્દતમાં ઉત્તમ રીતે ચલાવી રહ્યા છે, જે બીના જણાવતાં અમને અત્યંત ખુશાલી ઉપજે છે. અમો ઇચ્છીએ છીએ કે આ સંસ્થાનું ચીરસ્થાયી ફંડ ટુંક વખતમાં મોટું થાઓ અને શ્રીમતી મગન બ્હેનને હાથે આ સંસ્થા વધુ ઉન્નત દશાએ પહોંચો. આ આશ્રમની નિયમાવલી, રિપોર્ટ, દાખલ થવાનું ફોર્મ વગેરે જુબીલી બાગ, તારદેવ, મુંબાઇને ઠેકાણે મંત્રીને લખવાથી મળી શકે છે.

**(૩૦) શ્રી ક્ષેત્ર સ્તવનિધિ:**—આ અતિશય ક્ષેત્રનો ટુંક ઇતિહાસ અમો ગત વર્ષનાજ ખાસ અંકમાં વિસ્તારથી આપી ગયેલા છીએ, જેથી એટલુંજ જણાવીએ છીએ કે દક્ષિણમાં સધર્ન મરાઠા રેલ્વેના ચીકોડી સ્ટેશનથી ૨૦ માઇલ ઉપર આ તીર્થ એક અતિશય ક્ષેત્ર છે તથા દર વર્ષે પોસ વદ ૦))ને દીને અત્રે ગંજાવર મેળો ભરાય છે. વધુ માહીતિ મેળવનારને ગત વર્ષનો ખાસ અંક એક વખત અવશ્ય વાંચવા ફરીથી ભલામણ છે.

**(૩૧) દિગંબર જૈન બોર્ડિંગહાઉસ કોલ્હાપુર:**—૬-૭ વર્ષ થયાં આ બોર્ડિંગ શેઠ માણેકચંદજીના પ્રયાસ અને રૂા. ૧૮૦૦૦ની સખાવતથી સ્થાપન થયેલી છે, જેને હવે એ વિભાગના ભાઇઓની તથા કોલ્હાપુર સરકારની સારી મદદ છે તથા શેઠ માણેકચંદજી પણ હજુ આ બોર્ડિંગને જુદી જુદી રીતે મદદ કર્યા કરે છે એ વિભાગના દિ. જૈન વિદ્યાર્થીઓ એ સંસ્થાનો લાભ મી એ. બી. લઠ્ઠે એમ. એ. ની દેખરેખ નીચે સારી રીતે લઇ રહેલા છે.

**(૩૨) પ્રોફેસર આણ્ણાપ્પા બાબાજી લઠ્ઠે એમ એ. કોલ્હાપુર:**—આ ઉંચી કેળવણી લીધેલા અને ધર્મોત્સાહી પુરૂષ રાજારામ કોલેજના પ્રોફેસર છે તથા દક્ષિણ મહારાષ્ટ્ર જૈન સભાના એક ખાસ અગ્રેસર, સંચાલક તથા વિદ્યા વિભાગના મંત્રી તથા કોલ્હાપુર બોર્ડિંગના સેક્રેટરી છે. કોલ્હાપુર મ્યુનીસાપાલીટીના એઓ મેમ્બર છે. વળી એઓ જાણીતા લેખક તેમ વક્તા પણ છે.

કર્મોના ઉદય સિવાય આ ક્ષેત્રનું દર્શન કોઈને થતું નથી.

કૃપાળુ **અંગ્રેજ સરકારનું રાજ્ય હિંદુસ્થાનમાં શરૂ થતાં** જ્યાં ત્યાં રેલ્વેનો પ્રસાર **થયો**, તે પહેલાં આ ક્ષેત્રનું દર્શન ઘણા પ્રયાસથી અને મહાન ખર્ચથી થતું, તેથી પૈસાદાર સિવાય બીજાઓને તેનો લાભ ક્વચિતજ મળતો, યાત્રા કરતાં ઘણી ઘણી જાતનાં સંકટ ભોગવવાં પડતાં, નદીઓ, વગેરેમાંથી પાર થતાં ઘણો ભય લાગતો. વળી કોઈ કોઈ ઠેકાણે નશીબ જોગે લુટારૂના હાથમાં સપડાઈ જવાથી જીવનયાત્રા પુરી પણ થઈ જતી; પણ હાલમાં શિખરજીથી સાત કોશપર રેલ્વેના બે ફાંટા નીકળેલા છે, તેથી યાત્રા સંપૂર્ણ સુખકર થાય છે. આ બે ફાંટા પૈકી એક મધુપુરથી ગીરીડી Giridih જાય છે, અને બીજો અંદ સ્ટેશનથી ઇસ્રી (Isri) જાય છે. ઇસ્રીથી મધુવન ચૌદ મૈલ છે.

તથાપિ ડુંગરાથી પગ રસ્તે જતાં ઇસ્રીથી શિખરજી ફક્ત ૭ મૈલ દૂર રહે છે, પરંતુ આ ડુંગરથી રસ્તો ઘણો ખરાબ હોવાથી યાત્રાળુ એ રસ્તે ન જતાં ઇસ્રીથી મધુવન સુધી પાકી સડક બાંધેલી છે ત્યાં થઇને જાય છે. ઉત્તર હિંદુસ્થાનના યાત્રાળુને ઇસ્રીનો માર્ગ સરળ પડે છે

ઇસ્રીથી જનારાને નાગપુર, ચક્રધરપુર આદ્રા, ગોમા, ઇસ્રી એ માર્ગ ઠીક છે. એ સિવાય ઇસ્રીના સ્ટેશનપર ગીરીડી પ્રમાણે ગાડાંની વિશેષ સગવડ નહિ હોવાથી ત્યાં જનારાને ઘણો ત્રાસ પડે છે. ગીરીડીથી જનારા લોકોને ચક્રધરપુર, આસનસોલ, અને મધુપુર એ ત્રણે ઠેકાણે ગાડી બદલવી પડેછે. ગીરીડીમાં જૈન ધર્મશાળા હોવાથી ઉતારૂને કોઈ પ્રકારની તકલીફ પડતી નથી.

ગીરીડીથી બેલ ગાડીમાં જતાં ત્રીજા **મૈલપર** પૈખાતાંડ, ચોથા મૈલપર ગુજિયાડી, **સાતમા મૈલપર** બંદર કુપી છે, **આઠમા મૈલપર** બડાકર, અહીં—બડાકર એ નામની એક મોટી નદી અને તેને કાંઠે એક શ્વેતામ્બર મંદિર અને સરકારી પોસ્ટ ઓફિસ છે. અને પાલગંજ જવાનો રસ્તો ત્યાંથીજ નીકળે છે. પછી નવમા મૈલપર કવહેરા, ૧૧ મા મૈલપર પાંડેડી, તેરમા મૈલપર માંઝેડી, ચૌદમા મૈલ પર પીરતાંડ, પંદરમા મૈલ પર ચિરખી બજાર, અને સોળમા મૈલપર રસ્તો જુદો પડે છે, તેમાં જમણી તરફ હજારીબાગનો. અને ડાબી તરફનો શિખરજી જાય છે **સતરમા** મૈલપર વીરનગર અને અરાડમા **મૈલપર** **મધુવન** એવાં નામો આવે છે. સમેદશિખરની તલાટીમાં દિગંબરની બે, (વીસ પંથીઓની એક અને તેરા પંથીઓની એક એવી બે) તથા શ્વેતાંબરીની એક એવી ત્રણ ધર્મશાળા છે. યાત્રાળુઓને ઉતરવા માટે દરેક પ્રકારની સગવડ દરેક ધર્મશાળામાં ઉત્તમ પ્રકારે હોવાથી ગમે તે વખતે જનારા લોકોને દુઃખ પડતું નથી. **વીસપંથી** ધર્મશાળામાં નાનાં મોટાં ૯ મંદિરો છે. તેરાપંથી ધર્મશાળામાં ૮ અને શ્વેતાંમ્બર ધર્મશાળામાં ૧૦ મંદિરો છે. તેજ પ્રમાણે ઉતરવાને વીસપંથી કોઠીમાં ૯૭૫, તેરાપંથી કોઠીમાં ૫૬, અને શ્વેતાંબર કોઠીમાં ૧૪૭ ઓરડીઓ કરેલી છે, તેમ વાસણ પાણીની પણ સારી સવડ છે.

આ કોઠીથી યાત્રા જવાને એક રસ્તો નીકળે છે. ત્યાં જવા માટે દિવસ ઉગ્યા પહેલાં બહાર નીકળવું જોઇએ, નહિ તો રસ્તામાં રાત પડવાનો સંભવ છે. પ્રાતઃ કાળે ( ચાર પાંચ વાગતે ) અષ્ટ દ્રવ્ય લઇ નીકળતાં પહાડની ઠંડી અને ઉત્સાહ જનક હવા, અને આસપાસના ભાગને જોતાં ઘણો આનંદ થાય

**परमपूज्य परमपवित्र महान तीर्थक्षेत्र श्री समेदशिखरजी**
( २४ तीर्थ करो पैकी २० **तीर्थ** करोनी निर्वाण भूमिनो देखाव. )

છે. આ પર્વતની સર્વ ટોચોથી પાર્શ્વનાથ પ્રભુની ટોચ ઘણી ઉંચી છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૪૪૮૮ ફીટ છે, તેથી એ ટોચ ઘણી ઉંચી લાગે છે. પ્રાચીન કાળમાં આ પર્વત ઉપર સિંહોનાં ટોળે ટોળાં ફરતાં, પણ યાત્રાળુઓ ત્યાં જવા માંડતાં તે કમી થયાં છે. વાઘ વગેરે હિંસક પ્રાણીઓ પણ ત્યાં અસંખ્ય હતાં, પણ હાલમાં ક્વચિત્ દેખાય છે, પરંતુ આજ સુધીમાં કોઇ પણ યાત્રાળુને ઇજા કરી નથી. મેના પોપટનું મધુર ગાયન, કોકિલતા, કર્ણપ્રિય આલાપ, બુલબુલ પક્ષીનો દીર્ઘ અવાજ વગેરેથી એ પ્રદેશ આનંદદાયક લાગે છે. યાત્રાએ નીકળેલા લોકોને આ સઘળાથી બહુજ ઉત્સાહ વધે છે. વળી પ્રાતઃકાળનો શીતળ અને સુગંધ મિશ્રીત વાયુ પક્ષીઓના કર્ણ મધુર આનંદ સ્વરો, અને તે સઘળાના પ્રતિ ધ્વનિ સાંભળતાં અલૌકિક આનંદ થાય છે. અને જાણે આપણે સ્વર્ગનું સુખ ભોગવતા હોઇએ એવું જણાય છે. યાત્રાળુ પાસે ભિલ્લ લોકો પોતાના મધુર સ્વરોથી નીચે મુજબ બોલી ભિક્ષા માંગે છે:—

दाशब दीजे पारसनाथ, सबके काज सुधारनवाले.
नैया मेरी लडी मझधार, तापै खेवट है मतबार,
मैं हाहा खाउं अपार, मेरे काज संभारनवाले, ॥१॥
चलिए मंदिरजीको आप, जपले नंदीश्वरका जाप,
वेतो देते मुक्ति हैं आप, त्रिलोकी के ओहदावाले॥२॥

(२)

सामळीआ पारसनाथ, शीखरपर भले बीराजोजी;
भले बीराजोजी, शिखरपर भले बीराजोजी—सामळीआ.

એ પ્રમાણે મધુવનથી સરાસરી દોઢ કોશ પર ગયા પછી ચાહાની વાસ આવે છે. ત્યાંની 'ચાહા' ઘણી પ્રસિદ્ધ છે. તેનો બંગાળા પ્રાંતમાં ઘણો ઉઠાવ થાય છે. એની સઘળી સંભાળ એક યુરોપીયન ગૃહસ્થ રાખે છે. એમ કહેવાય છે કે તેનો ઇજારો કેટલાક વરસથી પાલગંજના રાજા પાસેથી તેણે લીધો છે. ઘણે ઉંચે ચઢયા પછી બે માર્ગ આવે છે. જમણી તરફનો રસ્તો ડાક બંગલા પાસેથી થઇ શ્રી પાર્શ્વનાથની ટોચ તરફ જાય છે. અને ડાબી તરફનો શ્રી કુંથુનાથની ટોચ તરફ જાય છે. યાત્રાળુઓ ડાબી તરફના રસ્તા તરફ જાય છે અને સર્વે ટુંકનાં દર્શન કરી પાર્શ્વનાથની ટુંક પર જઇ બીજે રસ્તે ઉતરે છે. ડાબી બાજુ તરફના રસ્તાએ ચઢતાં પ્રથમ "ગંધર્વ નાળું" નામની એક જગા આવે છે, ત્યાંથી લગભગ એક મૈલ ચઢયા પછી "સીતા નાળું" નામની એક બીજી જગા આવે છે, ત્યાંનું પાણી એવું ઠંડું છે કે તેમાં હાથ નાંખતાં જાણે આપણે બરફમાં કેમ હાથ નાંખ્યો હોય! એવું જણાય છે. તે પછી બીજું નાળું આવે છે, ત્યાંથી યાત્રાળુઓ પાણી ભરી લે છે, તે પાણીનો ઉપયોગ પહાડપર ચઢયા પછી પ્રક્ષાલન, પૂજન વગેરેમાં કરે છે. આ જગાની ડાબી બાજુએ ક્ષેત્રપાળનું દેવલ આવે છે. સીતા નદીનો પૂલ ઓળંગ્યા પછી પગથીઆં આવે છે અને ખરૂં વિકટ ચડવાનું હવે જણાય છે. કોઇ કોઇ ઠેકાણે ચડાણ એવું મુશ્કેલ છે, કે યાત્રાળુને ઠેકાણે ઠેકાણે વિશ્રાંતિ લીધા સિવાય ચાલતું નથી. સારાંશ કે સીતા નાળાંથી ત્રણ મૈલ ચઢયા પછી શ્રી કુંથુનાથની ટુંક (પહેલી ટુંક) સુધી જરા અઘરૂં પડે છે.

એ પ્રમાણે પહેલી ટુંકે જતાં ઓછામાં ઓછા ચાર કલાક લાગે છે. શ્રીકુંથુનાથની ટુંકમાં ગણધરનું એક નાનું મંદીર છે, ત્યાં ૨૪ તીર્થંકરની અને ગણધરની ચરણ પાદુકા છે. એ પુરાતન ન જણાતાં પાછળથી બાંધેલું હોવાથી તે વિશે પુષ્કળ તર્ક થાય છે. એ કુંથુનાથની ટુંકપર શ્રી કુંથુનાથ ભગવાનની સાથે ૯૬૩૨૯૬૭૪૨ મુકિત પદે ગયા છે. એ ટુંકનું "જ્ઞાનધર ટુંક" એવું બીજું નામ છે. તેના દર્શનની એક કરોડ

પ્રોષધોપવાસ કરવાના ફળ બરાબર પુણ્ય થાય છે, એમ જૈન શાસ્ત્રનું કહેવું છે. એ પહાડપર જેટલી ટુંકો છે તે સર્વપર તિર્થંકરોની ચરણ પાદુકા છે અને તે સર્વે મંદિરો સંગેમરમરના છે. પ્રત્યેક ટુંક દુર હોવાથી દર્શન, પાદ પ્રક્ષાલન, ગંધ લેપન અર્ઘ પ્રદાન એ સિવાય વધારે ધર્મ કાર્ય કરવાનો યાત્રાળુઓને વખત મળતો નથી, કારણ કે પાછા સુર્યાસ્ત પહેલાં ઉતરવામાં મોડું થાય છે.

**કુંથુનાથની ટુકનાં** દર્શન કર્યા પછી જમણી તરફ વળીને શ્રી નેમીનાથ, શ્રી અરહનાથ, શ્રી મલ્લીનાથ, અને શ્રી શ્રેયાંસનાથ તીર્થંકરોની નિર્વાણ ટુંકનાં દર્શને જવાય છે. એ ચાર ટુંકો પર ચડવું બહુ કઠણ નથી. એ પૈકી પહેલી પર શ્રી નેમિનાથ ભગવાન ૯૯૪૫૦૭૯૪૨ મુની સાથે, બીજા પર અરહનાથ તીર્થંકર ૯૯૯૯૯૯૦૦૦ મુની સાથે, ત્રીજીપર શ્રી મલ્લીનાથ તીર્થંકર ૯૬ કરોડ મુનિ સાથે, અને ચોથાપર શ્રી શ્રેયાંસનાથ તીર્થંકર ૯૬૯૬૦૫૯૫૪૨ મુની સાથે મોક્ષે ગયા છે. એજ પ્રમાણે નેમીનાથ ટુંકનું દર્શન ફળ ૧ કરોડ પ્રોષધોપવાસ કરવા બરાબર, શ્રી અરહનાથ ટુંકનું દર્શન ફળ ૯૬ કરોડ અપવાસ કરવા બરાબર, અને મલ્લીનાથ તથા શ્રેયાંસનાથ એ ટુંકનું દર્શન ફળ અનુક્રમે ૧ કરોડ અપવાસ કરવા બરાબર છે.

એ પછી શ્રી પુષ્પદંત તીર્થંકરની ટુંક તરફ વળવું પડે છે, તે સ્થળે શ્રી પુષ્પદંત ભગવાન ૯૯૯૦૦૭૪૮૦ મુની સાથે મોક્ષે ગયા છે. એ ટુંકનું "સુપ્રભકૂટ" એવું પણ નામ છે. તેના દર્શનથી એક કરોડ પ્રોષધોપવાસ કરવાનું પુણ્ય મળે છે. પછી શ્રી પદ્મ પ્રભુની "મોહનકૂટ" નામની ટુંકનું દર્શન થાય છે, તે પર શ્રી પદ્મપ્રભુ ભગવાન ૯૯૮૭૪૭૨૭ મુની સાથે ઘોર તપ કરી મોક્ષે ગયા છે. એ ટુંકના દર્શનથી એક કરોડ પ્રોષધો પવાસનું પુણ્ય મળે છે, એવું શાસ્ત્રમાં લખેલું છે. પછી શ્રી મુનિસુવ્રત, શ્રી ચંદ્ર પ્રભૂ, શ્રી આદીનાથ, એ ત્રણ તીર્થંકરોની ટુંકના દર્શન થાય છે તેનું અનુક્રમે "નિર્જરકુટ, લલિતકુટ" અને "કૈલાસગિરી" એવાં નામ છે, ત્યાં ચડવું ઘણું મુશ્કેલ છે. પહેલાં જે ટુંક આવેલી તે સર્વથી ઉંચી અને ચડવાને વિકટ એવી ચંદ્રપ્રભુની લલિતકુટ છે. નિર્જરકુટ અને લલિતકુટના દર્શનનો મહિમા શાસ્ત્રમાં અનુક્રમે ૧ કરોડ અને ૧૬ લાખ પ્રોષધોપવાસ કરવા બરાબર કહેલો છે.

આ ઠેકાણે વાંચક વર્ગ એવો પ્રશ્ન કરશે કે શ્રી આદિનાથ ભગવાનની નિર્વાણ ભૂમિ કૈલાસ પર્વત છતાં આ ઠેકાણે તેની ટુંક કેમ જણાવે છે! તેનો ખુલાસો એ છે કે જો આ હુંડાવસર્પિણી કાળના દોષથી ચાર થીર્થંકર (આદિનાથ, નેમિનાથ, વાસુપુજ્ય, મહાવીર) બીજે સ્થળે મોક્ષે ગયા, તો પ્રત્યેક જળ પ્રલય પછી આર્ય ક્ષેત્ર પોતાના પૂર્વના સ્થળમાંજ નિર્માણ થાય છે, એવો કાંઇ નિયમ ન હોવાથી આ પર્વત ફક્ત જ્યાંનો ત્યાં કાયમ રહે તેથી હવે પછી થનારા ૨૪ તિર્થંકરો એજ ગીરી પર મોક્ષારોહણ કરશે, એ કારણથી આ સ્થળે ૨૪ ટુંકો કરી છે અને તે સર્વે વંદનીય છે.

પછી વિધ્યુતવર નામની શ્રી શીતળનાથ તીર્થંકરની ટુક અને શ્રી અનંતનાથ તીર્થંકરની સ્વયંભૂકૂટ નામે ટુંકનું દર્શન થાય છે. પહેલી ટુંકપર શ્રી શીતળનાથ ભગવાન ૧૮૪૨૩૨૪૨૯૦૫ મુનીઓ સાથે અને બીજી પર શ્રી અનંત સ્વામી ૯૬૭૦૭૦૭૦૭૦૦ મુનીઓ સાથે નિર્વાણ ગયા છે. પછી શ્રી ધવલદત્તકૂટ શ્રી સંભવનાથ તિર્થંકરની અને ચંપાપુર કૂટ (શ્રી વાસુપુજ્ય સ્વામીની) અને આનંદ કૂટ (અભિનંદન પ્રભુની) એ ત્રણ

નિર્વાણ ટૂંકનાં દર્શન કરી અનુક્રમે ૧ કરોડ, ૪૨ લાખ, અને ૧ લાખ પ્રોષધોપવાસ જેટલું ફળ મળે છે. એ પૈકી પહેલી ટુંકપર ૯૭૨૪૨૫૦૦ અને ત્રીજી ટુંકપર ૭૩૭૦૭૦૪૨૭૦૦ મુનિરાજો મોક્ષે ગયા છે

**આનંદ કૂટનાં દર્શન** કરીને ઉત્તરની બાજુએ ઉતરતાં એક સુંદર મંદિર આવે છે, તેને શ્વેતામ્બર લોકો ધુરમટ મંદિર "અને દિગંબર લોક" જલ મંદિર" ગણે છે. એ ઠેકાણે મુખ્ય ગર્ભદ્વાર (ગભારા)માં સામળીઆ પાર્શ્વનાથની શ્વે. સંપ્રદાયની મૂર્તિ છે. અને આજૂ બાજૂની ઓરડીઓમાં દિગંબરીની મૂર્તિ છે. બાજુએ થડા પાણીનો એક કુંડ છે. ત્યાં ઘણાખરા જાત્રાળુઓ જળપ્રાશન કરી પોતાની તરશ મટાડે છે. જળ મંદિરની પશ્ચિમ બાજુએ ચડી પુનઃ કુંથુનાથ તિર્થંકરની 'જ્ઞાનધર કૂટ' આવે છે, ત્યાં સુધીમાં પંદર ટૂંકના તિર્થંકરનાં દર્શન થાય છે. પછી પર્વતની ડાબી બાજુએ પશ્ચિમ તરફ વળવાનું આવે છે. એ પંદર ટંકનાં દર્શન કરતાં અશકતને ૮ અને નિર્બળને ૬ કલાક લાગે છે. પછી ૯ ટુંકના દર્શન જલદી થાય છે, કારણકે બાકીની ટુંક પાસે પાસે છે. તેમજ તેપર ચઢવું અઘરૂં નથી. પર્વતની જમણી બાજુએ શ્રી કુંથુનાથની જ્ઞાનધર કૂટ, શ્રી નેમિનાથની મિત્ર કૂટ, શ્રી અરહનાથની 'નાટક કૂટ' શ્રી મલ્લીનાથની 'સંવલ કૂટ' શ્રી શ્રેયાંસનાથની સંકુલ કૂટ, શ્રી પુષ્પદંતની સુપ્રભ કૂટ, શ્રી પદ્મપ્રભનાથની મોહન કૂટ, શ્રી મુનિસુવ્રતની નિર્જર કૂટ, શ્રી ચંદ્રપ્રભુની લલિત કૂટ, શ્રી રૂષભનાથની કૈલાસગિરી, શ્રી શીતળનાથની વિદ્યુતવર કૂટ, શ્રી અનંતનાથની સ્વયંભૂ કૂટ, શ્રી સંભવનાથની ધવલદત્ત કૂટ, શ્રી વાસુપુજ્યનાથની ચંપાપુર કૂટ, શ્રી અભિનંદનનાથની આનંદ કૂટ, એ પ્રમાણે પંદર ટુંકો છે, અને ડાબી તરફ શ્રી ધર્મનાથની સુદત્તવર કૂટ, શ્રી સુમતિનાથની અવિચલ કૂટ, શ્રી શાંતિનાથની પ્રભાસ કૂટ, શ્રી મહાવીરની પાવાપુર કૂટ, સુપાર્શ્વનાથની પ્રભાસ કૂટ, શ્રી વિમલનાથની સુવીરકુળ કુટ, શ્રી અજીતનાથની સિદ્ધવર કૂટ, શ્રી નેમિનાથની ગીરનાર કૂટ અને શ્રી પાર્શ્વનાથની સ્મરણ ભદ્રકુટ, એમ નવ ટુંક આવે છે એ પૈકી, ધર્મનાથ ટુંકપર ૧૯૧૯૦૯૦૯૭૫૫ અને સુમતિનાથ કુટપર ૧૮૪૭૨૮૧૭૦૦, શ્રી શાંતિનાથ ટુંકપર ૯૦૯૦૯૯૯૯, સુપાર્શ્વ ટુંકપર ૪૯૮૪૭૨૭૭૪૨, શ્રી વિમળનાથ ટુંકપર ૭૦૬૦૦૬૭૪૨, અજીતનાથ ટુંકપર ૧૮૦૯૦૦૦૦૦૦, પાર્શ્વનાથ ટુંકપર૮૪૦૦૦૦૦ મુનીઓ મોક્ષે ગયેલા છે. સુપાર્શ્વ અને અજીતનાથની ટુંકોના દર્શન કરતાં દરેકને ૩૨ કરોડ પોષધોપવાસનું પુણ્યફળ મળે છે. અને બાકીની દરેક ટુંકનુ ૧ કરોડ પ્રોષધોપવાસનું ફળ મળે છે, પરંતુ શ્રી પાર્શ્વનાથ ટુંકનું એક વખત દર્શન કરવાથી માણસ જન્મ મરણના ફેરાથી વિમુકત થાય છે એવો આ ટુંકોનો મહિમા પુરાણોમાં વર્ણવેલો છે.

શ્રીમત્ પાર્શ્વનાથની ટુંક અતિશય ઉંચી એટલે સમુદ્રની સપાટીથી ૪૪૮૮ ફીટ ઉંચી હોવાથી યાત્રાળુઓને ઘણી ઉંચી જણાય છે. આ ટુંકપરથી સમેદાચળનું 'પારસનાથ' એવું નામ પડેલું છે. એ ટુંકથી જરા વધારે ઉંચા ચંદ્રપ્રભુની ટુંક ચઢવાને એટલી કઠણ નથી. એ ટુંકે જવાનાં ઉત્તમ પગથીઆં બાંધેલાં છે. મંદિર એટલું સુંદર, મનોહર અને આનંદકારક છે કે ત્યાં જતાંજ મનમાં જે આનંદ થાય છે તેનું વર્ણન થઇ શકતું નથી. મંદિરમાં ઠેકાણે ઠેકાણે કાઢેલા નકશા, મધ્ય ગભારાની જમીનપર રંગબેરંગી પથરા. ઉપર ચિત્રેલા ગાલીચા અને ચુનાનું કામ જોતાં એટલે ઉંચે એ સામાન આણવામાં

કેટલો ખર્ચ અને મેહેનત પડી હશે, તેની કલ્પના થઇ શકતી નથી. શિખરજીનાં દર્શન કર્યા પછી પણ ત્યાં વધારે વખત રહ્યા સિવાય મનની શાંતિ થતી નથી. પર્વત પર ખાલી નજર ફેંકતાં હાથીપર કાઢેલાં ચિત્ર વિચિત્ર પટ્ટા જેવાં જણાય છે. ઇસ્રીના સ્ટેશન સુધી જોતાં, મંદમંદ વહેતા પરમોત્સાહી વાયુ, વનફળ પુષ્પોથી અલંકૃત થયેલાં નિર નિરાળાં ઝાડો, મધુર મધુર પક્ષી આદિઓના અવાજો, સૂર્ય કિરણથી પ્રફુલ્લિત થયેલી વૃક્ષવેલીઓ ઇત્યાદિથી તે પર્વત ઉપર એવી શોભા થયેલી જણાય છે, કે ત્યાંથી નીકળવાનું મન થતું નથી. પહાડ પરની વૃક્ષપંકિત વાયુ વડે હાલવાથી મન મોહિત થાય છે અને જાણે નાયકા કેમ નાચતી હોય એવો ભાસ થાય છે. ઠેકાણે ઠેકાણે ભમરાઓ ગુંજારવ કરી મૂકે છે. સારાંશ કે પૂર્વની બાજુએ સંસ્થાલ, અને તેની પાછળ હજારીબાગ જીલ્લો, પાછળ બંગાળ અને બિહાર, ઉત્તરની બાજુએ મુંગર જીલ્લો અને દક્ષિણે ગયા જીલ્લો, વગેરે વિવિધ પ્રદેશથી વિંટાએલો, આ પર્વત જગતમાં અત્યંત રમણીય અને પ્રેક્ષણીય સ્થળો પૈકીનું એક હોય એવું જણાય છે.

પાર્શ્વનાથ ટુંકથી જે ઉત્તરને રસ્તો છે, તે રસ્તે એક મૈલ જતાં એક ડાક બંગલો આવે છે, તે ઠેકાણે અંગ્રેજીમાં એવું બોર્ડ મારેલું છે કે જૈન અને ઉચ્ચકુળના હિંદુ સિવાય કોઇએ આગળ જવું નહિ અને જનારાએ પગમાં જોડા રાખવા નહિ. આ ડાક બંગલામાં યુરોપિયન અધિકારી ઉનાળામાં હવા ખાવા આવે છે. આ બંગલાની બાજુએ એક ઘોડશાળા કરેલી છે. અને તેમાં એક બે ઘર છે. પણ તે ઘોડશાળા અને તે ઘરો ડાક બંગલા પ્રમાણે સારી સ્થિતિમાં નથી.

આ પર્વતનું ચઢાણ સુમારે ત્રણ કોસ, અને કુંથનાથ ટુંકથી પાર્શ્વનાથ ટુંક સુધી દર્શન ત્રણ કોસ, અને ઉતરણ ત્રણ કોસ મળી સર્વ પર્વત વંદના નવ કોશ છે. સારો સશકત માણસ વિશેષ ન થોભતાં તુરતા તુરત વંદના કરી પાછો વળે છે, પણ દુર્બળ માણસને બરોબર બાર કલાક લાગે છે. શિખરજીની ત્રણ વંદના, અને એક પ્રદક્ષિણા કરવાનો યાત્રાળુઓને નિયમ હોય છે, અને તેમાં ઓછામાં ઓછા ૮-૯ દિવસ લાગે છે.

આ પહાડપર એક વખતે ચરબીનું કારખાનું કાઢવાનો ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પણ કલકત્તા હાઇકોર્ટમાં પ્રસિદ્ધિ પામેલા પિગરી કેસમાં (Pigri case) વિરૂદ્ધ પક્ષને યશ ન મળવાથી તેમનો હેતુ નિષ્ફળ ગયો. કેટલાક દિવસ ઉપર B. N. R. અને E. I. R. રેલ્વેના અધિકારીઓને આ પહાડપર જગા આપી બંગલા બાંધવાની પરવાનગી આપવામાં આવી હતી, પરંતુ જૈન સમાજનો પુષ્કળ ખળભળાટ ને અસંતોષ જોઇ, દયાળુ સરકારે પચાસ હજાર રૂપીઆ રોકડા અને દરસાલ બાર હજાર રૂપીઆ લેવાનું કબુલ કરાવાથી એ પહાડ કાયમના પટાથી દિ. જૈનોના તાબામાં આપવાનું વચન આપ્યું છે, પણ દિગંબર શ્વેતાંબરીની તકરારને લીધે આ પટો હજુ નક્કી થયો નથી. શિખરજીનાં જેને દર્શન થાય એ જીવને ધન્ય છે. તેના પુણ્યનો પાર નહિ, પરંતુ જેમને પ્રત્યક્ષ દર્શનનો સુયોગ ન મળે તેમને અમે ઉપર આપેલી માહિતી અને ચિત્ર વડે અપ્રત્યક્ષ (પરોક્ષ) દર્શનનો લાભ ખાસ થશે, એવી ખાત્રી છે.

विंशतिस्तु जिनवरेंद्रा अमरासुर वंदिता धौतक्लेशाः ।
सम्मेदगिरि शिखरे निर्वाण गता नमस्तेभ्यः ॥१॥
यो जनः पठति त्रिकालं सम्मेदवर्णन सुमंगलदं ।
भुनक्ति नरसुरसौख्यं पश्चात् स लभते निर्वाणम् ॥२॥

"वंदे जिनवरम्" મરાઠી માસિક (નિપાણી, બેલગામ) ઉપરથી ગુજરાતી અનુવાદ.

## जैन सणांचा प्रचार.

(लेखकः—श्रीयुत भरमप्पा पदमप्पा पाटील, होसूर—बेलगांव.)

अलिकडे कित्येक शतकांपासून आमच्या जैन समाजांत अन्यमती लोकांच्या निकट संसर्गानें मिथ्या सणांचा (मिथ्या त्योहार) प्रचार फार झाला आहे, तो कमी करून आपल्या समाजांत जैन सणांचा (जैन त्योहार) प्रचार हरप्रयत्नें करून करण्याची अत्यंत जरूरी आहे, म्हणून त्या संबंधानें या लेखांत थोडासा ऊहापोह करावयाचा आहे.

आपल्या लोकांत मिथ्यामती लोकांच्या देखादेखीनें व अति परिचयानें अलिकडे मिथ्या चाली फारच शिरल्या आहेत त्या दूर सारून सम्यक्त्वा कडे आपली प्रवृत्ति वळविणें फारच अगत्याचें आहे. आमच्या समाजांत फक्त मिथ्या चालीच शिरल्या आहेत असें नाहीं, तर मिथ्या सण सुद्धां फारच बोकाळले आहेत ! नागपंचमी, गणेश चतुर्थी, होळी इत्यादि सण याच वर्गा पैकीं आहेत. हे सण जैन धर्मी मुळींच नव्हेत, तेव्हां हे सण आम्ही जैन लोकांनीं मानणें म्हणजे आपल्या मिथ्यात्वाचा कळसच झाला म्हणावियाचा! ! आपले सण कांहीं कमी नाहींत; पण ते प्रचारांत आणणारेमात्र पाहिजेत. नंदीश्वर, अष्टान्हिक, पर्युषण (दश लक्षणिकव्रत) पर्व, दीपमालिकोत्सव इत्यादि प्रसंग व बहुतेक प्रत्येक माहिन्यांतून येणारीं व्रतें हीं जैन सणासारखींच आहेत, परंतु हे सण सार्वजनिकपणानें कसे साजरे करावे, हे आमच्या लोकांना परिचयाच्या अभावीं माहीत नाहीं. आतां नुक्तेच कोठें सभा वगैरे स्थापन होऊन धर्म जागृति सुरू झाल्या पासून आमच्या लोकांना आपल्या मिथ्या प्रवृत्तीची जाणीव थोडथोडी होत आहे. ही मोठया सुदैवाची गोष्ट आहे

दुसरी गोष्ट ही कीं, आपण मानतों त्या सणापैकीं मिथ्या सण कोणते व जैन सण कोणते, हें सर्व साधारण लोकांस सुलभ रीतीनें समजण्यास आमच्या विद्वान पुढाऱ्यांनीं अजून एखादा आधुनिक सरळ मार्ग लोकांस उपलब्ध करून दिल्या सारखें दिसत नाहीं. त्यामुळे. डोळे असून आंधळ्या प्रमाणें या बाबतींत आमच्या लोकांस चांचपडत जावें लागत आहे. करितां हल्लीं प्रचारांत आहेत त्या नवरात्र, दसरा, नागपंचमी, दिवाळी इत्यादि सणां पैकीं जैन धर्माचा दृष्टीनें कोणते सण ग्राह्य व कोणते सण त्याज्य आणि जैन धर्मी सण आणखी कोण कोण ते नवीन प्रचारांत आणण्या सारखे आहेत या विषयीं वर्तमानपत्रांतून थोडे दिवस चर्चा करून, मागाहून या संबंधीं आमच्या विद्वान पुढाऱ्यांनीं एक पुस्तक प्रसिद्ध करावें आणि त्यांत जैन सण कोणकोणत्या मितीस येतात, हें क्रमवार

दाखवून, ते सण कसे साजरे करावे व त्यांचे विधी काय काय आहेत या संबधी त्यांत स्पष्ट खुलासा करावा. या प्रमाणें 'जैनसणांचे दिग्दर्शक' असें पुस्तक तयार होतांच त्याचा देशपरत्वे निरनिराळ्या भाषांतून भाषांतरें करवून त्यांचा सार्वत्रिक रीतीनें सुलभपणें प्रचार करावा. नंतर वर्तमानपत्रद्वारें, उपदेशकां मार्फत व सभादिकांतून या पुस्तकांत सांगितल्या प्रमाणें जैन लोकांनीं आपले सण मानावे, अशा रीतीनें सारखी चळवळ करावी व तदनुसार पुढाऱ्यांनीं आपापल्या गांवीं सण साजरे करण्याची प्रवृत्ती चालू करून आपल्या उदाहरणानें या बाबतीत लोकांना कित्ता घालून द्यावा. म्हणजे या योगें करून मिथ्या सणांची प्रवृत्ती आमच्या समाजांतून थोडथोडी कमी होऊन जैन सणांचा प्रचार झपाट्यानें होइल, अशी पूर्ण उमेद आहे.

मनुष्यसमाज हा स्वाभाविकतः उत्सवप्रिय आहे. म्हणून त्यांतलि जैन समाजही या तत्त्वास कांहीं अपवादात्मक नाहीं हैं उघड आहे. अर्थात् जैन लोकही उत्सवप्रिय असावेत, यांत कांहींच आश्चर्य नाहीं. हल्लींच्या नवीन वातावरणांतील लोकांना प्राचीन चाली प्रमाणें साध्या व एक मार्गी धार्मिक पद्धतीच्या उत्सवानें समाधान होणें थोडें कठिण आहे. करितां सांप्रतच्या सुधारणेच्या काळाला अनुसरून थोर पुरुषांचे जयंत्योत्सव व निधनोत्सव करण्याची ज्या प्रमाणें चाल पडत चालली आहे त्या प्रमाणें आमच्या पूज्य तीर्थंकरांच्या जन्म दिवशीं व निर्वाणदिवशीं उत्सव साजरे करण्याची चाल आमच्या समाजांतून पाडली पाहिजे. म्हणून आमच्या तीर्थंकरांच्या जन्मतिथीची व निर्वाण तिथीची माहिती ही सदरहू पुस्तकांत दाखल करून, हे दिवस सणा प्रमाणें कसे साजरे करावे, हें सविस्तर दाखवावें. म्हणजे त्या प्रमाणें लोकांस वागण्यास सुलभ जाईल.

सारांश, अशा प्रकारें प्रयत्न करून जैन सणांचा प्रचार केल्यास मिथ्या सणांचें व मिथ्या चालींचें निर्मूलन आमच्या समाजांतून आपोआप होईल, अशी मला दृढ आशा आहे. करितां आमच्या पुढाऱ्यांनीं स्वस्थ न बसतां अशा दिशेनें खटपट करावी अशी आग्रहाची विनंती आहे.

## पारस मणि.

(લેખકઃ-સી. કે. ઇનામદાર, મુંબાઇ.)

પારસમણિમાં એવો ગુણ સમાયલો છે કે તેને જે વસ્તુનો સ્પર્શ થાય તે વસ્તુનું સુવર્ણમાં રૂપાન્તર થઇ જાય છે. જેને આ અદ્‌ભુત મણિ પ્રાપ્ત થયો છે તે આ સૃષ્ટિના રાજા જેટલી, અરે તેથી પણ વિશેષ સમૃદ્ધિ ભોગવી શકે છે. કોષાધિપતિ કુબેર ભંડારીનુંજ નામ તેને અપાય છે, સર્વ કોઇ તેનું દાસત્વ કરવા તૈયાર થાય છે; ટૂંકામાં તે એક મહાન

નર તરિકે પૂજાય છે. આવો દૈવી ગુણયુક્ત મણિ પ્રાપ્ત કરવો એ કંઇ જેવી તેવી સહેલી વાત નથી. આવો અમૂલ્ય મણિ હાલના સમયમાં પ્રાપ્ત થવો દુર્લભ છે. કોઇ વિરલાજ આ મહાન ગુણયુક્ત મણિ પ્રાપ્ત કરી શકયા હશે. આપણને કોઇ કહેશે કે, "ભાઇ ! મારી ઇચ્છા છે કે હું તમને પારસમણિ પ્રાપ્ત કરાવી આપું." આ વચન શ્રવણ થવાથીજ અંતઃકરણમાં કેટલો બધો અવર્ણનિય આનંદ પ્રાપ્ત થાય છે ! ખરેખર, આ આશા આપનાર મહાત્માનું આપણે સર્વ કામ છોડી ઇશ્વરતુલ્ય પુજન કરવા મંડી પડીએ છીએ. તે મહાત્માની અહોરાત્ર સેવા કરીએ, પાણી માંગતા પહેલાં દુધ હાજર કરીએ, તે કહે તો એક માસના નકોરડા ઉપવાસ કરીએ; ટુંકામાં આવી અમૂલ્ય વિભૂતિ પ્રાપ્ત કરવા અર્થે આપણે ગમે તેવું પણ અસહ્ય દુઃખ વેઠવા તૈયાર થઇએ મણિ પ્રાપ્ત થયા પહેલાં ઉંઘમાં સ્વપ્નો પણ તેનાંજ આવ્યાં કરે અને હવામાં વિવિધ પ્રકારના કિલ્લા પણ બાંધવા મંડી પડીએ. જ્યારે આવું દુઃખ વેઠી પણ આપણે આ સ્પર્શમણિ લેવા કટીબદ્ધ થઇએ, તો તે જ્યારે તે વિના ખર્ચે અને વિના શ્રમે પ્રાપ્ત કરાવી આપનાર કોઇ મહાત્મા મળે તો, છે કોઇ માઇનો પૂત કે તે લેવા ના કહેશે ? ના, કોઇજ ના નહિ કહે. સર્વ કોઇ રાજી રાજી થઇ જાય અને આનંદની લહરિઓમાં મન તરંગપર સ્વાર થઇ જાય; અરે ! ખાટલામાં પડેલી સો વરસની આંધળી બુઢ્ઢી ડોસી પણ શક્તિ નહિ છતાં દોડવા પ્રયત્ન કરે. સાંભળો ત્યારે, આ પારસમણિને પ્રાપ્ત કરવાનો (હસ્તગત કરવાનો) સહેલામાં સહેલો અને વહેલામાં વહેલો એક રસ્તો; "જાણ્યા કાયદો કોડાનો" એમ થવાથી જો તેમ તે પ્રાપ્ત કરવાના અધિકારી નહિ હશો તો તમારા નશીબમાં તેનો ઉપભોગ કરવાનું સરજ્યું નહિ હશે, તો તમારે તે મણિને લાખો ગાઉનું છેટુંજ સમજજો. તમો કદાચ તે દેખવા પામશો, તોપણ તે મણિ છતાં તમે પત્થર અને દેહાના રૂપમાંજ જોશો અને છેવટે નિરુત્સાહ થવાથી પોતાનો દોષ નહિ કાઢતાં અન્યને દોષારોપણ કરી આ ચમત્કારિક મણિ મેળવવા તલપાપડ થયેલા મનનું પાણી એકદમ ઉતરી જશે.

આ મણિમાં એવો તો દૈવી ગુણ સમાયલો છે કે તે પ્રાપ્ત થતાં મનુષ્યના દેવ બની જવાય છે. દુશ્મનો લજીને કયાંય પલાયન કરી જાય છે કે તેમનો પત્તો લાગવો પણ દુર્લભ છે. આ મણિ પ્રાપ્ત કરનાર દુનિયાના રાજા થયેલા જણાય છે. કુબેરભંડારીની સકળ સમૃદ્ધિ તેમના હિસાબમાં ક્ષુદ્ર ભાસે છે. ખરેખર ! આ દૈવી ગુણાલંકૃત મણિ અક્ષય સુખ પ્રાપ્ત કરાવે છે. શું ત્યારે તે મણિ પ્રાપ્ત કરવાની ઉત્કંઠા અધિક પ્રબળ થતી જાય છે ? ત્યારે સાંભળો શ્રદ્ધા રાખો, અને મનુષ્યના દેવ બની જાવ. જુઓ આ દૈવી પારસમણિ તેજ "सत्संग–संतसमागम" છે. કેમ ફીકકા પડી ગયા ? ધ્યાનમાં રાખજો કે આ મણિ તમારા સુવર્ણ બનાવનાર મણિની પેઠે ક્ષણિક સુખ અર્પનાર નથી. તેનામાં એવી તો ચમત્કૃતિ છે કે તે ભકતાને તેમજ તેના આખા કુટુમ્બને તારે છે. तीर्थः फलती कालेन सद्यः सद्गुरु संगमः॥ તીર્થ યાત્રા તો કોઇક સમય ફળ આપે છે, પણ સદ્‌ગુરૂ સગમનું ફળ તો તરતજ મળે છે. આવા અમૂલ્ય સત્સંગના પ્રતાપે મનુષ્ય કામ ક્રોધાદિ ષડરિપુ એવો સંતાઇ જાય છે કે પુનઃ દૃષ્ટી ગોચર થતા નથી. પારસમણિ તથા તેનાથી પ્રાપ્ત થયેલું ધન તો કોઇ હરી પણ જાય, પણ આ અક્ષય સુખદાતા સત્સંગથી પ્રાપ્ત થયેલું ઐશ્વર્ય કોઇથી ઓછું કરી શકાય તેમ નથી.

સત્સંગની કેટલી ઉચ્ચતા છે તે દેવર્ષિ તથા વિશ્વામિત્રના અતિથ્ય સત્કાર પ્રસંગે આપેલી વિદાયગીરીથી જણાઇ આવે છે. વિશ્વામિત્ર ઋષિના હજારો વર્ષના તપના પ્રભાવ કરતાં વિશિષ્ટના એક ક્ષણમાત્રના સત્સંગના પ્રતાપનો વિજયનાદ થાય છે. શું ત્યારે સત્સંગ દૈવી પારસમણિથી અધિક મૂલ્યવાન નથી? શું તેની કીંમત આંકી શકાય તેમ છે? તો શા માટે મહાત્માનો સંગ ન કરવો? ચંદ્રકાન્ત નામક પુસ્તકનાં આખ્યાનમાં "દેવને છાયો હોતો નથી" એટલું પણ અનિચ્છાએ સત્પુરૂષનું એક વાકય કાનમાં પડી જવાથી એક ચોર મરણ દશામાંથી ઉગરીને રાજ્યનો તેમજ રાજ કન્યાનો હકદાર થયો હતો. એ સત્સંગ સિવાય કોનો પ્રતાપ હોવો જોઇએ? જ્યારે સત્સંગનો આવો દૈવી પ્રતાપ છે ત્યારે જીવનું કલ્યાણ કરનાર, સત્ય માર્ગે ગમન કરાવનાર તેમજ અક્ષય સુખ અર્પનાર સદ્ગુરૂનો શા માટે આશ્રય લેવો નહિ જોઇએ? શા માટે આપણું જીવન અધિક યશસ્વી અને અધિક ઉચ્ચતર બનાવવું નહિ જોઇએ? કામકાજમાંથી પણ સમય બચાવી શા માટે આચાર્યોના મુખથી બોધક કથા વાર્તાઓમાં મન પ્રેરવું ન જોઇએ? શા માટે ભારતવર્ષમાં શાંતિનો માર્ગ પ્રસારનાર પવિત્ર તિર્થંકરો નાં પુનિત આખ્યાનો શ્રવણ કરવાં ન જોઇએ? શા માટે પ્રભુરસમાં મનને તદ્રુપ બનાવવું ન જોઇએ? જયારે દૈવી ખજાનો આપણી પાસે ખુલ્લો મૂકી દીધો છે ત્યારે ઉપભોગ કરવા શા માટે પછાત પડી જવું જોઇએ? આવાં અપ્રતિમ, અસ્ખલિત, અગણિત અને અક્ષય સુખો અર્પનાર નિઃસ્વાર્થી આચાર્યો-મહાત્માઓ-સદ્ગુરૂઓનો સંબંધ આપણે અધિક દ્દઢ કેમ ન કરવો જોઇએ? ખરેખર! જે સત્સંગ-પારસમણિ પ્રાપ્ત કરી શકયા છે તેમનુંજ જીવન ધન્ય છે!!!

# मनुष्यदेह

(લેખકઃ-હરીલાલ જેઠાભાઇ મુ. ઉના.)

સ્વંસ્થાન શ્રી વૈકુંઠપુરી પરમ ધામના અધિપતિ ભકત વત્સલ મહારાજાધીરાજ, ગરૂડજીના સ્વાર, પાંડવોના પ્રતીપાળ, સ્વર્ગના શીરોમણી, અનાથનાથ, ઇષ્ટ દેવના દેવ, અંતરજામી મહામંગળ સ્વરૂપ ઘનશ્યામ અખંડ લક્ષ્મીજીના અલંકાર ગૌરક્ષણના રક્ષાપતિ પાવક જગત બોધા હરણ શ્રી ભગવંતની ખાસ હજુરમાં! મુ. સ્વર્ગપુરી. અરજદાર સ્વંસ્થાન પંચભુત દેહના અમૃત લોકથી લી. આપનો સ્વઇચ્છાથી ભુતલ વીશે જન્મ લેનાર સ્વભગુરી મંદમતી લઘુ બાળકના જય જીનેંદ્ર આપની પવિત્ર સેવામાં અંગીકાર કરશોજી.

ઘણી નમ્રતાની અરજ સાથે અરજ ગુજારવાની કે હે કૃપા સિંધુ ભગવાન! આપે અમને ઉત્પન્ન કરવાને રૂડા હેતુથી આપની ગહન ગતિ અને અલૌકીક લીલાએ કરીને પ્રથમ માતુશ્રીના ઉદરમાં ગર્ભ શુળ આપ્યો, ત્યારબાદ પ્રતીદીનના નવમાસ પુરા થયેથી અમોને સારી સમજુતી સાથે આ સ્વપ્ન તુલ્ય સંસારમાં ઇશ્વરી લક્ષ ટિલે ભગવત ભજન કરવા અને વ્યવહારીક કાર્યમાં અનુશરી ચાલવાને અને આ આત્મપુરીનું રાજ કરવાને મોકલ્યા! પરંતુ આત્મ નગરીની અંદરજ કેટલાક લુચ્ચા સ્વભાવના અમલદારો મળી નીશ્વાન કરીને રહેલા છે. તે અમલદારો આપના હુકમનું અપમાન કરી ધારાશર રાજ્ય નિતીએ ચલાવવાને વિધ્ન લાવે છે તે આશાર્મીવાર હજુર રોશન થવાને વિવેચન કરૂં છું.

પ્રથમ તો જીવરાજભાઇ નામના રાજા છે; મનજીભાઇ વઝીર છે; કામદેવભાઇ કામદાર છે; ક્ષધજીભાઇ ફોજદાર છે; લોભજી

" श्राविकाश्रम " - मुंबाई.

( श्राविकाश्रमना मुख्य संचालक अने स्थापक श्रीमती पंडिता **मगनबाई**, सुप्रीटेंडंट **यशोदाबाई** तथा अभ्यास करती श्राविकाओनो ग्रुप. )

ભાઇ લશ્કરી છે; મોહજીભાઇ મામલતદાર છે; પરનિંદા પોલીસ પટેલ છે; અહંકારની કોટવાળી છે; જડતાપણું જમાદારનું છે; બુદ્ધીબાઇ રાજપટરાણી છે; જીભીબાઇ ચોવટાઇ કરે છે; ઉપરના અમલદારો મળી પોતાના શીરજોરથી બળાત્કાર વાપરતાં અમારૂં શુભ ભાન કાપી તમારા તરફના કલ્યાણ થવા રસ્તે ચડવાને અટકાવે છે, પછી અમારા નીર ઉપાય ને પરાધીનપણાને લીધે ભગવત ભજન નહીં મળતાં મનજીભાઇ દરરોજ પ્રત્યક્ષ સારા ખોટા પ્રપંચમાં રચી મચી રહેલા છે. આવા ખોટા વિચારમાંજ આત્મપુરીનું આયુષ્ય લગભગ ચાલીશ પચાશ વરશનું પહોંચી આવતાં મનજીભાઇ આત્મપુરીનું રાજ ખોઇ બેસે છે અને પછી તુરતજ જરાસંગભાઇ નામના રાજા આવી સદરહુ રાજગાદી પોતે કબજે કરે છે. વળી સદરહુ રાજા પોતાનો નવીન સીક્કો બજાવવા માટે નગરીના વાવટા શ્યામ રંગના હતા તે સફેદ રંગના કરી નાંખે છે. તે સિવાય ઘણો ફેરફાર કરી નાંખે છે. આત્મપુરીનું મુળ મંડાણ એવું છે કે જે શહેરમાં દશ તો દરવાજા છે તેમાંનો મુળ જે મહોટો દરવાજો છે તેમાં બત્રીશ શાહુકારો દુકાનો ચલાવે છે; બોંતેર કોઠા છે; નવસેં નવાણું શહેરીઓ છે. આ પુરીમાં ઈંગલા પીંગળા સુખમણ પવાણી નામના ઘાટ છે. આવા મોટા અદભુત નગરને જરાશંગ રાજાએ પાયમાલ કરી નાખ્યું. વળી તેઓ રાજાની ઘણી સખ્તાઇથી નગરીની સાત પુરી પણ ઢીથળ વીથળ કરી નાંખી, મસ્તક પુરી ડોલવા માંડે છે, કરણપુરી ઉજડ થાય છે. લોચનપુરીનું તેજ કમી કરે છે. નાશીકાપુરી વલા કરે છે. મુક્ષાપુરીનો સ્વાદ ખેંચી લે છે. શહેરમાં વેપાર થવો બંધ પડવાથી બત્રીશ શાહુકારો દુકાનો ઉપાડી ચાલતા થાય છે. ચરણપુરી પણ થરથરી જાય છે ને નગરીના કામદેવ કામદાર તો નોકરી છોડી રાજીનામું આપી દે છે. બુદ્ધીબાઇ રાજ્ય પટરાણી મુઝાઇ જાય છે. જીભીબાઇનું ચોવટાઇનું વજન ઉડી જાય છે. આટલા શંસ્કારો થયા. ઓછામાં પુરૂં પાડવાને જરાસંગ રાજાના ઉપરી સરદાર કાળ નામના સરદાર આવી નગરીના દશે દરવાજે શીલમારી સ્થંભને રોકી દેવાની તૈયારી કરે છે, તે વખતે મનજીભાઇ વઝીર અકળાતા ભયભીત થઇ આખર વેળાએ આપની સ્તુતિ વંદન કરે છે. હે કૃપાળુ ભગવાન! માતુશ્રીના ગર્ભવાશમાં જે સ્તુતિ સાથ સમજુતી કરેલી હતી, કે હું હમેશાં ભગવત ભજન કરીશ, તો મહારા કમનશીબના માઠા ગ્રહ ચડી આવતાં જાણીબુઝી આ ખોટી ગફલત કરી. આ ખોટા સંસારમાં કામ, ક્રોધ મોહ, મદ, લોભ એ દુષ્ટોએ મારૂં હીત બગાડયું, પરંતુ હવે મારા આયુષ્યના જેટલા દીવસ બાકી હોય તેટલી મુદતમાં અણુકૃપા થવી ન જોઇએ, કારણ કે પુત્ર સપુત્ર થવાને ચુકે છે, પણ શરણે આવેલ પુત્ર ગમે તેવો અપરાધી હોય તો પણ માવેતર સ્નેહ પુર્વક ખોળામાં બેસાડવાનો સ્વભાવ ચુકતા નથી, તો હે કૃપાસિન્ધુ ભગવાન! આપતો જગત આખાનાં મોટા પતિ છો વળી જેમ જળમાંથી માછલી જુદી પડવાથી મરણ પામે છે, તેમ હું આપના આશરા વિના મરણ તુલ્ય છું. આવી અરજ ગુજારૂં છું, તો ધ્યાનમાં લઇ પંચભુત દેહના અમલદારોએ જાણે અજાણે ગુન્હા અપરાધ કર્યા હોય તે ક્ષમા કરી આપશ્રીના વહ હસ્તાક્ષરના કૃપા લેખ કરી આપી આપના કોમળ ચરણમાં દાખલ કરશોજી.

**નોટ**—આ માર્મિક પણ અતિ ઉપયોગી લેખ દરેક વાંચકને ફરી ફરીને ધ્યાનપૂર્વક વાંચવાને અમો આગ્રહ કરીએ છીએ.

સંપાદક.

# आपणे केवा थवुं जोइए ?

## अथवा

## खरी स्वतंत्रतानां साधन.

લેખકઃ-શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહ
સંપાદક 'જૈન સમાચાર' અમદાવાદ.)

The human being should be **healthy, active, brave, intelligent, truthful, honourable, clean in life** and **kindly.**

❀ ❀ ❀ ❀

The growing need is for men who can be **religious** without being **narrow-minded, obedient to authority** because **understanding whereon authority rests, free** while reverencing Law, **self disciplined** without **asceticism,** with a **culture not limited by books,** and above all **trained in habits of exact thought** and therefore **able to use the mass of material** which is now presented to us.

**Stanley De Brath.**
M. Inst. C.E.

૧. **સ્વતંત્રતા** અને ખરા સુખની આશા રાખનારે સ્વ-રક્ષણ, સ્વ-સુખ અને સ્વ-આનંદ માટે જાત ઉપરજ આધાર રાખવો જોઇએ. અને તેમ કરવા માટે તેનાં સાધનો પણ મેળવી લેવાં જોઇએ. સ્વ-રક્ષણનું સાધન શરીરબળ છે. સ્વ-સુખનું સાધન મનોબળ અને દ્રવ્ય છે. સ્વ-આનંદ માટે પ્રેમ, પરોપકાર બુદ્ધિ અને પરમાત્મા પિછાન એ સાધન છે. માટે અંગકસરત, વ્યવહાર, દ્રવ્ય, ગીત-વાદ્ય આદિનું જ્ઞાન, પ્રેમ અને પરમાર્થ તથા તત્વજ્ઞાનનો અનાદર કરવો તે પોતાનાજ પગમાં કુહાડો મારવા જેવું છે.

## (अ) स्व-रक्षण.

૨. શરીર-બળની વાતને તો કોઇ ભાગ્યેજ યોગ્ય સત્કાર આપતું હશે. શરીર બિચારૂં જુલમી મનના નીચ ગુલામ જેવું ગણાય છે. તાત્કાળિક તંગી પુરી પાડવા સઘળી તાબેદાર પ્રજાને સખત વેરાથી અને લૂંટથી પીડનાર અને પછી બીજાં સંકટ સમયે તદ્દન નિર્ધન અને નિર્બળ થયેલી પ્રજા પાસેથી પોતે ગમે તેટલું બળ કરવા છતાં કાંઈ પણ નહિ મળી શકવાથી ચીડાઇ-રીબાઇ દુસ્મનના હાથથી માર ખાઇ દુઃખી થનાર મૂર્ખ રાજા જેવું આપણું મન છે. આપણે જાણવું જોઇએ કે આપણે પદાર્થ ( Matter ) અને આત્મા (Spirit) એ બેના બનેલા છીએ અને તેથી બન્નેને કેળવવાની જરૂર છે. જયારે આત્માની કેટલીક સિદ્ધિઓ પદાર્થના જોરથીજ મેળવી શકાય છે ત્યારે શા સારૂ આપણે શરીર તરફ આટલા બેદરકાર રહેવું જોઇએ ?

૩ સુભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો, આપણે પરતંત્ર બન્યા છીએ. સારા ભાગ્યે તે પરતંત્રતા બહાદૂર લોકોની છે, તેથી આપણાં મન, શરીરને કેળવવાની જરૂર થોડીજ જુએ છે. કારણ કે હમણાં બળવાખોરનો જુલમ નથી, લોહીની નદીઓ જોવાની નથી, ત્રાસદાયક સમાચાર ઓચીંતા સાંભળી ચોકવાનું નથી. દેશના તો શું પણ પંડના દુશ્મન સાથે પણ લાકડી ઉપાડવાની જરૂર નથી. એવી શાન્ત પરતંત્ર અને એશ આરામની સ્થિતિમાં હમણાં આપણે છીએ, પણ શું સઘળા જમાના એક સરખા જાય છે ? ઇતિહાસ શું પુરાવો

આપે છે? શાંત ક્ષેત્રોમાં તરવારોના નાચ અને જુલમથી પીડીત ભૂમિમાં તદ્દન શાન્તિના દાખલા કેટલા બધા દેશમાં જોવામાં આવ્યા છે? ભ્રમણ-ફેરફાર-ઉથલપાથલ (Revolution) એ તો દરેક વસ્તુનો સ્વભાવ છે. કુદરતનોજ કાયદો છે. નાના સરખા ભ્રમણ વખતે આપણે કેવા ડરી જવાના? જ્યારે દેશમાં કાંઈ પણ ઉથલપાથલ સંબંધી વિચારની ગપ માત્ર સંભળાય છે ત્યારે રાંક, બાયલા અને સુખ ચેનના શોખીન લોકોનાં મન કેવાં વ્યગ્ર થઇ જાય છે? નજીકના દેશમાં કેવા ત્રાસદાયક વિચારો જન્મ પામે છે!

૪. અને વિવાદની ખાતર ઘડીક ધારો કે પ્રતાપી રાજ્યકર્ત્તા ન્યાય અને તરવારથી આપણું હંમેશને માટે રક્ષણ કરી શકશે, તો પણ શું આપણે સદા પોતાના મંડળના દુશ્મનના ભયથી મુક્ત હોઇશું? જ્યારે પંડના દુશ્મનોથી આપણા ઉપર અને આપણાં વ્હાલાં જનો ઉપર જુલમ ગુજરાય ત્યારે તેને અટકાવવા અને યોગ્ય વેર લેવા અંગબળની મહત્વતા કોણ નાકબુલ કરશે!

૫. કસરત વિના શરીર (તેમજ મન) અવ્યવસ્થિત થઇ જાય છે. દેખીતા ભવિષ્યનો તાત્કાળિક લાભરૂપી જુસ્સો થોડીકવાર તે નવા ઉદ્યોગમાં આપણને ટટાર રાખે છે, પણ તે જુસ્સો થોડીવારમાં નાશ પામે છે અને શરીર લથડવાથી ઉજ્જડ થયેલું મન પછી હમેશ કરતાં વધુ દિલગીર રહે છે. દુનિયાની હજારો ખુબીઓ અને આનંદો, કૃત્યો વિગેરે તરફ તે અણુગમાથી ઉત્પન્ન થયેલી બેદરકારીથી જુએ છે.

૬. આ તો અનુભવેલો સિદ્ધાંતજ છે કે માણસ કામના બોજાથી ઘસાતો નથી, પણ રીઢો થાય છે, દુઃખથી ઘસાતો નથી પણ અનુભવ અને વખતે કીમતી પાઠ શીખે છે, પણ માત્ર નિયમિત કસરત અને શરીરના શ્રમ વિનાજ ખવાઈ જાય છે. આવી રીતે ખવાઇ ગયેલા માણસને નાનાં સરખાં કામ પણ બોજા રૂપ લાગે છે અને સાધારણ વાત સમજવી તે એક શાસ્ત્ર સમજવા જેવું મુશ્કેલ થઇ પડે છે.

૭. કસરતથી કેળવાયલા શરીરવાળાનું મન પણ સહેલાઇથી કેળવી શકાય તેવું હોય છે. કેટલેક દરજ્જે ઇંદ્રિયદમન તે માણસ કરી શકે છે. સ્વાર્થ પરાયણતા, કામવિકાર અને બીકણપણાને લીધે ઉત્પન્ન થતો કાયાનો શરમ ભરેલો ડર એ સર્વને તે ઘણે અંશે જીતી શકે છે.

૮. વિચારો કરવામાં બુદ્ધિની જરૂર અને અમલમાં મૂકવામાં દ્રઢતા (will)ની જરૂર છે. દ્રઢતા એ માનસિક પુષ્ટીનું પરિણામ છે અને માનસિક પુષ્ટી પ્રથમ તો શારીરિક પુષ્ટી ઉપર આધાર રાખે છે. એદી, કાયર, ફેફસી ગયેલો માણસ ધારવા-વિચારવામાં કમતાકાત હોય છે અને જે કાંઈ ધારે-વિચારે તેને અમલમાં મુકવાની દ્રઢતા તેનામાં હોતી નથી. તે ક્ષણીક અને તરંગી જુસ્સાઓને આધિન હોય છે. વિષયવૃત્તિનો ગુલામ બને છે, અસમર્થ હોવા છતાં ક્રોધને વશ જલદી થાય છે, દુનિયાથી કંટાળે છે; છોકરમત તેના દરેક કામમાં જણાઇ આવે છે.

૯. એથી ઉલટું ચંચળ શરીરવાળાનું મન ચંચળ (active) અને રૂઢ હોય છે. બીક, કાયરતા, નિચતા, પશુવૃત્તિ, વિષય-વૃત્તિ, સ્વાર્થ, ક્ષણિક જુસ્સાઓ, એ સર્વને કેટલેક દરજ્જે તે ધુતકારી શકે છે. તે ખરું કામ કરતાં, ટટાર ચાલતાં, પ્રસંગને યોગ્ય ભાષણ કરતાં શરમાતો નથી.

૧૦. આ પણ સમજવાનું છે કે શરીરને ખવરાવી, પીવરાવી, કસરત આપી હૃષ્ટપુષ્ટ કરવું તે કાંઈ, સારા ઘાસપાલાથી હૃષ્ટપુષ્ટ કરી તેને વધ કરનાર કસાઈની પેઠે, તેને વિકારોના તાબે કરવા સારૂ નહિ, પણ એ હેતુથી કે આ અતિ દુર્લભ મનુષ્ય-દેહમાં જ્યાં સુધી આ જીવ છે ત્યાં સુધી કાંઇપણ સુકૃત્ય તે કરી શકશે માટે તેને સાચવવું. ઘડીયાળનો કાંટો એકલોજ કાંઇ વખત આપતો નથી, સાંચા પણ વખત આપતા નથી, પણ સાંચાથી પ્રેરણા પામેલા કાંટા વખત આપે છે—આ ઉદાહરણ સમજવાનું છે.

૧૧. શરીર તેમજ મનને જેમ પુરતી કસરત વિના રાખવામાં ભયંકર પરિણામ સમાયલું છે તેમજ તેમના ઉપર ખાસ-કરીને મન ઉપર હદથી જાદે બોજો નાંખવામાં પણ ભયંકર પરિણામ સમાયલું છે. એક કામથી જેમ આપણી શક્તિ (energy) માં થોડાક ઘટારો થાય છે તેમજ એક વિચારથી પણ શક્તિનો વ્યય થાય છે. કંટાળો ઉપજે એટલા દરજ્જા સુધી કોઇ કામ કે વિચાર ખેંચ્યા કરવામાં એકસરખુંજ નુકશાન છે. કેટલાક એવા હોય છે કે તેમનું મન આખો દિવસ વિચાર કર્યાજ કરે છે અને રાત્રે પણ તેમનું અઝંપાવાળું મગજ તે વિચારોના પ્રતિધ્વનિ કર્યા સિવાય ઝંપતું નથી. આવાં માણસો કાંઈ બીજા કરતાં વધારે અથવા વધારે સંગીન (Solid) કામ કરી શકે છે એમ નથી, તેથી ઉલટું ભભકામાં રહેલો માણસ જેમ સાદાઇને વધારે પસંદ કરે, તેમ તે માણસ વિચારોથી કંટાળે છે અને ટેવ પડવાથી કંટાળવા છતાં તેમાં કાયમ રહે છે, પરિપકવ વિચાર કરી શકતો નથી અને દુઃખમય ભ્રમણામય પળો ગુજારે છે. "જે વખતે જે કામ તે વખતે તેનોજ વિચાર" એ સોનેરી કાનુન છે. પથારીમાં પડયા પછી તો હરકોઈ જાતનો વિચાર નજ કરવો એવો નિશ્ચય કરવો જોઇએ. અનુભવ એમ કહે છે કે પથારીમાં પડયા અગાઉ કરેલી શુદ્ધ પ્રાર્થના, વિચારોને મનથી દૂર રાખવામાં સારી સાધનભુત થાય છે. આવતી કાલ માટે જરૂરની શક્તિ (energy) શાની ઉંઘમાંથી પેદા કરવાની છે, માટે તે ઉંઘના કલાકો અગર તે ઉંઘની શાન્તીમાં ઘટારો થવા ન દેવો જોઇએ. "હર કોઈ એક કામ કે એક વિચારમાં ઉંડા ગી હોઇએ, તે વખતે બીજા વિચારોમાં ભૂલા પડવામાં ઘણું જોખમ સમાયલું છે."

૧૨. કસરત શરીરના દરેક અંગને મળવી જોઈએ. હાથ, પગ, શરીર, જીભ, આંખ વિગેરે દરેક અંગને નિયમિત રીતે કસરત આપવી જોઈએ. આપણા હાથ, પગ, શરીર વિગેરેની ગતિ ધાર્યા પ્રમાણે ઝડપથી થઇ શકે, આંખ સ્થિર તાકીને નજર કરી શકે, નજર ટકાવી શકે અને અવલોકન કરી શકે, જીભ તથા કંઠ શુદ્ધ ઝીણા સ્વરથી માંડીને ખુલ્લી મોટી ગર્જના કરી શકે—સાદ ચડાવી ઉતારી શકે, ભય, શોક, દયા, હાસ્ય. આશ્ચર્ય વિગેરે ધાર્યા પ્રમાણે લાગણી સાંભળનારના મનમાં ઉત્પન્ન કરે એવા ઉચ્ચાર કરી શકે એવી કસરત આપવી જોઇએ.

૧૩. જેમ જુઠું બોલવું, ચોરી કે વ્યાભિચાર કરવો, ખુન કરવું એ વિગેરે મોટા અપરાધ છે, અને એવું કરનારને આપણે ધિક્કારવા જોઇએ; તેમજ પુરતી ઉંઘ અને આરામ લેવો, પુરતી રીતે દરેક અંગને કસરત આપવી, બાયલી શરમો તજવી, ટટાર ચાલવું અને છટાથી બોલવું એ વગેરે શારીરિક ફરજો તોડનાર પણ મોટા અપરાધી છે, અને તેને પણ એટલોજ ધિક્કારવો જોઇએ. કહેવાની જરૂર નથી કે પહેલા અપરાધો કરનારની પેઠે આ અપરાધીઓને પણ ભારે શિક્ષા કુદરત કર્યા સિવાય કદી છોડતી નથી.

## (ब) स्व–सुख.

૧૪. સ્વ–સુખ માટે મનને કસરત આપવી જોઇએ. કોઈ વસ્તુ, દેખાવ કે બનાવ અવલોકવાની, મનમાં ઉતારવાની, બીજી એવી વસ્તુ દેખાવ કે બનાવ સાથે સરખાવવાની—મનન કરવાની અને તેમાંથી સત્ય શોધી કાઢી અને તે સત્ય જો અમલમાં મુકવા જેવું હોય તો, તેને અનુસરવાની દૃઢતા રાખવાની કસરત એ ખરેખરી જરૂરની કસરત છે. ઘણું ભણેલા પણ આ કસરત વિના કાંઈ ધંધામાં કામના નથી. થોડું ભણેલા છતાં આ કસરતથી કસાયલા મનવાળા, ખેડુતમાંથી રાજ્યદ્વારી પુરૂષો બન્યા છે. આ કસરતનો પાયો અગાઉ કહેલી અંગકસરત છે તે પણ ભુલવું ન જોઇએ. વળી એ પણ યાદ રાખવુ જોઇએ કે કોઈ પણ જાતની પુષ્ટી—શારીરિક કે માનસિક-એક કુદકે આવી શકતી નથી, પણ વિવેકસર અને નિયમસર ખંતથીજ આવે છે. એક સામટી કસરત-શારીરિક તેમજ માશસિક–વિનાશકારક છે.

૧૫. નીતિની કસરત એ મનની કસરતનોજ પેટા ભાગ છે. મન બનાવોનું અવલોકન કરવા સરખામણી કરવા સત્ય ખેંચવા અને સત્ય અમલમાં મુકવા શક્તિમાન થાય તેજ નીતિ છે. માત્ર અપરાધથી દૂર રહેવું એનેજ નીતિ કહી શકાય નહિ. નીતિની કસરતની પદ્ધતિમાં બેન્જામીન ફ્રાંકલીનનું અનુકરણ કરવા જેવું છે. તેણે કેટલાક ઉપયોગી નિયમો લખી રાખ્યા હતા. તેમાંના દરેકને અમલમાં મૂકવાનો દૃઢ ઠરાવ કરી એકેક નિયમ એકેક પખવાડીઆ સુધી પાળવામાં કેટલી ભુલો થતી તે નોંધતો અને તે ભુલો કરાવનાર લાલચો સાથે હવે પછી કેમ યુદ્ધ કરવું તેના રસ્તા શોધતો.

૧૬. અહીં થોડાક શાસ્ત્રીય (Scientific) નિયમ સમજાવવા જરૂરના છે.

(૧) નીતિ એટલે દરરોજની શકિત (energy) નો ડહાપણનો ભર્યો ઉપયોગ (The Wise Direction of the daily stock of Energy is Morality).

(૨) મન તેમજ તન સંબંધી દરેક કામ વારંવાર થવાથી સહેલું થાય છે એને ટેવ કહે છે.

(૩) શરીરનો સંચો ટેવ પ્રમાણે દોરાય છે. અને "તનમનની દરરોજની શકિતનું, ઉમદા વિચારો અને ઉમદા કૃત્યોની ટેવમાં રૂપાંતર" તેનેજ મનુષ્યત્વ (character) કહે છે.

(૪) કુમાર્ગે વપરાતી શકિત દુઃખ દાયક નથી, પણ શકિતને કુમાર્ગે દોરનાર તન મનની અજ્ઞાનતા એજ વિનાશકારક છે. જ્ઞાન ઘણી વખતે ખત્તામાંથીજ મળે છે.

(૫) ધર્મ એ ઉપયોગ છે; ધર્મ એ જીંદગી છે. અને જે ધર્મ અથવા નીતિ નાનામાં નાના તેમજ મોટાંમાં મોટાં ખાનગી તેમજ જાહેર કામમાં મૂર્તિમાન થતી નથી તેને ધર્મ અથવા નીતિ કહેવાયજ નહિ.

(Religion is life; and the virtues do not exist at all except in so far as they are being translated into daily and hourly practice.)

(૬) મનુષ્યત્વ (character)માં સડો ઉમન્ન કરનાર સ્વાર્થ, આળસ, મોજ શોખ, વિષય લોલપીપણું, તથા બીકણપણું એટલા કારણોથી દૂર થવા માટે જે દૃઢતા કરવી તે ધર્મ છે.

(૭) બુદ્ધિ સૌથી ઉપયોગી છે, પણ તેનાથી મનુષ્યત્વ (character) વધુ ઉપયોગી છે. માણુસે પ્રાર્થના, જ્ઞાન અને મનુષ્યત્વની પ્રાપ્તિ અર્થેજ કરવી.

૧૭ યાદશક્તિની કસરતને આજકાલ અજ્ઞાન કરતાં વિદ્વાન* જનો તરફથી વધારે એરઇન્સાફ મળે છે. કેળવણીના હિમાયતીઓ યાદ શક્તિની કસરતને ગોખણ વિદ્યા માને છે, પણ આ એક મોટી ભૂલ છે. અલબત્ત યાદ શક્તિ કરતાં વિચાર શક્તિ વધારે ખીલવવી જોઇએ તે ખરૂં છે; પણ યાદ શક્તિ તે વિચાર શક્તિનો પાયો અથવા સાધન છે, એ ભૂલવું જોઇતું નથી.

૧૮ વેપાર રોજગારમાં કે હરકોઇ કામમાં વધારે ફતેહ મળવાનું કારણ પણ મનની ડહાપણભરી કસરતજ છે કે જેમાં અવલોકન શક્તિ, વિચાર શક્તિ, સરખાવવાની શક્તિ, યાદ શક્તિ, દઢતા વિગેરેનો સમાવેશ થાય છે. આપણા વધુ ભણેલા જુવાનો ધંધામાં કે દુનિયાદારીમાં તદ્દન કઢંગા અને અતડા જણાય છે, તેનું કારણ એ છે કે તેમણે આ અમુક બાબતોમાં મનને કસરત આપી નથી. ઝડપ અને સફાઇની ટેવ પણ દરેક કામમાં વધુ ફાવવા માટે અવસ્ય કેળવવી જોઇએ અને તે કામ કાંઈ પુસ્તકો ઉપરથી થઇ શકશે નહિ, પણ દુનિયાદારીમાં પડવાથી દુનિયાદારીના આકરા દેખાતા અને રંગ વિનાના કામોમાં શરીરને ગતિમાન કરવાથીજ અને તે ગતિ દઢતાથી કાયમ રાખવાથીજ થઇ શકશે.

૧૯ નિશાળમાં માત્ર પુસ્તકનું જ્ઞાન આપવાની પદ્ધતિને જર્મનશાળાપદ્ધતિ ખોટી પાડી બતાવે છે. ત્યાં સુતારકામ, ગાયનકળા, વાદ્ય-કળા, રસાયણ વિગેરે વિદ્યાઓના પ્રયોગો, નિશાન તાકવાનું કામ, ચિત્રકામ, ડ્રીલ, બાગનું કામ, તરવાની વિદ્યા, અંગકસરતના ખેલ શરીરશાસ્ત્ર વિગેરે વિદ્યાઓ (Science) અને હુન્નરો(Art)શીખવવામાં આવે છે. આથી ત્યાંના બાળકો શરીર અને મનની ચપળતા, છટા, સફાઇ અને ગ્રહણશક્તિમાં ઇંગ્લાંડના કરતાં પણ વધુ ચઢીઆતા છે. મી. બ્રાથ નામનો એક વિદ્વાન જર્મન લેખક અને શિક્ષક આ બાબતમાં પોતાના દેશનું અનુકરણ કરવા દરેક દેશને ભલામણ કરે છે કે જ્યાં સુધી શાળાઓમાં આવી સવડ ન કરવામાં આવે ત્યાં સુધી સમર્થ જનોએ પોતાના ઘેર આમાંની બનતી સવડ કરી લેવી એ ઘણું ફાયદાકારક છે.

૨૦ હમણાં આપણે સ્વસુખની વાત કરીએ છીએ. સ્વસુખ માટે મનની કસરતની જરૂર વિષે આપણે વિચાર કરી ગયા. હવે બીજી જરૂર પૈસાની છે તે વિષે વિચાર કરીએ:—

૨૧ બીન અનુભવી યુવાન પૈસાની બાબતમાં ઘણો બેદરકાર જોવામાં આવે છે. તે જાણતો નથી કે તેનું મન ગમે તેટલું

---

* જે વખતે લેખન-કળાનો શોધપણ થયો નહતો, તે વખતે રામાયણ અને મહાભારત જેવાં મોટાં અને એવાંજ અદ્ભૂત ઇલિઅડ અને ઓડીસી નામનાં વીરરસ કાવ્યો રચાયાં હતાં અને આપણા ભાટ લોકો જેમ વંશોના વંશોના ઇતિહાસ-કથાઓ અને કાવ્યો મોઢે રાખીને તે ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે તેમ ગ્રીસ દેશમાં પણ કેટલાક લોકો તે કાવ્યો ગાઇ સંભળાવી ઉદર પોષણ કરતા. એ વખતના લોકોની યાદશકિત એટલી જબરજસ્ત હતી તેનું એક કારણ એ કે તેમને યાદશકિત સિવાય બીજાં સાધન હતાં નહિ. જેમ સગવડનાં સાધન વધતાં જાય છે તેમ આપણને કુદરત તરફથી અપાયલી શકિતઓની કેળવણી તરફ બેદરકારી વધતી જતી જોવામાં આવે છે. આ બેદરકારી નુકશાનકારક છે. યાત્રા અથવા સાધુદર્શન અર્થે દેશાવર જવાના રીવાજથી જે તન્દુરસ્તી, સહનશીળતા, અવલોકનશકિત વિગેરેને કસરત મળતી, તે હવે રેલ્વે મારફત જવાથી મળી શકતી નથી. સગવડ અને પુષ્કળતા એ બે આપ્રમાણે માણસ જાતને કાયર બનાવે તો તે સગવડ અને પુષ્કળતાનો ખોટો ઉપયોગજ થયો સમજવો.

મોટું હશે, ગમે તત્વ જ્ઞાનથી ભરપુર હશે, તે ગમે તેવા સ્વતંત્ર વિચારનો હશે, તોપણ દ્રવ્યોપાર્જન અને દ્રવ્ય વ્યય જેવા સંસારમાં સદા બનતા આવેલા બનાવોનો તે અપવાદ થઇ શકશે નહિ અને જેમ તે તે બંધનથી છુટવા વધારે જોર કરશે તેમ તે બેડીયો વધારે સજ્જડ ગંઠાતી જશે અને તેમ તેના હાથ પગ વધારે છોલાતા જશે. પૈસો જ્ઞાન, બળ, અને પુણ્ય પણ ઉપાર્જન કરાવે છે. પૈસો સલાહશાંતિ તેમજ લઢાઇનો કર્તા અને ભર્ત્તા છે. સ્વ-સેવા અને પર-સેવા તેનાથી થઇ શકે છે. ધર્મ જેમ શક્તિને નહિ પણ શક્તિના ખોટા ઉપયોગને ધિક્કારે છે, જેમ જુવાનીને નહિ પણ જુવાનીના ગેરઉપયોગને ધિક્કારે છે, સ્ત્રીને નહિ પણ મોહને ધિક્કારે છે, પ્રેમને નહિ પણ વિષય વૃત્તિને ધિક્કારે છે, તેમ પૈસાને નહિ પણ પૈસાની પ્રાપ્તિ અયોગ્ય રસ્તે અને અયોગ્ય રસ્તે વ્યયને ધિક્કારે છે. પૈસો તો માત્ર એક બીજાનું ઉપયોગીપણું અદલબદલ કરવાનું સાધન છે. ખરા માણુસ આ વસ્તુને પોતાનો આશય માનતા નથી, પણ આશય મેળવવામાં સહાયભૂત એવા સાધનોમાંનું એક સાધન માને છે. વૃદ્ધાવસ્થા, ઓચિંતી આપત્તિ કે યુવાનીની અધવચમાંજ આવતાં હજારો તન અને તેથી વધારે ભયંકર મનનાં દરદો વખતે પૈસો એક મોટો દીલાસો અને હિંમત છે. માટે તેને વ્યાજબી રીતે મેળવવામાં અને ડહાપણથી સાચવવામાં લક્ષ આપવું જરૂરનું છે.

૨૨. પણ પૈસો મેળવવામાં ઘણી ભૂલો થાય છે. ધર્મિષ્ટ કહેવાતા અને વિદ્વાન ગણાતા લોકો પણ તેની પ્રાપ્તિ માટે ગેરવ્યાજબી રસ્તા પકડે છે. "મીઆં ચોરે મૂંઠે અને અલ્લા ચોરે ઉંટે" એ કહેવતની સત્યતા માટે અનુભવ પોતેજ શાક્ષી પુરે છે. હરકોઈ અયોગ્ય રસ્તે મેળવેલો પૈસો દુશ્મનના માણુસની પેઠે આપણા ઘરમાં દાખલ થઇ આપણા આખા ઘરને ઉપાડી ચાલતો થાય છે. અને આમ થાય છે ત્યારે ખોટા લોભનાં બુરાં ફળ જાણવા છતાં છેતરાયા માટે બેહદ પસ્તાવો અને કલેષ થાય છે.

૨૩. કેટલાએક વધારે નફાની આશાથી ચાલુ ધંધો છોડી અચોકસ કામમાં પડે છે. આ પણ પૈસો રળવાની ખરી રીત નથી. કેટલાક અમુક ઠેકાણે સોનું કલ્પી એની પાછળ પોતાના તન અને મનની બધી શક્તિનો તથા બીજાં કર્તવ્યોનો ભોગ આપવા તૈયાર થાય છે. આના જેવી બીજી મુર્ખાઇ એક પણ નથી. આપણા કર્તવ્યોમાં ખલેલ પહોંચે. એવાં કામ કદી આરંભવા ન જોઇએ. જે જગાએ અને જે ધંધાથી આપણાં કર્તવ્ય બજાવવા સાથે ગુજરાન ચાલી શકતું હોય તે છોડી કર્તવ્યનું ઉલ્લંઘન થાય એવું કામ કે જગા કદી સ્વિકારવાં નહિ. એવી લાલચને "પુરૂષ રળે તો પેટીઉં કાઢે અને નસીબ રળે તો ઘર ભરે" એ જુની કહેવતથી ધકકેલી કાઢવી જોઇએ. સ્વ-શોધનના વિચારો અને ભક્તિ-શરીર અને મનની કસરત-પ્રાસંગિક નાની મોટી મુસાફરી-પોતાના આશ્રિત જનોનાં ખાસ કરીને સ્ત્રી-પુત્રાદિકનાં ગુણ જ્ઞાન અને શક્તિની કેળવણી તરફ કાળજી-યથાશક્તિ સ્વદેશ સેવા ઇત્યાદિનો કર્ત્તવ્યમાં સમાસ સમજવાનો છે.

૨૪. માણુસને માથે આટલાં બધાં આવશ્યક કર્તવ્યો હોવાથી અને જમાનો સખત સ્પર્ધાનો હોવાથી આ વખતમાં તન અને મનનું પૂર્ણ નિરોગીપણું અને ચપળતા વિના સુખ અને ફતેહની આશા ભાગ્યેજ રાખી શકાય અને એટલા માટે ખરા સુખની આશા રાખનારે જ્યાં સુધી આ બધાં કર્તવ્યનું ભાન અને કર્તવ્યો બજાવવાની શક્તિ ન આવે ત્યાં સુધી

પ્રસ્ફોલ સ્થિતિ જેવી જોખમદાર સ્થિતિમાં ન ઉતરવું એ ઉત્તમ છે. આ નિયમ પાળવા જતાં કદાચ ૨૫ વરસ કે વધુ વખત કુંવારા રહેવું પડે એમ થાય તોપણ એજ સુખનો રસ્તો છે. શક્તિ આવ્યા પહેલાં દશગણી શક્તિ તથા મન-શાંતિનો વ્યય કરવાની તૈયારી કરવી એ આત્મઘાત નહિ તો બીજું શું? સ્વ-રક્ષણ અને સ્વ-સુખનાં સાધન મેળવ્યા પછીજ લગ્ન કે જે સ્વ-આનંદનો વિષય છે તેમાં પડવાનો વિચાર કરવો જોઇએ.

## (क) स्व-आनंद.

૨૫. સ્વરક્ષણ કરવા સમર્થ થયા હોઈએ. જીંદગીને જરૂરનાં સુખનાં સાધન મેળવી શક્યા હોઇએ તોજ પછી સ્વ-આનંદ માટે ઇચ્છા કરવી જોઈએ. દુશ્મન તરફથી ગભરાટમાં હોઈએ, ખાવાપીવાનાં ઠેકાણાં ન હોય, હજારો દુખ્ધાઓ અને દરદોમાં સડતા હોઈએ ત્યાં પછી આનંદ કેવો?

મનને આનંદ માટે અલબત પહેલે દરજ્જે સંતોષ જરૂરનો છે. સંતોષ એટલે જે છે તે બસ ગણી બેશી રહેવું તે એમ નહિ પણ મનની શાંતિને ધક્કો લાગે અને કર્તવ્યનું ઉલ્લંઘન થાય એવી અને એટલે દરજ્જે ઇચ્છાઓ ન કરતાં પ્રમાણિક અને યથાશક્તિ પુરૂષ પ્રયત્નવડે જે કાંઇ બનાવી શકાય તેથી તૃપ્ત થવું તેનેજ સંતોષ ગણાય છે. સ્વ-આનંદમાં પરણેત જીંદગી, કાવ્યકળા, વાદ્યકળા, ગીત-કળા, મુસાફરી વિગેરે વિગેરે જુદી જુદી ઇન્દ્રીઓને મઝાનાં સાધનનો સમાવેશ થાય છે. તેથી ચડતી પાયરીના આનંદમાં ધ્યાન, ભક્તિ, આત્મશોધન, પરમાર્થ, કુદરત દર્શન વિગેરે અંતર આનંદોનો સમાવેશ થાય છે.

૨૬. આ બે પ્રકારના આનંદમાંના પહેલા પ્રકારના આનંદ સ્થળોમાં જો માણસ આડો ઉતરી જાય તો તે આનંદસ્થળો મટી મૃત્યુદ્વાર બને છે; અને એથીજ કેટલાંક ધર્મોમાં હસવાની, ગાવા વગાડવાની, પરણવાની, આદિ કૃત્યોની મના કરી છે. પણ જેમ વીજળીથી ખુન થઈ શકે છે તેમજ તેનાથી સેંકડો દરદો પણ મટી શકે છે માટે તેનો સદા નિષેધ ઇચ્છવો તે ભૂલભરેલું ગણાય, તેમ સંસારીઓને આ આનંદસ્થળો રખેને મૃત્યુદ્વાર થઇ પડે એ ડરથી તેનો તદ્દન નિષેધજ કરવો તે પણ ભૂલ ભરેલુંજ ગણાય. જૈન ધર્મ તો સુશ્રાવકમાં રૂપને પણ એક ગુણ અને અવસ્યના ગુણ તરીકે લેખે છે. દરેક વસ્તુ માફક રૂપ, પ્રેમ, સ્ત્રી, દ્રવ્ય, સત્તા કે જ્ઞાનનો જેવો ઉપયોગ કરીએ તેવું પરિણામ આવે, જૈનધર્મ વ્યભિચારથી દૂર રહેવા તથા સ્વસ્ત્રી સેવનમાં પણ ઘણાજ મિતવ્યયી થવા સખત ભલામણ કરે છે, તે સ્વઆનંદ બદલાઇને મૃત્યુદ્વારનું રૂપ ધારણ ન કરે તેવી ચેતવણી સારૂજ છે. સ્ત્રીવિષય વૃત્તિ તૃપ્ત કરવાનો સંચો નથી પણ શક્તિમાનનું ઘરેણું છે. જ્ઞાન, શાક્ત અને શાંતિને શોશનાર ડાકણ નથી, પણ સત્કાર્યો કરતાં કંટાળનાર પુરૂષને હિંમત, આશા, દીલાસો અને આનંદ આપી બમણી શક્તિથી પાછો સત્કાર્ય ઉપર મોકલી આપનાર દેવદૂત છે. ટુંકમાં સ્ત્રી પુરૂષની સહાયક (complement) છે. આ વિનાનો સ્ત્રીનો જે કાંઈ હેતુ સમજવો તે તેટલે દરજ્જે માણસને માણસાઈમાંથી દૂર કરી પશુપણામાં લાવનાર છે અને આ લોક તથા પરલોકના સુખને બાળનાર અગ્નિ સમાન છે.

૨૭. ખરી સ્વતંત્રતાનાં સાધનો સંબંધી બોલતાં જે ત્રણ સાધનોનું વિવેચન કર્યું તે એક બીજાથી જૂદાં નથી, પણ એક બીજાંથી સંકળાયલા છે. જેમ નીતિ, ધર્મ અને તંદુરસ્તી જૂદાં પાડી શકાતાં નથી તેમ આ ત્રણ બાબતોના વિવેચનમાં જે જે જરૂરીઆતો

**श्रीमान बाबु सुर्यभानुजी जैन वकिल**
**देवबंद ( सहारनपुर )**

जाणीता श्रीमान, विद्वान, महासभाना अग्रगण्य संस्थापक तथा
'जैन गजट'ना माजी संपादक.

पुत्र.

श्रीयुत नेमीनाथ अनंतराज पांगल, बार्शी.

पिता.

स्वर्गीय श्रीयुत अनंतराज पांगल (बार्शी)

पौत्र.

श्रीयुत तात्या नेमीनाथ पांगल.
बार्शी (सोलापुर.)

(जाणीता लेखक, जैन ज्ञानदर्पण शोधक अने वंदे जीनवरम् ना माजी संपादक.)

બતાવી તે તે જુદી પાડી શકાય તેમ નથી.

૨૮. વિષયની પૂર્ણાહુતીમાં મહાપુરૂષોના કેટલાંક મહદ્ વચનો ટાંકવાં જરૂરના સમજીએ છીએ:—

૧. હું ઉંઘ્યો તો સ્વપ્ન આવ્યું કે જીંદગી સુંદરતા ભરેલી છે; જાગ્યો તો જોયું કે જીંદગી કર્તવ્ય રૂપ છે.

૨. જ્ઞાન એ શક્તિ છે; સમતા એ સુખ છે, પ્રમાણિક ઉદ્યોગ એ સ્વતંત્રતા છે.

૩. જીંદગી એ મઝા નથી. તેમજ જીંદગી શોકમય નથી. તે વિજળી જેવી વેગી અને તેનાજ માફક તેને પોતાને રસ્તે જવા દેતાં વિનાશકારક છે પણ પ્રયત્ને તેને વિચારશક્તિની પાછળ વળવાથી સુખમય છે.

૪. સુખ અને દુઃખ જીંદગીની વાત છે. તે કર્મ અનુસાર આવી મળે છે, અને કર્મનો કડીઓ માણસ પોતે છે.

૫. વૃત્તિથી વૈરાગ્ય ઇચ્છવા યોગ્ય છે. કર્મ (action) નો વૈરાગ્ય ધિક્કારવા યોગ્ય છે. શ્રી કૃષ્ણે અર્જુનને કરેલો કર્મનો બોધ દેશ તથા આત્મકલ્યાણ માટે અવશ્ય અનુકરણીય છે.

૬. જૈન માર્ગમાં કહેલી ૧૨ ભાવનાઓ, દુનિયાના મહાપુરૂષોનાં ચરિત્રસૂચક નામો, જીંદગી માટે આપણા ધારેલા આશયો, ચાલુ વખતમાં કરવા ધારેલા કામો, આપણી અજ્ઞાનતા અને ખામીઓની યાદી, એ સર્વનું દર સવારે પ્રાર્થના પછી ૩૦ મીનીટ સુધી મનન કરવાથી શાંતિ, શક્તિ, જુસ્સો, અને જ્ઞાન મળે છે.

૭. માણસના વિચાર જેમ સાંકડા તેમ તે પોતે દુઃખી વધારે. જેટલે અંશે સ્વાર્થ સાથે પરમાર્થ ભેળાતો જાય તેટલે અંશે તે સુખી થતો જાય છે.

(સંપૂર્ણ.)

## श्री कैलास पर्वतनी यात्रा अने प्रत्यक्ष दर्शननो पत्र.

**આ પત્ર** જેમાં બ્રહ્મચારી લામચીદાસજીની કૈલાસ પર્વતની યાત્રાનો હેવાલ લખેલો છે, તે પત્ર શ્રીમાન બ્રહ્મચારી શીતલપ્રસાદજીને અલીગઢના પંડિત ખ્યાલીરામજી પાસેથી જુના કાગળો તપાસતાં મળી આવ્યો હતો, તે પત્ર અતિ ઉપયોગી અને જૈન કોમને જાણવાલાયક હોવાથી બ્રહ્મચારી શીતલપ્રસાદજીએ આ પત્ર એક નાના પુસ્તકરૂપે હાલમાં બહાર પાડી 'જૈનમિત્ર'ના ગ્રાહકોને વેચેલો છે, તેની ભાષા તદ્દન જુની હિંદી ભાષા હોવાથી અમારા ગુજરાતી અને દક્ષિણી ભાઇઓના સમજવામાં આ પત્ર બરાબર આવે એ હેતુથી એ આખો પત્ર ગુજરાતી ભાષાંતર કરી અત્રે પ્રકટ કર્યો છે. જો કે આ પત્ર વાંચતાં કંઈ આશ્ચર્ય જેવું લાગે છે, પણ એ તદ્દન જુઠું બનાવટી હોય એવું તો લાગતુંજ નથી અને ઘણી બાબતે મળતી પણ આવે છે. શ્રી કૈલાસગિરિ પર્વત આપણા પરમપૂજ્ય પ્રથમ તીર્થંકર શ્રી રૂષભનાથજીની નિર્વાણ ભૂમિ છે, જેથી શોધ કરીને આ પર્વતનો પત્તો લગાડવો એ આપણું ખાસ કર્તવ્ય છે. માટે સર્વે વાંચકવર્ગને વિજ્ઞપ્તિ કે આપ આ પત્રને પ્રથમથી છેવટ સુધી ધ્યાનથી પૂર્ણ વિચાર કરીને વાંચશો અને આ પરમ પવિત્ર ક્ષેત્રની તપાસ તથા પ્રાપ્ત કરવામાં સફળ મનોરથ થવાનો પૂર્ણ પ્રયત્ન કરશો. આ પત્રમાં ઘણી બાબતો તો અનુભવમાં લેવા જેવી છે.

### બ્રહ્મચારી લામચીદાસજીનો કૈલાસ-યાત્રાનો પત્ર.

હું સૂર્યવંશી ક્ષત્રી નામે લામચીદાસ ગોલાલારે જૈની શાસ્ત્ર કથનાનુસાર વિક્રમ

સંવત ૧૮૦૬માં હિંદુસ્તાનની ઇશાન દિશામાં આવેલા હિમાલય પર્વતની નજીકના ભુતાન દેશના ગિરમધ્ય નગરનો રહેવાસી ચીનની યાત્રા માટે નીકળ્યો. હું અલ્પમતિ શુદ્ધ ધર્મ યોગ ધારણ કરી ઘરનો મોહ છોડી મારા બૌદ્ધમતી સૂર્યવંશી રાજા બલવીર્યસિંહને છોડી ૧૫૦ ગાઉ જઇ પ્રથમ કામરૂ દેશ અથવા કામરૂ નગરમાં ગયો કે જ્યાં જાદુ મંત્ર વિદ્યાનું જોર ઘણું છે. ત્યાંથી ૪૦૦ ગાઉ ચાલી બ્રહ્મા મુલકના કિરીટમ દેશના કોશી નગરમાં આવી પહોંચ્યો. અહીંઆંની સ્ત્રીઓ ગીલેટનું કામ ઘણું સારૂં કરે છે. તેઓમાં લાજ કાઢવાનો રિવાજ બીલકુલ નથી. ત્યાંથી ૨૦૦ ગાઉ ચાલી મધ્યમ બ્રહ્મ દેશના આવા શહેરમાં ગયો કે જે આ દેશના રાજાની રાજધાનીનું મુખ્ય શેહેર છે. રાજા અને બધી પ્રજાનો ધર્મ બૌદ્ધ છે. ત્યાંથી ૩૫૦ ગાઉ ચાલી કપુરી દેશના કેશવ નગરમાં ગયો. અહી અગર, તગર, કપુર, ભીમસેની કપુર ઘણું થાય છે. અહીંઆના કપુર વીગેરેની સુગંધી બીજા કપુર કરતાં સોગણી વધારે છે. અહીંઆંના પહાડોમાં સોનાચાંદીની ખાણો છે.

ત્યાંથી નીકળી કાચીન દેશની સીમા ઉપરના બ્હાવલ પહાડની પાસેના હેવા નગરમાં ૨૫૦ ગાઉ ચાલી આવી પહોંચ્યો. આ પહાડપર બાહુબલીજીની ઘણી મોટી કાયોત્સર્ગ પ્રતિમાઓ જગ્યાએ જગ્યાએ માલુમ પડે છે. અહીંના બૌદ્ધલોક બાહુબલી ગુરૂ અવતાર પોતાના જાણી આશો વદમાં મોટો મેળો ભરી પૂજા કરે છે. ઉપદેશ કરનારાની માફક આ પ્રતિમાઓનો એક હાથ ઉંચો રહેલો છે.

ત્યાથી નીકળી વિંધ્યદેશના હોવી નગરમાં ૧૦૦ ગાઉ ચાલી આવ્યો. આ શેહેર રાજ્યધાનીનું છે અને બધી પ્રજા બૌદ્ધ ધર્મ પાળે છે. અહીંઆની પ્રતિમાઓ બે તરેહની છે. એક તો બે હાથ જોડી સવાલ પૂછતા રાજા શ્રેણીકની અને બીજી ઉપદેશ આપનારની પેઠે એક હાથ ઉંચો રાખેલો એવી ગૌતમસ્વામીની છે. જ્યાં જ્યાં ગૌતમસ્વામીની માનતા છે ત્યાં ત્યાં ગૌતમ સન ચાલે છે. અને આ દેશમાં કંઇ કંઇ આમેદના જૈની રહે છે. તેમની પ્રતિમાઓ સિદ્ધના આકારની હોય છે. ત્યાંથી ૧૬૦૦ ગાઉ ચીન મુલકના ગિરગમદેશ ટાંકુલ નગરમાં આવ્યો. આ નગરનો કોટ ૧૮ ગાઉનો અને બજાર ૫ ગાઉ લાંબો અને બે ગાઉ પહોળો છે. અહીંનો રાજા પણ અહીંજ રહે છે અને આ આખો દેશ રાજા પ્રજા સઘળા જંગાડા જૈની કહેવાય છે. અને તેઓ અવધિજ્ઞાનને પૂજે છે. મનઃપર્યયજ્ઞાનને પણ અવધિજ્ઞાન સાથે ભેગું ગણે છે. કોઇક ઠેકાણે બૌદ્ધમતી પણ રહે છે. ત્યાંથી ૯૦૦ ગાઉ પશ્ચિમમાં ચીન મુલક ખીસમ દેશ પેકીન (Pekin) શેહેરમાં આવ્યો. આ શેહેરનો કોટ ૪૦ ગાઉનો છે તેમાં એક એક દિશામાં ૮ આઠ દરવાજા એટલે એકંદર ૩૨ દરવાજા છે. પ્રત્યેક દરવાજાથી સીધા લાઇનબંધ બજારો છે એટલે ચારે દિશાના મલી ૬૪ બજાર થાય છે. તેવાં બે બાજુ મળી ૧૨૮ બજાર જાણવાં. અને કોટ બુરૂજ ૮૮ છે તે દરેક ૬૦ ગજ પહોળા અને ૩૦ ગજ ઉંચા છે. આખા શહેરમાં તમામ મકાન કીમતી પથરોના બનાવેલા છે. ઇંટ માટીનું કામ તો જોવામાંજ આવતું નથી. કુવા, નેહર, ફુવારા, સડક વિગેરે સર્વે પથ્થરનાજ છે. ફુલવાડી બહુજ સુંદર ફુલો સહિત ખિલેલી જોવામાં આવે છે. કળની ગાડી રસ્તાઓમાં અને ધુમાડા કહાડતી હોડીઓ નેહેર અને દરિયા (નદી)માં ફરે છે. ટેલીફોનના તાર લાગી રહેલા છે, તે ત્રણ ઘડીમાં ૧૦૦૦ ગાઉની ખબર પહોંચાડે છે. વિદ્યાના મંદિરો (સરસ્વતી ભવન-પાઠશાળાઓ) ઘણા છે. કમ્પાસનું કામ અહીં બહુ આશ્ચર્યકારક રીતે ચાલે છે. આખી દુનિયામાં પણ અહીંના કારીગરો (Masion)

સમય (time) સૂચવે છે. વર્ણમાલાના અક્ષરો અહીં ૯૫૦૦૦ છે. દરેક શબ્દનો અક્ષર એકાંત છે. રાજ્ય બહુજ તેજથી ચાલે છે. ચોરને શીક્ષા ઘણીજ થાયછે. રાજદરબાર ૮ ગાઉ લાંબો છે. લોકો ભોગ નિયમના સારી રીતે પાળનારાઓ છે. લોકોનો રંગ ગોરો બહુ, પણ કાન્તિ હીણુ છે. સઘળા લોક સત્ય નિષ્ટ છે. શેહેરના પૂર્વમાં **હોંગફાટ** નામની નદી છે, જેનો ઘાટ સારા પથરનો બાંધેલો છે. ચૈત્ર સુદી ૫ થી ૧૫ સુધીનો મેળો ભરાય છે તેમાં બે કરોડ ૨૦૦૦૦૦૦૦ માણસ ભરાય છે. શહેરની ઉત્તર દિશામાં કોટની જોડે એક કિલ્લો છે તે ૧૬ ગાઉ લાંબો અને ૧૬ પટવાળો છે. તેના મિનારા ૬૪ ગુમટદાર છે. અંદર એક કોટ અને બાહર ચાર છે. તે કિલ્લાઓ આઠ ધાતુના બનેલા હોવાથી લડાઈના કામમાં ઘણા કામના છે. કિલ્લાની અંદર રાજમેહેલ અને દરબાર છે, ત્યાં સોનાના ચિત્રેલા હીરા પાના વિગેરેથી શણગારાયલા સંગેમર્મરનાં તખતો છે. કિલ્લાની આજુબાજુએ ઘણી પહોળી નેહેર છે. દરબાર આગળ જવાહીરથી જડેલા કઠેરા છે, જે ઘણા ગીચ બનેલા છે તેમાં લાખો કળો ચાલે છે અને ફુવારા ઉડે છે. ચીનના રાજા મહા સુભટ ધીરવીર અલંગશાહ સૂર્યવંશી બૌધમતી છે. રાજ્ય ઘણે દુર સુધી ફેલાયલું છે. તેનાં રાજ્યમાં ૫૬ સુબેદાર (મોટા રાજાઓ) છે. ચીન, તાતાર બે ટીબેટ, કોરીયા ચીન, મહાચીન, ખાસચીન કોચીન આદિ એમાંજ આવે છે. કિલ્લા અને શેહેરના કોટ ઉપર હમેશ ૧૦૦૦ તોપ ભરેલી તૈયાર રહે છે. દરવાજા ઉપર એક એક હજાર સવાર પાંચો હથિઆર સાથે તૈયાર રહે છે, અને જંજારી ગોલા, અનેક ગોલા, શસ્ત્રગોલા, બમ્બગોલા, દમ્બગોલા, શેલચક્ર એરંબચક્ર, કિરચ, ઝેરપાયલી ઉની ઉની કળો, મંત્રના બાણો, વગેરે બહુજ મજબુત તૈયાર રહે છે, તેમની છાવણી પશ્ચિમમાં ૪૦ ગાઉના ઘેરમાં રહેલી છે, તે નીચે પ્રમાણે છેઃ— ૪૦૦૦૦ ઘોડા, ૧૦૦૦૦ હાથી, ૩૦૦૦૦ ઉંટ, ૫૦૦૦૦૦૦ પાયદલ (પગે ચાલનારા સિપાઈઓ), ૧૦૦૦૦૦ તોપ, ૧૦૦૦૦૦૦૦૦ હથિયાર (શસ્ત્ર), ૪૦૦૦૦ રાજપુત્ર, ૫૦૦૦૦ રાજપુત્રિઓ, ૩૨૦૦ સેવક અને ૪૬૦૦ દાસી.

આ ગણત્રી કિલ્લાના દરવાજા ઉપર લખેલી છે. ચીન દેશમાંજ પેકિન શેહેરથી ૩૦૧ ગાઉ ઉપર એક ડુંગર છે, તેમાં દરેક રંગની ખાણ છે, તેજ રંગવડે ચીનાઈ કપડાં છપાય છે. કળનું કામ ઘણુંજ થાય છે. કળોથી ૨૦ વીસ ગજ લાંબુ કપડું જાતજાતનું વણાય છે. કોઈએક બેટથી કોઈક જાનવરનું ઉન આવે છે, તેનીજ મખમલ અને ઉનની બનાવટ થાય છે. આ મુલકમાં ઠેરઠેર નદીઓ છે અને ઘાટે ઘાટે હોડીઓ પણ ચાલે છે. ત્યાં સઘળા લોક બૌદ્ધમતી છે. કોઈક ઠેકાણે જૈન પણ છે. ત્યાં તેમના એક કનફુસ નામના અવતાર ગૌતમ અવતારથી ૧૦૦ વર્ષ પછી થયેલો છે તે ખાસ ચીનના લોકો તેનેજ માને છે અને તેનીજ શાખાઓ (Branches) ચાલે છે, હું પણ ત્યાં તેમના સન ૨૩૧૮માં ગયો હતો અને ૧ વર્ષસુધી ત્યાંજ રહ્યો હતો. બૌદ્ધનાં દહેરાં ઘણા કીંમતી છે. આ મુલકમાં આઠ પ્રકારના જૈની છે, ખાશ ચીનમાં તુનાવેર કોરિયામાં પાતકે, ઘંઘેરવાલ અને બાધાનેર; ટિબેટમાં સોહનાવારે, તાતારમાં સોહનાવારે, મહા ચીનમાં જંગાડા કોચીનમાં અમેઠના જૈની છે અને પેકિનમાં તુનાવેર જૈનીઓનાં ૩૦૦ દેહરાં શિખરબંધ છે તે પણ જડાવથી જડેલા છે અને પ્રતિમાઓ કાયોત્સર્ગ અને પદ્માસન છે, તેનો એક હાથ મસ્તક ઉપર છે તે જાણેકે લોચજ કરે છે. દેહેરાસરો બહુ ચિત્રેલાં છે. ક્ષત્ર લીલા

પત્તાના દાબડાની પેઠે અને સોના ચાંદીના કલ્પવૃક્ષો બનાવેલાં છે. દેહેરાઓમાં ઘણીજ રચના છે, કારણકે તેઓ દિક્ષા કલ્યાણકના પૂજકો છે. શાસ્ત્રો ચીનાઇ ભાષામાં છે, ધર્મનો ઉદ્યોગ સારો માલૂમ પડે છે.

પછી **પેકિન** શેહેરથી ૧૫૦૦ ગાઉ પશ્ચિમમાં તાતાર દેશના **સાગા નગરમાં** આવ્યો. ત્યાંના દહેરાસર પાતકે ઘંઘેરવાલ જૈનીઓનાં છે. ત્રણ પ્રતિમા ૩ાા ગજ ઉંચી ૧ાા ગજ પહોળી અને બહુ મનોહર ચોથા આરાની છેલ્લા સમય પ્રમાણેછે. તેમના બન્ને હાથ ઉપર રહેલા છે. પાતકે જૈની તો એમ કહે છે કે આ ધર્મના દાતા સદાકાળ બેઉ હાથ ઉંચા કરી યથાર્થ ધર્મોપદેશ કરે છે. ઘંઘેરવાલ કહે છે કે આ ત્રણલોકના નાથ સમવશરણમાં ભવ્યોને સંબોધે છે.

ત્યાંથી ૧૧૦૦ ગાઉ પશ્ચિમમાં ટિબેટના મુંગાર દેશ વરજંગમનગરમાં આવ્યો. એ નગર મહા સુંદર છે. તેને ૩૦ કોટ છે અને બજાર સાત ગાઉ લાંબું છે. અને તેમાં બધાનારે જૈની રહે છે. જૈનીઓનાં ઘર ૮૦૦૦ અને દેહરાસરો ૨૦૦૦ છે. કેટલાક દહેરામાં ત્રણ, કેટલાકમાં પાંચ અને કેટલાકમાં સાત સાત ઘુમટો હોય છે. કળશ કોઇપર સો અને કોઇપર બસો બસો હોય છે. તેમના દેહેરાઓમાં અર્હંતની માતા (મરૂદેવી) ના બિંબો છે અને અગાસીઓમાં રત્ન વરસવાના ચિન્હો (નિશાન) છે. સોળ સ્વપ્નોનાં ચિત્ર કાઢેલાં છે અને ફુલની શય્યા ચીતરેલી છે. આ લોકો ગર્ભ--જન્મને પૂજે છે.

ત્યાંથી ૪૦૦ ગાઉ નાના ટિબેટને પાછળ મૂકીને પશ્ચિમ અને દક્ષિણના ખુણામાં મોટા ટિબેટના એરૂલ શેહેરમાં આવ્યો. તે શેહેર અતિ રૂપાળું છે, જેના કોટ ૨૪ ગાઉ અને બજાર ૬ ગાઉનુ છે. ત્યાંનો રાજા જૈની છે અને માવરે જ્ઞાતિના જૈની છે. તે શેહેરમાં નદીને સામે પાર ૨૦૦૦૦ જૈન મંદિરો હશે. ત્યાં જેઠ વદી ૧૪ ના દિવસે બહુજ ધામધુમથી મેળો ભરાય છે. તેજ દરિયાને (નદીના) કીનારે ૧૫૦ ગજ ઉંચો જડાઉ રૂપાનો ચિત્રેલો સંગેમર્મરનો સુદર્શન મેરૂ છે અને તેની પૂર્વ પશ્ચિમ વિદેહનો આકાર બની રહેલો છે, તેમાં નાની નાની નદિઓ પણ બનાવેલી છે, તેમની પ્રતિમા બહુજ નાની તરતના જન્મ્યા બાળક જેવી, જન્મસમયની મુઠ્ઠીવાળી હોય છે. તે મેળામાં સવારના વખતે હજુ એક માણસ વસ્ત્રાભૂષણ પહેરી પોતે ઇન્દ્રનું રૂપ ધરીને પ્રતિમાને મેરૂ ઉપર લઇ જાય છે અને ત્યાં ઘણા માણસો મેરૂ ઉપર ચઢીને પ્રભુનો ૧૦૦૮ કળશથી અભિષેક કરે છે. અને પાંચ દિવસ સુધી પ્રભુને રથમાં બેસાડી બહુ ધામધુમથી વરઘોડો કાઢે છે. આવો ઉત્સવ કરતા વાજાં વગાડતા વગાડતા ૫ ગાઉ ચાલીને શહેરમાં લાવે છે. આજ દેશમાં સોહના જૈની છે. તેઓ રાજ્ય અવસ્થાને પૂજે છે. એ રાજય અવસ્થા અને જન્મ અવસ્થાના માનનારાઓમાં ભેદ તો ઘણોજ છે. પણ વિરોધ નથી. બન્ને વચ્ચે એક ઉત્સવ થાય છે. ત્યાંથી ૮૦ ગાઉ ટિબેટમાંજ દક્ષિણ દિશામાં એક રૂપાળુ નહાનું વન છે, તેમાં માનસરોવર (Lake) છે, જે સરોવરમાં કમળ ફૂલી રહે છે અને ચકલા ચકલી આદિ પક્ષિયો વિવિધ જાતની ક્રીડા કરે છે. દાડમ, અખરોટ, આલુ, વિગેરે જાત જાતના વૃક્ષોનુ વન છે. તેજ વનની નજીક સિલવન નગર છે, જેનો કોટ ૧૬ ગાઉનો અને બજાર બે બે ગાઉનો છે. ત્યાં જૈન પંથી રહે છે. હું ત્યાં ૧ વર્ષ સુધી રહ્યો અને દિક્ષા કલ્યાણકના પૂજકોનાં આગમ શાસ્ત્ર સાંભળીને મેં **અગ્યારમી પ્રતિમાં અંગીકાર કરી,** પરંતુ કઠણ વ્રતસાતમી પ્રતિમાનાંજ પાળી શકયો. તે નગરમાં વીસપંથીઓનાં ૧૦૪ મંદિર શિખરબંધ રત્નજડિત

મહા મનોગ્ય છે. અને વનમાં ૩૦૦૦૦ મંદિરો છે. તેમાં પર ચૈત્યાલય નંદીશ્વર દ્વીપની નકલનાં બનેલાં છે. અને માન સરોવરની ઉત્તર દિશામાં એક મનોગ્ય સ્થળ છે. ત્યાં કોઇ સમય હનુમાનના પિતા પવનંજયકુમારે રાવણની મદદે લંકામાં જતાં અહીંયાં પડાવ નાંખ્યો હતો, એવી દંતકથા લોકોમાં ચાલે છે. પણ હાલ તો તે વન ઘણું ભયંકર છે. પાંચમો આરો છે. મે તો મારા જીવનનો ભરોશો છોડી દર્શન કર્યાં હતાં. ભય છતાં ત્રણે અઠાઇયોમાં ત્યાં મેળો ભરાય છે ત્યાંથી આગળ દક્ષિણ દિશામાં હનુવર દેશમાં દશ દશ પંદર પંદર કોસ (ગાઉ) ઉપર વીશપંથીનાં ઘણાં ગામ અને દેહેરાસર જોવામાં આવતા એટલે તે લોકો મને રોકે અને કહે કે આગળ કયાં જાઓ છો ? ત્યાં માર્ગ નથી બહુ ભય છે અને કોઇ જતું નથી. તમે પણ ન જાઓ પરંતુ મે કોઇની વાત માની નહિં અને આગળ ચાલતોજ ગયો અને ૬૦ ગાઉ માનસરોવરથી હનુવર દેશની ઉત્તર દિશામાં ધર્મોચ્ચ નગરમાં આવ્યો. તે નગર ઘણું અદ્ભુત છે, કોટ પથરનો ૨૪ ગાઉનો અને બે બે ગાઉનાં બજારો ચૌપડના આકારનાં છે, તે નગરની સામી બાજુએ મોટું વન છે તેમાં ત્રણ પંથી, વીસ પંથી, તેરીસ પંથી, ત્રેપન પંથી, તથા અનેક પંથિયોનાં લાખો દેહેરાસરો છે. આ વન કૈલાસથી દક્ષિણ દિશામાં નીચે પૂર્વ પશ્ચિમ લાંબુ ૬૦૦ ગાઉ અને ઉત્તર દક્ષિણ કોઇ ઠેકાણે ૨૦ કોઇ ઠેકાણે ૪૦ કોઇ ઠેકાણે ૮૦ ગાઉ છે. હનુવર દેશમાં રાજા પ્રજા બધા જૈનીજ છે અને તેઓ સૂર્યવંશી ચંદ્રવંશી ક્ષત્રી છે. તે દેશમાં જૈન દેહેરાસરો લાખો છે આ નગરમાં ૧૫૦૦ ઘર છે. કોઈ દેહેરાસર બે ગજ તો કોઇ ત્રણ ગજ ઉંચા શિખરવાલા છે, પણ અંદર આંગણું (ચોક) નથી. અને કોઇ દેહરાનરો બહુ મોટા શિખર બંધી છે. વેદી (પત્રાસ ) સોના રૂપાની ૧૪ પ્રકારના રત્નોથી જડેલ છે જેમાં મનોગ્ય અને શુદ્ધ જિનબિંબો છે. ત્યાંના લોકો જંગલના જાનવરોથી બહુ બીએ છે. બધા નગરોના કોટના દરવાજાઓ સાંજના એક પ્હોર દહાડાથી બંધ કરી દેવામાં આવે છે, તેથી ત્યાંના રહેવાસીઓ મને ઘણુ જવા રોકવા લાગ્યા. કે ત્યાં જંગલી જાનવરો સિંહ, વાઘ, વગેરે કોઇ તમને ખાઇ જશે માટે અહીં રહીને દર્શન કરો. અહીંથી હમેશ દર્શન થાય છે. સવારમાં દર્શન કરજો. જુઓ, અહીંથી ૪૦ ગાઉ સુધી વન છે, ત્યાંથી આગળ ૪ ગાઉ સગરગંગ નદી છે. અને ૩૨ ગાઉ ઉંચો ત્યાંથી ડુંગર કૈલાશ છે, આ કૈલાશનાં દર્શન બસો બસો ગાઉથી થાય છે. અને જયારે ઉનાળામાં બરફ ઓગળી જાય છે ત્યારે દેહેરાસરો પણ દેખાય છે. પણ મેં કોઇની વાત માની નહિં, અને દર્શનની અભિલાષાથી નિડર થઈ હું આગળ ચાલ્યો, અને એવો વિચાર પણ નક્કી કર્યો કે સગરગંગનું નાળું ૪ ગાઉ લાંબુ અને પહોળું આવશે તે શી રીતે ઉતરી શકાશે ? અને વળી ત્યાંથી ૩૨ ગાઉનો ડુંગર શી રીતે ચઢાશે. હું તો શ્રીજીની આરાધના કરીને ધીમે ધીમે ચાલ્યો. એમ કરતાં કરતાં સગરગંગ નાળા આગળ આવી પહોંચ્યો, પણ ચઢાય શી રીતે ? થાકયો, અને નાળા ઉપરજ વીતરાગ ભાવોથી યોગ ધ્યાન ધરી આખડી (નિયમ) લઇ કાયોત્સર્ગ કર્યો, અને નિયમ લીધો કે જો કૈલાસનાં દર્શન થશે, તો બીજા ૨૩ મહારાજની નિર્વાણ ભૂમિનાં દર્શન કરી પરિગ્રહ ત્યાગ કરીને દિગંબર મુનિ થઇશ, બાવીસ પરીષહ સહન કરીશ. અને જો દર્શન નહીં થાય તો અહાર પાણીનો બીલકુલ ત્યાગ કરી અહીંજ સમાધિ મરણ કરીશ. આવી રીતે ૪ દિવસ વીતી ગયા, ત્યારે એક વ્યંતર દેવ માણસનું રૂપ ધરી આવીને મને પૂછવા લાગ્યો. તમો કોણ

છો ? મેં કહ્યું કે હું પ્રભુનો સેવક છું. કૈલાશનાં દર્શનની ઇચ્છા છે. ત્યારે વ્યંતરે કહ્યું–તું ગાંડો છે કે શું ? શી રીતે દર્શન કરીશ ? જા તારાથી દર્શન થવાનાં નથી. ત્યારે મેં કહ્યું તમે કોણ છો ? તમે મને ગાંડો કહી દર્શનમાં અંતરાય પાડો છો. હું ગાંડો નથી. તમે મને દર્શન માટે રોકો છો તેથી તમે હીનધર્મી (ધર્મ રહિત) છો. વ્યંતરે કહ્યું–ભાઇ, તું અજાણ્યો છે. જો, આ ૪ ગાઉનુ નાળું અને ૩૨ ગાઉ ડુંગર ! શી રીતે દર્શન થશે ? ત્યારે મેં–કહ્યું તમે જાઓ, બોલશો નહિ. થવાનું હશે તે થશે. ત્યારે વ્યંતરે મને સાધુ જાણીને દયાભાવથી કહ્યું–આંખો બંધ કર. મેં બંધ કરી એટલે તેઓ મને ઉઠાવીને કૈલાશ ઉપર લઈ ગયા અને બે પહોર (૭ કલાક)માં બધાં દર્શન કરાવીને પાછો ત્યાંજ લાવીને ચાલ્યા ગયા. દર્શન કરતાં આ વ્યંતરે મને બધી હકીકત કહી. મંદિરોની ઉત્પત્તિ, ટુંક, મેવા, વનસ્પતિ-ધાતુઓની ખાણ, મુનિઓની નિર્વાણ ભૂમિ, પ્રતિમાઓનો આકાર, વિગેરેની સમજુતી આપી જ્યારે મને છૂટો કર્યો ત્યારે મેં પુછ્યું–મહારાજ, તમે કોણ છો ? તેણે કહ્યું કે હું વ્યંતર છું. ખબરદાર ! કોઈ ને કહીશ નહીં. એમ કહી અદ્રશ્ય (અલોપ) થઇ ગયા.

ભાઇઓ, મેં આવી રીતે કૈલાસનાં દર્શન કર્યાં અને મને ઘણો આનન્દ થયો. તમો બધા ભવ્યો દર્શન કરો. આથી કર્મબંધ છૂટી જશે.

### દર્શનની હકીકત.

દર્શનની હકીકત એવી છે કે પ્રથમ તો રૂષભદેવની ટુંક વાંદી કે જે રત્નજડીત ઘુમટવાળી છે તેમાં પ્રભુજીનાં પગલાં છે. આ ટુંક દક્ષીણ દિશામાં સોનાની ખાણપર ૮૦૦ ધનુષ ઉંચી આવી રહેલી છે. તેનો અપૂર્વ મહિમા છે. ત્યાંથી આગળ સોના, ચાંદી, તાંબુ વગેરે ધાતુનાં ૭૨ મંદિરો છે. તેમાં એક મંદીર ભરત રાજાનું રત્નજડાઉ મંદિર છે. આ મંદિર ૧૦૦૦૦ ધનુષ ઉંચું, લાંબુ પહોળું ૬૦૦ ધનુષ, ઘુમટ ૨૦૦ ધનુષનો, ચુલકા ૧૦૦ ધનુષની અને કળશો રત્નજડિત છે, તેમાં ત્રણ ચોવીશીઓની ૭૨ પ્રતિમા અતીત, અનાગત અને વર્તમાન તીર્થંકરોની, એમના શરીરના પ્રમાણની રત્નજડીત અને દેવોથી વંદનીય એવી બીરાજમાન છે. આ મંદિરમાં ૮૪ જાતનાં રત્ન જડેલાં છે. પ્રતિમા પદ્માસન છે. આ ૭૨ મંદિરો ભરતે, અથવા તેમના પુત્રોએ અથવા કોણે બનાવ્યાં તે નક્કી કહી શકાતું નથી. એ ૭૨ મંદીરોમાં એક રત્નનું, ૩ સોનાનાં, ૧૦ રૂપાનાં, ૨૬ તાંબાના અને ૨૨ બીજી ધાતુઓનાં છે, જેની રક્ષા દેવો કરે છે. તે મંદિરોનાં દર્શન મે મન વચન કાયાથી કર્યાં પછી મુનિયોની નિર્વાણ ભૂમિ વાંદી.

## कैलासगीरीनुं चित्र.

કૈલાસગિરિનું ચિત્ર આ પ્રમાણે છે–ઉત્તરમાં રૂપાની ખાણ, પશ્ચિમમાં પાષાણની, દક્ષિણમાં સોનાની, અને પૂર્વમાં તાંબાની ખાણ છે. અને બીજા જંગલોમાં બીજી બીજી ધાતુઓની ખાણો છે. ચારે દિશામાં એક એક યોજનના આઠ સિવાન (?) છે. તેથી એનું નામ અષ્ટાપદ પડયું છે. પર્વતની પ્રદક્ષણા ૪૦ યોજન (૧૬૦ ગાઉ) ની છે. વન ઘણાં ઘાડાં છે. બધા પર્વતોનાં મંડળોમાં આ મંડળ મોટું છે. નંદન વનની પેઠે સુંદર છે. ઉદ્યોત રૂપ છે. વચ્ચોવચ મોટું તળાવ છે. જેમાં પાણી ઘણું ઉંડું છે અને તેમાં કમળ ફુલી રહેલાં છે. અનેક પ્રાણીઓ જેમ હંસ, સારસ, ચકલા, દેડકા, માછલાં વગેરે ક્રીડા કરે છે, જાત જાતના મેવા તથા ૭ ઋતુના ફળ ફુલ ફુલી રહ્યાં છે. દેવ વ્યંતર વીગેરે દર્શનને માટે આવે છે. તેઓ ત્યાં રહી

અનેક જાતની ક્રીડા કરે છે. ક્ષેત્ર એવું તો રમણીય છે કે તેની મહિમા વર્ણવી જાય નહી, કારણ કે જે જ્ઞાન મને ત્યાં દર્શન કરતી વખતે થયું હતું તે અહીં રહ્યું નથી. વચમાં કૈલાસગીરીનું શિખર ૩૨ ગાઉ ઉંચું આવેલું રહેલું છે, તેની તળેટીમાં ઘણા જીવોનો વાસ છે. અષ્ટાપદસિંહ, વાઘ, મૃગ, સિંહ, ચીત્તા રીંછ, અજગર, મોટા મોટા વીંછુ આવાં જંગલી અને ઝેરી જાનવરો પણ ઘણાં છે. ચિંતામણિ, પદ્મરાગમણિ, લાલમણિ, અને સર્પમણિ સર્પને માથે પણ જોવામાં આવે છે. માનો ત્યાં હજુ ચોથો આરોજ ચાલે છે. ભગવાન આદિનાથના સમયથી હજુ સુધી એવો ને એવોજ ચાલે છે, તેને ધન્ય ભાગ્ય છે કે જે આ પર્વતની વંદના કરે. કારણ કે બરફથી ડુંગર ઢંકાયલો રહે છે ને યાત્રા થવાની કઠણ છે. અને આ વખતમાં કોઈની કાયાની આવી સહનન (મજબુતાઇ) નથી. આવી સ્થિતિ હતી અને પ્રલય સુધી રહેશે.

પછી હું તે નાળા ઉપરથી જે માર્ગે ગયો હતો તેજ માર્ગ ઉપર પાછો આવ્યો. અને એક પદ ભૈરવ રાગમાં બનાવ્યું અને બધા જૈનોને દર્શનનું ફળ બતાવ્યું, આવી રીતે હું યાત્રામાં સફળ થઈ ૧૮ વર્ષે પાછો દેશમાં આવ્યો. ૧ વર્ષ સુધી ધર્મશાળામાં રહ્યો અને મારી પોતાની લીધેલી સગર ગંગ ઉપરની આખડી (પ્રતિજ્ઞા) યાદ કરી હતી અને તેજ પ્રમાણે પ્રથમ શિખરજીનાં દર્શન કર્યાં. પછી ચંપાપુર, પાવાપુર, રાજગૃહી, કજલીવન, રેવાતટ, વગેરેનાં દર્શન કરી પશ્ચિમમાં સોનાગિરિ, મકસીપાર્શ્વનાથ, આબુજી, વિંધ્યાચળ વન, ગજપંથા, ગિરનારજીની વંદના કરી. પછી દક્ષિણની બાજુમાં ભાવનગર, ગોમટસ્વામી, તૈલંગ દેશ, દ્રાવિડ દેશ, કર્ણાટક, વગેરેનાં ચૈત્યાલયોના દર્શન કર્યાં. પછી દક્ષિણથી નૈઋત્યમાં જૈનબદ્રી, મૂળબદ્રી, તલઘટ દેશ, ત્રાવનકોર, કોવર્ણના ચૈત્યાલયોની વંદના કરી, પછી બધી જાત્રા કરીને ત્રણ વર્ષસુધી જૈનબદ્રીમાં રહ્યો અને ત્યાંથી મારી જાત્રાનું વર્ણન લખાવીને ૧૦૪ મોટા મોટા ગામે મોકલાવી દીધું જેમકે કૌશલદેશ, કુરૂજાંગલદેશ વગેરે. આવી રીતે મેં મ્હારી બધી જાત્રા બાવીસ વર્ષમાં પૂરી કરી માટે હે ભવ્ય જીવો! મન વચન કાયાથી વંદના કરો અને ભાવના ભાવો.

## पद प्रभाती.

गिरि कैलाशके दर्शन कीजे जासों होय
निस्ताराजी ॥टेक॥
मोटान देशसे चल रस्तेमें जिन मत अधिक
अपाराजी ।
तरह तरहकी आम्नाय देखी बिम्ब रत्नमई
सिंहाराजी ॥१॥
नौ हजार शतआठ चौरानव कोस चले
पग धाराजी ।
गही भूमि पैरन से यात्रा पहुंचे गंग
उपराजी ॥२॥
धरो ध्यान न आहार आखडी वीत गए
दिन चाराजी ।
इक व्यंतर ले गया हमको दर्श पाय
निर्वाराजी ॥३॥

---

નોટ-બ્રહ્મચારી લામચીદાસજીએ વિક્રમ સંવત ૧૮૨૮ માં દડક દેશ અને દંડકવનની ઉત્તર દિશાં જઈ વસ્ત્રત્યાગ કર્યો. અને ત્રિષણુ નામે મુનિ પાસે દીક્ષા લીધી. અને કેશલોચ કરી નગ્ન મુદ્રા ધરિ મુનિવ્રત અંગીકાર કરી કાયોત્સર્ગ યોગ ધ્યાન ધરી મૌનથી સન્યાસ મરણ કીધું.

प्रथम टोंक ऋषभको वंदो सम्यक ज्ञान चिताराजी,
फेर सुवर्ण मई मंदिर बन्दे बिंब रतनमई राजेजी ॥४॥
ताकी महिमा बरणी न जाई नहि बुद्धि भेद कहुं साराजी,
दोय पहरमें वह व्यंतरने छोडा गंग किनाराजी ॥५॥
जिन रास्तेसे गमन कियाथा उन रस्तों उलटानाजी।
वर्ष अठारमें उल्टे फिर आयो देश मझाराजीं ॥६॥
वर्ष चार फिर हिन्द महनमें दर्शन निर्वाण पधाराजी।
जैन मूलबद्री तक पहुंचे छांडा मोह सुसाराजी ॥७॥
संवत् १८२८ समय भये नग्न ब्रह्मधाराजी।
लामचीदास प्रभु दंडकवनमें तुमरे नाम अधाराजी ॥८॥

**પત્રની નોટ**—શ્રાવકજનો, શંશય કરશો નહિં. જે શ્રાવક નિઃસંશય સમ્યક્ત (શુદ્ધ) થી જાએ તેને જરૂર દર્શન થશે. ધર્મ બે પ્રકારે છે નિશ્ચય અને વ્યવહાર. નિગ્રંથ નિશ્ચય છે અને વ્યવહાર નહિ જાણવું. ભગવાનની વાણી જે થઇ છે તેનો નિશ્ચય કરવો. વિઘ્ન અપાર છે. વ્યંતરને ઘણી ઘણી શક્તિ હોય છે. તપને લીધે ભગ્યોન દર્શન કરાવે છે. ખરૂં સમજો અને જીનધર્મમાં શંશય કરશો નહિં. શાસ્ત્રમાં કહ્યું છે કે અયોધ્યાથી ઉત્તરમાં ૧૬૦૦ કોસ (ગાઉ) કૈલાસ છે તેજ ખરૂં છે. હું ત્યાં મારગનો ચક્રાવો ખા[ઇ] પહેલાં પૂર્વ, પછી ઉત્તર, પછી પશ્ચિમ ... પાછી દક્ષિણમાં ૯૮૯૪ ગાઉ સુધી જઇ આવ્યો. કૈલાસગિરિ ટિબેટ ચીનના દક્ષિણમાં હનમરદેશની પેલી બાજુએ છે. તેની તળેટીમાં ઉત્તરની બાજુએ ધીધર વન જાણવું. વ્યંતરને મોંઢે સાંભળ્યું હતું કે એની પશ્ચિમ દિશામાં પાષાણની ખાણ ઉપર હજુ એક શિલા ઉપર પહેલો રૂદ્રભીમાવલ મહેશનું ભવન હતું. તેમાં તે રહેતો હતો. તે ભવન ૮૦૦ ધનુષ ઉંચું હતું. તે ઋષભ દેવના પધારવાથી પડી ગયું હતું. માત્ર સ્થાન (મુકામ) રહી ગયું હતું. તે રૂદ્ર ત્યાં ૭૧ લાખ વર્ષ સુધી રહ્યો હતો. એનું પૂર્ણ આયુષ ૮૩ લાખ પૂર્વનું હતું. એનું શરીર ૫૦૦ ધનુષનું હતું. એ સ્થાને ૧૧મા રૂદ્ર મહાદેવ પણ ત્યાંજ રહ્યા હતા. અજ લિખિતં **લામચીદાસે** સવત્ ૧૮૨૮ ફાગણ સુદી ૫ રવીવારના દિવસે પૂર્ણ કરી.

**નોટ:**—આ પત્ર સર્વેએ વાંચ્યા પછી પ્રાચીન શોધ ખોળ કરનારા જૈનોએ જે જે રસ્તાઓ, શહેરો, સ્થાનો, જૈન મંદિરો, જૈનોની વસ્તીનું વર્ણન આ પત્રમાં બતાવેલું છે તેનો પત્તો મે[ળવવ]ો જોઇએ. શોધ ખોળ ચલાવવામાં આવશે તો તાતાર, ટીબેટ અને ચીનમાં જૈન પ્રતિમાઓ, જૈન શાસ્ત્રો અને લેખોનો પત્તો મળી શકશે. કેમકે આ વાત ૧૫૦ વર્ષની પુરાણી છે તેમજ કૈલાસ ભક્ત ભગીરથ એક સંઘ કાઢી ટિબેટને રસ્તેથી સગરગંગ નાળાં સુધી અવશ્ય જાય અને કોશીશ કરે તો સંભવ છે કે કૈલાસજી અથવા અષ્ટાપદજી દર્શનનો માર્ગ સુગમતાથી પ્રાપ્ત થઇ જાય. હાલમાં આ પર્વત સુધી પહોંચવાનાં રેલ્વે, ગાડી વગેરે અનેક સાધન છે. વિજ્ઞાનની સહાયતાથી કાર્યની સફળતાનો સંભવ થઇ શકે છે, જેથી કોઈ ચતુર ઈજીનીયર દ્વારા રસ્તો પણ ઠીક થઇ શકે છે. સૌથી પ્રથમ કોઇએ ચીન તિબેટના મુલકનો મોટો

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग स्कुल—अमदाबाद.

प्रो. लाला रामचंद्रजी जैनी एम. ए.
आइ. सी. एस.—लाहोर.

Lala R.amchandraji Jain M.A.I.C.S.
LAHORE.

(સમગ્ર જૈન કોમમાં પ્રથમ સીવીલીયન યુવક એજ)

श्रीमान बाबु अजितप्रसादजी एम. ए. एल. एल. बी. वकिल हाईकोर्ट, पब्लीक प्रोसीक्युटर और गवर्नमेंट प्लीडर—लखनउ.

( ધર્મપ્રેમી અને વિદ્વાન કેળવાયલા ગૃહસ્થ. )

बाबु चेतनदासजी बी. ए. हेडमास्तर गवर्नमेंट हाइस्कुल—लखनउ.

(ભારત જૈન મહામંડળના મંત્રી અને જૈનોના ચારે ફિરકાનાં સંપ ચાહનાર ઉત્સાહી અને બાહોશ કેળવાયલા ગૃહસ્થ.)

*Jain Press Surat.*

નકશો મંગાવવો જોઇએ અને તેમાંથી જે શહેરોનાં નામો બતાવેલાં છે તે શોધી કાઢવા પછી પ્રથમ ત્યાં કોઈ સાથે પત્ર વ્યવહાર ચલાવવામાં આવે અને પછી ત્યાં જઇને બાતમી મેળવવામાં આવે તો જૈન ઇતિહાસમાં નવીન અજવાળું પડી શકે.

સંપાદક.

## वचन केवां वदवां जोइए ?

ભાદ્રપદ શુક્લ ચોથ—પાંચમને દિને સકળ શ્વેતાંબર આમ્નાયવાળા જૈનોના પૂણ્ય પર્વ પર્યુષણ પૂર્ણ થયાં અને શ્રી દિગંબર સમ્પ્રદાયના એજ પર્વના કે જે "દશ લક્ષણી" પર્વ તરીકે ઓળખાય છે, તેનો પ્રારંભ થયો. આ દ્વિતિય પર્વ–દિવસોમાં લેખકના સદ્‌ભાગ્યે એક સુશ્રાવક–જુની શૈલીના પરંતુ પરમ ઉદાર આશયવાળા, વર્તમાનકાળમાં આનંદ કામદેવને યાદ કરાવનાર મુંબઇ પધાર્યાં આ શ્વેતાંબર સંપ્રદાયવાળા સુશ્રાવક જે પોતાનું નામ જાહેર થવાજ ન ઇચ્છે તેવા સદ્‌ગૃહસ્થે ૭ દિવસ સુધી ઉપદેશામૃત એવું વર્ષાવ્યું કે લેખક તથા બીજી પંદર વીશ માણસની મંડળી તેનું પાન કરી આ પર્વ દિવસોમાં અપૂર્વ શાંતિ પામ્યા. અમારી ઘણીક ખામીઓ અમે જોઇ શક્યા અને વર્તમાનકાળ જેને ઘણાક લોક નિંદે છે, તે કાળમાં પણ આવાં શ્રાવક રત્નો હોવાથી અમને તો એમ લાગ્યું કે જાણે સહરાના ઉષ્ણતમ રણમાં પણ શાંતિજનક ફુલ બાગ (oasis) છે ખરો. એ વણુશ્રી મૂખ્ય સોળ વિષયનો બોધ કરે છે. અને તેને દ્રષ્ટાંતો આપી પછી પોતાપર–આત્માપર એવી રીતે ઘટાવે છે કે શ્રોતા તુરતજ–તેજ વેળાથી પોતાના હૃદયની શુદ્ધિ કરી અભિમાનને ગાળી સરળપણે તેનું આચરણ કરવાને તત્પર થય છે. સાથમાં શ્રોતાની ખાતરી થાય, કે કોઇ પણ તેજ ઉપદેશ હૃદય સુધી અસર કરે છે કે જે તે હૃદયમાંથી નીકળેલો હોય એટલુંજ નહિં, પરંતુ વક્તાના હૃદયને વિશુદ્ધ કરી લે છે; અને તદનુસાર મન, વચન અને કાયાને પોતાના આત્મબળવડે ચલાવી કોઇ અપૂર્વ લાભ થોડાજ સમયમાં સંપાદન કરે છે. તેવણુશ્રએ સોળ વિષયોમાંથી અમને દશ શ્રવણ કરાવ્યા છે. આ દશે વિષયો એમની ઉપદેશ શૈલીથી માત્ર શ્વેતાંબર જૈનોજ નહિ પણ અખીલ જૈન વર્ગને તેમજ અખીલ માનવ વર્ગને ભવ્યક ઉપગારી છે. મનુષ્ય જન્મમાં પણ નારકી જેવા, મહાકષ્ટ આપનારા અસાધ્ય રોગોને મટાડનાર, પશુપણામાંથી મનુષ્યપણું લાવનારા, એટલુંજ નહિં દેવત્વ દેખાડનારાં એમનાં વચનો છે. આટલી પ્રસ્તાવના કરી આ વેળા નવીન વિષય ન લખતાં તેમનું ઉપદેશામૃત જે અમે ૨૦–૨૫ જૈનોએ પાન કર્યું છે તેનો વિસ્તાર આ 'દિગંબર જૈન' દ્વારાએ વિશેષ જૈન બાંધવો અને બ્હેનોને મળો એવા આશયથી એ સોળ વિષયોમાંથી ક્રમપર લક્ષ આપ્યા સિવાય દશનો વિષય તેમના બોધના અનુવાદ રૂપ લેખક અહીં લખે છે.

**મનુષ્ય પ્રાણી** કેવો ભાગ્યવંત છે કે તેમને વચન નામનો એક ઘણોજ કિમતી[1] પુત્ર થાય છે. આપણેત્યાં પુત્ર પેદા થાય, તો તે પુત્રપર બે જણાનો હક હોય છે. એક તો સ્ત્રીનો અને બીજો પુરૂષનો પરંતુ આ વચનરૂપ પુત્રનો હક આપણે એકલાજ પેદા કરીએ છીએ, તેથી સર્વથા તેનાપર આપણોજ હક છે. આમાં સ્ત્રીનું કંઇ લાગેવળગે નહિ, સ્ત્રીના પુત્રમાં પુરૂષનું કંઇ લાગેવળગે નહિ.

1–કેટલાક એમનેજ શબ્દ.

ઉપાય વ્યક્તિ પોતપોતાની મેળે પોતેજ ઉપાર્જન કરે છે. જો વિચિક્ષણ હોય, તો પોતે મનુષ્ય જન્મનો લાભ પામે છે, અને બીજાને મોક્ષે પણ પહોંચાડે છે. વચન પુત્ર પોતાના પિતાના અનેક જાણીના-અજાણીના બંધનો કાપી મુકત કરે છે, એટલુંજ નહિં પણ કોઇક વચન તો રાજ્ય સિંહાસનપર પિતાને બેસાડતા હોય તેવું કરે છે, પરંતુ આ પુત્રને કેટલાક પિતા ગારામાં-ધૂળમાં મેલો ઘેલો ફરવા દે છે, કેટલાક તેને નાગોને નાગો રાખે છે, કેટલાક દાગીના પેહેરાવે છે. પણ વસ્ત્ર વિનાનો નાગો રાખે અને કેટલાક ચાંડલો કરે, પણ સ્નાન ન કરાવે આવો પુત્ર કદાચ પોતાનો હોવાથી પ્રિય લાગે, પરંત બીજાને તે વહાલો કેમ લાગે ? આવા પુત્રને બહાર ફેરવવો તેના કરતાં ઘરમાંજ રાખવો એ કંઇક વ્યવહારે ખોટું ન ગણાય, પરંતુ જો તે બીજા લોકોને અને આપણને મનોગમ લાગે તેવું કરવું હેય. તો આ નીચે પ્રમાણે કરવું જોઇએ. અને તે પણ યથાક્રમે પેહેલી, બીજી, ત્રીજી, અને ચોથી આ ચારે ક્રિયા કરવા પછી, પુત્રને બહાર જવા દેવો, તો અવશ્ય વિશ્વ વલ્લભ થશે. આટલી વાત કરી નેત્રણશ્રીએ, તેનો ઉપનય આ પ્રકારે લગાડયો—

જેમ પુત્ર જન્મ્યા પછી ઘરમાં રમે છે, તેમ વચન હૃદયમાં-મનમાં પેદા થયા પછી મૂખમાં રમે છે. જેમ પુત્રને આપણે શુદ્ધ જળથી નવડાવીએ છીએ. તેમ વચનને "સત્ય" રૂપ જળથી નવરાવો જોઇએ. જો "સત્ય" રૂપ જળથી નવરાવી' અસત્ય ધુળ અને નિંદા રૂપ કાદવ તેના પરથી દૂર કરવામાં આવે, તો વચન રૂપ પુત્ર મનુષ્ય જાતની શ્રોતૃવર્ગની ચોથાઇને તો તે અવશ્ય માનનીય થઇ પડશે. હવે વચન "સત્ય" હોય અર્થાત તેમાં અસત્યરૂપ ધુળ કે નિંદા રૂપ કાદવ ન હોય, પરંતુ તે 'પથ્ય' ન હોય અર્થાત્ 'હિતકર' ન હોય તો સ્વચ્છ સ્નાન કરેલ બાળક પણ નગ્ન હોવાથી વલ્લભ નહિં લાગે, માટે જેમ પુત્રને લૂગડાં પહેરાવીએ છીએ, તેમ વિચાર કરવો કે તે વચન શ્રોતાને હિતકર કેમ થઇ પડે, જો હિતકર હોય તોજ તે "બોલવુ" મનુષ્ય જાતિના અરધા ભાગને તે માનનીય થશે. એકલું સત્ય હશે પરંતુ હિતકર ન હશે તો તે ચોથાઇ ભાગેજ અસર કરશે. વળી જેમ પુત્રને સ્નાન કર્યા પછી વસ્ત્ર પહેરાવીએ છીએ, તેમ વચનને પથ્ય (હિતકર કરવા) રૂપ વસ્ત્ર પહેરાવવાં જોઇએ. પુત્ર સોહામણો લાગે, માટે આપણે તેને શક્તિ અનુસાર આભૂષણોવડે ભૂષિત કરીએ છીએ, તેમ વચનમાં પણ પ્રિયતા-કોમળતા ગુણ દર્શાતારૂપ સોના-મોતી-હીરાના દાગીના પહેરાવવા જોઇએ. જો આ પ્રકારે યથાક્રમ કરવામાં આવે, તો વચન શ્રોતૃવર્ગના કે વાંચક વર્ગના પોણા ભાગને માનનીય થશે. તથાપિ જો તે સર્વ માનનીય કરવો હોય, તો જેમ પુત્રને આપણે સ્નાન, વસ્ત્ર, આભૂષણો ઉપરાંત તીલક પણ કરીએ છીએ તેમ તે વચનમાં પૂર્ણ પ્રતીતિ લાવવા આપ્ત પુરૂષની ગવાહી રૂપ-સાક્ષીરૂપ તીલક કરવું જોઇએ અર્થાત્ આજ્ઞા પુરઃસર એ વચન હોવું જોઇએ. જૈનદર્શનની આજ્ઞા બે પ્રકારની હોય છે. એક તત્વદ્રષ્ટિએ સ્યાદ્વાદ યુક્ત અને બીજી વ્યવહાર દ્રષ્ટિએ શાસ્ત્રાનુસાર આમ ચારે અંગે વિભૂષિત વચન અવશ્ય સર્વ માનનીય થાય, એવો એ શ્રાવક શિરોમણિનો ઉપદેશ હતો. આ ઉપદેશ હતો. આ ઉપદેશ વાંચકને નવીન નહિ લાગે, તથાપિ અનુભવ કરવાને એક, બે, કે ત્રણ વખત પ્રયોગ કરી જોવાથી પોતાનેજ તેની ખાત્રી થશે. ટુંકામાં તેની અસર બીજા કાન સુધી પહોંચે અર્થાત્ બીજાને સંભળાવ્યું એટલે થઇ રહ્યું, એમ નથી, પણ જે વખત મગજમાંથી નીકળે તે વખત શ્રોતાને-વાંચકને-મનન કરવો, પરંતુ

મનન ઉપરાંત તેની અસર નથી. માત્ર બુદ્ધિને સ્પર્શ કરે છે. આગળ તેની ગતિ થતી નથી કે માણસ તેને વિચારમાં આવ્યા પછી આચારમાં પણ મૂકી શકે. તેમજ જે વચન હૃદયમાંથી નીકળે છે, તેની અસર શ્રોતાના હૃદયપટને ઉઘાડી સૂતેલા આત્માને જાગૃત કરે છે, તથાપિ જે વચન આત્માના ઉપયોગ પૂર્વક વહાય છે, તેની અસર શ્રોતાના આત્મા સુધી પહોંચી તેના હૃદયને નિમગ્ન કરે છે, વચન, જે વિભૂષિત કરે છે અને કાયાપાસે તેની ક્રિયા રૂપ વસ્ત્ર પહેરાવી પરમપદે સ્થાપ નાર થાય છે, માટે વચન તો—

સત્ય, પથ્ય, પ્રિય, અને આજ્ઞા પુરઃસર હોવાં જોઇએ, તોજ શુકલપટપર જે રંગ ચડાવવો હોય તે ચડી શકે.

લઘુનમ્ર વીરનંદી (લાલન)

## उन्नति.

प्रिय पाठको! आज कल उक्त शब्द पर बहुत ही चारों तरफ विचार हो रहा है और इसके फैलानेके लियेभी पूर्ण प्रयत्न चल रहा है. इसमें कोई संशय नहीं है कि कुछ वर्षोंमें अवश्य ही हम लोगोंकी दशा का फेरफार हुवा है, परंतु वास्तविक लाभ जो होना चाहिये था नहीं हुवा. इसका कारण यह है कि अभी तक हमारे देशवासियों व जातिवालों और धर्म धारियोंने इसके (उन्नति) के सच्चे मार्गपर लक्ष्य नहीं दिया. और जिनका कुछ लक्ष्य है भी व द्रव्यहीन है इसी लिये वे लोग या तो अपने विचार प्रकाशित करतेही नहीं और कदाचित करतेभी है तो तुरंतही लक्ष्मीके लाल उन्हें टकासा उत्तर दे देते है कि "पराया सिर श्रीफलसा" उठाकर फोड दिया, तुम्हें क्या खबर कि लक्ष्मीजी कितने कष्टसे प्रसन्न होती है. कुछ खर्चना पडे तो याद हो. बंधुवो! यह तो आप जानते हैं कि विद्या और लक्ष्मीमें सदैवसे अनबनाव रहता है. वे दोनों कभीभी मिलकर नहीं चाहतीं, जैसा निम्न लिखित श्लोक से विदित होता है:—

शूरं त्यजामि वैधव्यादुदारं लज्जया पुनः।
सापत्न्यात् पंडितामपि तस्मात् कृपण-
माश्रयेत् ॥

अर्थात्—शूरवीर के पास विधवा होने के डरसे, उदार के पास लज्जा जानेके भयसे और पंडित के पास सौक (विद्या) के भयसे नहीं जाती हूं, और इसी लिये कृपण के आश्रय रहती हूं क्यों कि वह मेरी अच्छी खातरी करता है. इत्यादि और विना परस्परकी सहायसे कुछभी कार्य होना असाध्य है. कहा है—

साँई पुर पाला पड़ो, आसमान से आय, पंगु अंधको छोडके, पुरजन चले पराय; पुरजन चले पराय अन्ध इक मतो विचारो, [illegible] अंगाको पीठ. दीठ वाके पगु धारे; कहे गिरधर कविराय मतेसे चलियो भाई, बिना मतेका राज्य गया रावनका साँई.

अर्थात् किसी नगर के बाहिर पाला

[ एक प्रकारकी ओस ] पड़ी हुई सुनकर नग्नजन सब देखनेको गये, परंतु अंधे और लंगडे रह गये. तब दोनोंने सलाहकर चलनेका मनसुबा किया. तो अंधाने लंगडेको मस्तक ( पीठ ) पर रखा और लंगडेने रास्ता बताया. बस इसी प्रकार सलाहसे दोनों इच्छित स्थान पर पहुंच गये और रावन यद्यपि त्रैखंडी प्रतिनारायण था, तौभी अपने भाई विभीषण से विरोध करने के कारण मारा गया. तात्पर्य—इस असार संसारमें जो आंख और पांव वाले थे, वे तो कभी के पार निकल गये और निकल जावेंगे, परंतु अब तो अंधे और लंगडे ही रहगये हैं, सो यदि वे दोनों मिल जाय तो बेशक उन्नति होना कुछ कठिन नहीं है और हमेशा से यही नियम भी चला आता है. देखिये, हमेशा से और आज भी बड़े बड़े राजावों के यहां मंत्री, पुरोहित आदि रहते हैं जो बिलकुल राज्याश्रित ही अपनी आजीवका चलाते हैं, परंतु राजा उन्हें आश्रित नहीं समझते. उनके कथन पर विचार करते और बताए हुवे मार्गपर अवलंबन करते हैं. इसी से निष्कंटक राज्य चलता है और जब मंत्री पुरोहतादि से बिगड़ जाती है. तभी शत्रु को प्रबल होने का मार्ग मिल जाता है. जैसे विभीषण के बिगड़ने से रामचन्द्रजी को सहारा मिल गया. आंख और पांव चाहे परस्पर एक दूसरे घृणा करे, परंतु यह निश्चय है कि एक के विना दूसरे का कार्य कभी नहीं चल सक्ता है.

शास्त्र कहता है कि यथार्थ में वेही अंधे हैं जिनको ज्ञान नहीं है. और लंगडे वेही हैं जिनके पास द्रव्य (लक्ष्मी) नहीं है. इन दोनों में विशेषता यह है कि अंधा तो लक्ष्मीवान् होते हुवे भी चोरों से चौकसी नहीं रख सक्ता और किसी समय सर्वस्व खोकर लंगड़ा होजाता है. इस से आंख तो थी ही नहीं और पांव टूट गया. तब पड़ा पड़ा दुःखसे जीवन समाप्त करता है, परंतु लंगडा निर्धन होने पर भी येनकेन प्रकारेण प्राप्ति की हुई थोड़ी सी सम्पत्ति की भले प्रकार चौकसी रखता है. और बढ़ाने की चेष्टा करता रहता है, तो कुछ कालमें वह धनी हो जाता है अर्थात् वह अपने पांव को लकडी आदि के सहारे से ठीक कर लेता है तो आंख तो थी ही और पांव से भी सहारा मिल गया, तब सानन्द आयु पूर्ण करता है अर्थात् ज्ञानी पुरुष लंगड़े के समान है. और अज्ञान धनी अंधे के समान हैं. सो यथेष्ट लाभ तो दोनों के मिलने परही होता है, तथापि विद्वान अपनी युक्ति बलसे भी बहुतसा कार्य जो एक प्रकार असंभवसा दीखता, संभव कर लेते हैं. जैसे मिस एनी विसेन्टने एक बड़ा हिन्दू कालेज बनारसमें बना दिया. मदनमोहन मालवीय ने एक हिन्दू बोर्डिंग प्रयाग में बना दिया

और एक हिन्दू विश्व विद्यालय बनाने की चेष्टा कर रहे हैं, जिसमें प्रायःसुफल मनोरथ हुवे. परंतु अज्ञान धनी अपने आपको श्रेष्ठतम् समझकर लक्ष्मीदेवीके जालसे गाल फुलाये पंच इन्द्रियों के विषयमें मग्न हुवे, पूर्व संचित लक्ष्मीका अनुचित व्यय कर दरिद्र हो जाते हैं, अथवा कईएक कृपण उसे (लक्ष्मि) को सम्हालते संहालते मर जाते हैं. यहां तक कि खुद भी खाते पहिरते नहीं, फीर दान के नाम तो कान ही नहीं रखते थे. सो वेभी उसे कंकर पत्थर की तरह यहीं पड़ी छोड़ जाते हैं, तात्पर्य-निर्धन ज्ञानी भी किसी प्रकार मूर्ख व कृपण धनीसे अच्छा है. चाहे उसे हमारे इंद्रीगोचर ऐहिक सुख न मिलते हों. परंतु वह अटूट सुखोंका साधन कर सक्ता हैं.

यह पहिले ही कह चुका हूं कि विद्या और लक्ष्मी पास निवास नहीं करती हैं. जैसा कि प्रायः आजकाल देखनेमें आता है. ओर कदाचित् काकतालीय न्यायवत् कहीं हों भी, तो वहां विषय कषायों की प्रबलता देखनेमें आती है, जिस से वह विष मिश्रित दूध समान प्राणघातक हो जाती हैं. मिश्री न होती और खाली दूध ही होता, तो इतनी हानी न होती. तात्पर्य-उन्नति का प्रबल बाधक कारण अपने मुंह मिया मिट्ठू होना ही है. अर्थात्—पंडित लोग तो अपने आपको बृहस्पति का अवतार समझकर सर्वोच्च गिन रहे हैं. वे चाहते हैं कि धनीलोग हमारी सेवा करें, आज्ञा माने, कुवचन सुने और अपनी लक्ष्मी से हमारी आवश्यकतावोंकी पूर्ति करें. और ऐसा ही समझ कर कभी कभी अनाप सनाप भी बकने लग जाते हैं. और धनिक लोग अपने कान बंद किये हुवे इनको बावले समझ कर चुपकी लगा लेते हैं. बश यही दोनों उन्नति के साधक जो हैं, सो ही बाधक बन बैठते हैं. यह बात यहां तक बढ़ती कि फिर न वे उनकी सुन्ते और दोनों अपनी अपनी दाइ चांवल की खिचड़ी पकाया करते हैं. सो यदि ये दोनों पंगु अंध की तरह परस्पर मिल जावें, तो उन्नति शीघ्र हो सक्ती है.

अब कहीं कहीं यह भी देखने में आता है कि-हमारे श्रीमान लोग सदैव किसी न किसीप्रकार अपनी उदारताका परिचय दियाही करते हैं. और पंडित लोग भी अपनी शक्तिसे लोक कल्याण का प्रयत्न करते रहते हैं, परंतु वास्तविक कल्याण, व उन्नति का मार्ग न जानने से भी यथेष्ट लाभ नहीं होता है. जैसे बम्बई जानेवाला कलकत्ते का मार्ग पकड़े, तो जितना जितना चलता जायगा उतना उतना ही दूर जायगा. इसी लिये यहां उन्नति का स्वरूप व लक्षण बताया जाता है. अवनति प्राप्त अर्थात् जो जो अवस्था उनकी यथार्थ में होना चाहिये, उससे च्युत हुवे जीवों को पुनः असली अवस्था में ला देना इसीका नाम

"उन्नति" है.

यह उन्नति दो प्रकार की है. एक लौकिक और दुसरी लोकोत्तर. लौकिक उन्नति उसे कहते हैं जिससे जीव नीति पूर्वक उपार्जन किये हुवे द्रव्य से धर्म की रक्षा करते हुवे इंद्रीविषयों को विना कठिनाइयों के भोग कर सके. और लोकोत्तर उन्नति उसे कहते है, जिससे इन्द्री विषयों को विनाशिक सार रहित क्षणस्थायी सुखाभास समझकर सच्चे आत्महित में प्रवर्तन करना है. प्रत्येक पुरुषका कर्तव्य है कि लौकिक, उन्नति करते हुवे लोकोत्तर को न भूले अर्थात- उसपर इस प्रकार दृष्टि रक्खे ताकि यह लौकिक उन्नति उससे विपरति न होने पावे और अन्तमें यह उसी की साधन रूप हो, क्यों कि जैसे विना अंक के शून्य की कुछ कीमत नहीं होती, उसी तरह लोकोत्तर विना लौकिक निरर्थक है. वह केवल विषय कषायों में फंसाकर हमको दुर्गति में पहुंचा देगी. लौकिक उन्नति तो प्रायः लोग कर रहें हैं परंतु वह भी वर्तमान एक ऐसे ढंग से हो रही है कि जिससे लाभ की अपेक्षा हानि दृष्टिगोचर होती है.

देखिये, जब कोई वृक्ष लगाता है तो फल भी खाया चाहता है, परंतु वह वृक्ष बढ़ने पर फल न देकर उठते बैठते सिर फोड़े, पग तोड़े, पगडी उतारे, तो कहिये लगानेवालेका कैसा भाव होगा. आजकल बिचारे वृद्ध पिता व जाति के अग्रेश्वर जब अपनी सन्तानों को पढाते और वे एम. ए.; बी. ए.; बी. एल आदि की डिगरियां पा लेते हैं, तब अपने वृद्ध पितादि को ओल्ड फूल ( old fool ! ) नोन सन्स ( nonsence ) आदि शब्दों में स्वागत कर के बोलते है. उनको पगड़ी अंगरखा आदि देशी ड्रेस ( पहिनाव ) पहिने हुवे देखकर घृणा करते. हिन्दी को, गंदी. कह कर अपने दोस्तों के साम्हने उन्हें आते हुवे देख कर लजाते हैं ! पर अफसोस यह है कि इन लोगोंने जिन जिन के इन बाह्य चिन्हों (पोशाक, खाना बोलना रहन सहन) देखकर अपने बापदादों के रिवाजको बदल कर आप को उन्नति प्राप्त समझने लगे हैं. सो यदि उन्हों ने उनके आंतरिक गुणोंका ( स्वदेश प्रेम, स्वजाति प्रेम, स्वधर्म प्रेम ) अनुकरण किया होता तो ठीक था. इस में तो केवल उन्होंने बाह्याडंबर से खर्च ही माथे पर चढ़ा कर देश व द्रव्य धर्म कर्म से द्रोह किया.

देशी पोशाक सिरसे पैर तक साधारण स्थितिवाले को आजकल ५) में हो सक्ती है जब, कि ५) रु. नई पद्धति के जूतों ही को बस नहीं होते हैं. देशी पोशाक थोड़ी महनतसे अल्प समय में उतारना बदलना हो सक्ता था, जिससे देव दर्शन, पूजन, नित्य कर्म और शुद्धतापूर्वक खान-पान हो सक्ता था, परंतु यहां तो केवल बूट

खोलनेमें ही १५ मिनट लगें, तब कहिये कौन नित्य कर्म करे? फिर क्या जहां इसी प्रकार खाने को मिले वहीं जा टिफिन उडाने लगे. पर आप देखेंगे कि इतने इंग्रेज भारतमें रहते हैं और वहुतों का जन्मभी भारतमें हुवा है, दो दो पीड़ी गुजर गईं परंतु उन्होंने आपके देश की पोशाक रहन सहन इत्यादि कुछभी न लिया और न अपना छोड़ा, सो यह दशा तो हुवी पाश्चात्य विद्या प्रेमीयों की. अपनी वृद्धों की सुनिये कि सांप निकल गया पर लकीर ही पीटा करते हैं. वे जानते हैं कि हम जिस करते आये हैं, उसी तरह करते हुवे हमारा कल्याण व उन्नति हो जायगी; परंतु अव वह समय नहीं है. हम उन सब प्रणालियोंसे काम चलाना चाहें तो न चलेगा. चतुराई वही है जो द्रव्य, क्षेत्र, काल, भाव, को देखकर की जाय. इतनी बात जरूरी है कि अपने मूल मन्तव्य न छूटने पावें. चाहे उपायों में फेरफार हो जावे और वे उपाय भी हमारे धर्मघातक न हों, अवश्य ही करना चाहिये. **समयानुसार रीति रिवाजों में धर्म के अविरुद्ध फेरफार कर दिया जाय तो कुछ हानि नहीं हैं.**

सोचनेकी वात है कि जब पहिले रेल नहीं थी. तब प्रायः लोग यातो लंबी सफर करते ही नहीं थे, और करते भी, तो वर्षो में अनेक आपत्तियां उठाकर इच्छित मुकाम पर जाते थे. अब आजभी कोई कहे कि हमारे बाप दादे तो कभी रेल में नहीं बैठे, तो हम क्यों बैठे? ऐसा मानकर जहां रेलसे १ दिनमें ५) रु. के खर्चेमें विना तकलीफ जा सक्ते हैं वहां ६ महिने में १००) रु. खर्च कर तकलीफ उठाकर जावे व डांक में पोष्ट कार्ड व लिफाफापर चिठ्ठी न लिखकर आदमी के हाथ दूर देशांतर में भेजे. पासमें उज्वल कपडे होते हुवे चिथडे पहिने, तो कहिये क्या ऐसा आदमी बुद्धिमान कहावेगा? क्या पित्त के रोगी का बचाव गर्म दवा से और कफ-वाले को ठंडी दवा से हो जावेगा? सिवाय इस के कि उस के प्राणांत हो जावे.

अफसोस है कि जैसे व्यर्थ की कई रीत रिवाजें लकीर के फकीर हुवे बाह्याडंबर रूप पकड रहें हैं, अभ्यंतर रिवाजों को जैसे जप, तप शील, संयम, यम, नियम, प्रमाणिकता, दयालुता, निकपटा, वैरागता आदिको क्यों नहि पकड रखा? क्यों नहिं पूर्वजों के अनुसार महाव्रती हो जाते, तो सच्चे रूढ़िवाले कहलाते, पर खीरका सांझा महेरी को न्यारा, तो कहिये क्या लाभ होगा? अफसोस शत् अफसोस! यह सब सद्विद्या के (सुशिक्षा) के न होने का कारण है. नव शिक्षितों को एकांतसे दूषण देना भी योग्य नहीं हैं क्यों

कि यदि उनके मावापोंने उन्हें बाल्यावस्था से अपने कुल की रीति रिवाज धर्म और साधारण वर्ताव की शिक्षा दी होती, तो यह दशा क्यों होने पाती ? शुष्क पाश्चात्य भाषा पढ़ाई, उसीका यह नतीजा हुवा. जब इन नव शिक्षकों से कुछ मार्ग और रूप चलते देखा, तब आप और भी रूढ़ि को ज़ोरसे पकड़ बैठे. पर अब चल नहीं सक्ती, तब भी नामर्दी खुदाने दी मार मार से क्यों चूके अपनी टें टें करा ही करते, इस में होता क्या है कि सांड़ सांड़ लड़ें और बाड़ी का चूरा हो. सामर्थ्यवान टेक पकड़ रहे, मध्यम दर्जे के व गरीब स्थितिवाले बीचही में घिसटने लगे. तात्पर्य यह है कि हम लोगों को प्रत्येक कार्य विचारपूर्वक करना चाहिये.

मैं कह गया हूं कि उदारता दिखानेवाले धनिक बहुत हैं परंतु "वृथा वृष्टि समुद्रेषु, वृथा तृप्तेषु भोजनं" के अनुसार कोई अपने यहां एक या इस से भी अधिक मंदिर होते हुवे और नवीन बनवाते है. कोई सैंकड़ों बिंब विना पूजा प्रक्षाल वगै रहते देखते हुवे भी बिंब प्रतिष्ठा कराते है. कोई थोड़ी वाहवाह के लिये बड़े बड़े भोज्य (जीमन) दिया करते है. कोई रंडी, भंडुवा, भाट, भांडो को लुटाते हैं. कोई नाटक थियेटर व व्यर्थ देशाटन में उड़ाते है. कोई उपाधियां पाने के लिये हजारों रुपया भेट वगैरे में दिया करते है. लड़के लड़कियों के जन्म समय, लग्नादि के समय व मरण समय "नामवरी" में बहुत रुपया लुटाया करते है, परंतु वही रुपया यदि विचारपूर्वक खर्च किया जाय, तो वेशक उन्नति हो. (अपूर्ण)

---

## स्याद्वाद महाविद्यालय–काशी.

(રચનાર-મી૦ માવજી દામજી શાહ, મુંબાઇ)

### વસંત-તિલકા.

ગંગા તરંગ ઉછળે પુરવેગ વૃંદ,
વાયુ વહે શિતળને વળી મંદમંદ;
આવ્યું વિમાન નભથી તટ ઉપરે શું ?
ગીર્વાણ વાણી વદતાં સુરમંડળો શું ? ૧

---

ને ત્યાં કરે પઠન પાઠન નવ્ય રીતે,
કિંતુ ભણે વિવિધ પુસ્તક સ્વચ્છ ચિત્તે;
ત્યાં ન્યાય વ્યાકરણ કાવ્ય અને કથાઓ
સાહિત્ય સંપુ સહુ ત્યાં ક્રમ એ જણાતો ૨

---

જ્યાં જૈનતત્ત્વ પણ રમ્ય દીસે ભણાતું,
ત્યાં દેવવૃંદ પણ એ ભણવા ચહાતું;
એ રમ્યને વિવિધ કૌતુક મિશ્ર સ્થાન,
એવું ન કેઇ જગમાં હજુ અન્યસ્થાન. ૩

---

"સ્યાદ્વાદ વાદ વદતી જિન પાઠશાળા,
એ ક્ષેત્ર ત્યાં વિજયતું હજુ એજ ધારા;
વિદ્વજ્જનો વિવિધ કેળવણી લઇને;
પામો સદા વિજય ભારતવર્ષમાં તે ૪

श्रीयुत जैनवीर बाबु जुगलकिशोरजी मुख्त्यार

देवबंद (सहारनपुर)

( હિંદી 'જૈન ગેઝેટ'ના માજી સંપાદક તથા જાણીતા લેખક. વક્તા અને સરળ પરીણામી વિદ્વાન ગ્રહસ્થ. )

जैन कवि बाबु ज्योतिप्रसादजी ए. जे.

देवबंद (सहारनपुर)

( જાણીતા લેખક, કવિ. 'જૈન પ્રચારક [ઉર્દુ] પત્રના માજી સંપાદક. 'જૈન પ્રદીપ'ના વર્તમાન સંપાદક અને ઉત્સાહી વિદ્વાન ગ્રહસ્થ )

## आत्मोन्नति.

(लेखकः-ब्रह्मचारी शीतलप्रसादजी, संपादक, "जैनमित्र" मुंबाई.)

जिस लिये जगतजन हितैषी सन्तपुरुष अनेक प्रकार उद्यम कर परजीवों को धर्मामृतका पान कराते हैं व उनके कल्याणार्थ अनेक शब्दशास्त्रोंकी रचना कर असीम परिश्रम करते कराते हैं वह कार्य्य एक आत्मोन्नति ही है। धार्मिक संस्थाओं का स्थापन, संघटन, प्रबन्ध, उनके लिये योग्य क्षेत्र का निर्मापण, उस क्षेत्र में धर्म प्रवर्त्तक सामग्री का एकत्रीकरण, तथा उस सामग्रीद्वारा पूजापाठादि धार्मिक कार्यों में जनसमूह का प्रवर्त्तकरन इत्यादि जो कुछ बाह्य व्यवहरण है वह एक "आत्मोन्नति" के ही प्रयोजन से है। सांसारिक विषयों को विष समान अनुभव कराना, शरीर से निस्पृहत्व बनाना, व जीवन यौवन की अनित्यता का भाव जमाना केवल मात्र एक आत्मोन्नति के वास्ते है। नाना प्रकार धार्मिक समाचार पत्रों को विचित्र धर्मस्थितिकरन लेखों से सम्पादित होना, उनके मुद्रित व प्रकाशित होने का यत्न करना कराना तथा उनको पढ़ना, सुनना और मनन करना केवल मात्र एक "आत्मोन्नति" ही के अर्थ है। श्री बिम्ब प्रतिष्ठा, रथोत्सव, महा पूजादिद्वारा धर्मप्रभावना करने का उद्यम व उसके लिये अनेक धूमधाम वादित्र गानादि क्रिया का उद्भावन तथा बडे२ सभामंडपों को अनेक मनोहर सामग्रियों से सुसज्जितकरण मात्र एक आत्मोन्नति ही के हेतु है। बडे२ संस्कृत विद्यालय, प्राथमिक पाठशाला, छात्राश्रम श्राविकाश्रम आदि संस्थाओं को स्थापित करने में तन मन धनका असीम उपयोग करना, उनके प्रबन्धार्थ अनेक सभा व कमेटियों का बनाना, तथा अनेक रजिष्टरों को लिखकर सफेद कागजों का काला करना केवल एक आत्मोन्नति ही के कारण से है।

वास्तवमें आत्मोन्नति ही मानवजीवन का सौन्दर्य्य है। यही सर्वोच्च साध्य एक सच्चे हितैषी का आंतरीक मनन है। इसके बल से यह जीव अपने में रही हुई गूढ़ शक्तियों का प्रकाश करके अमूल्य चमत्कृत शुद्ध रत्न के समान हो कर प्रतापशाली सूर्य के सदृश हो जाता है। जो उस आत्मोन्नति का रसिक है उस रसिक व्यक्ति को वर्तमान में सांसारिक दृष्टि अपेक्षा सुख रूप व दुख रूप अवस्था कुछभी मदोन्मत व खेदित न बना कर सुगंधित गुलाब के फूलों के समान प्रतिभासित होती है। आत्मोन्नति के शांतिमय उपवन में विहार करने वाले साधु को क्रोधादि कषायों की उत्कट आक्रमणता बाधित नहीं करती।

जो इस मंत्र के साधन में तल्लीन हो जाता है उसको नरक का वासभी रुचिकर होता है तो इस दुनियां का कांटेदार वास तो रमणीक भासता ही है। जो सत्य धर्म दुनियां की गरज से नहीं किन्तु धार्मिक अभीप्राय से है वह इसी आत्मोन्नति को ही अपना उद्देश निश्चित करता है। प्यारे जैनीयो! तुम्हारा माननीय धर्म तुमको यही शिक्षा देता है कि तुम आत्मोन्नति करो—यदि आत्मोन्नतिका प्रयोजन रखते हो तब तो तुम जैनी हो अन्यथा नहीं। आत्मोन्नति के उद्देश्यं विना सम्पूर्ण व्य-वहार—धर्म के उपायों का साधन करना और उनसे निराकुल सुख की वांछा करना तैल के वास्ते वालू रेत को पीलना है, आम्र फलों के लिये बबूल के वृक्षों का बोना और पानी सींचना है, समुद्र पार होने के लिये छिद्रित यान पर आरुढ़ होना है तथा सम्मेदशिखर जानेके लिये दिहली से लाहौर जाने वाली ट्रेनपर सवार होना है. प्रिय जैनियो! जैसे निमक विना अन्ना-दिके रचित अनेक व्यंजन स्वादिष्ट नहिं भासते तैसे आत्मोन्नति विना आपका सर्व धर्मप्रयत्न अस्वादिष्ट और अरुचिकर है। इस जीवका यथार्थ हित आत्मोन्नति करना ही है।

आत्मा का सर्व द्रव्य, नो कर्म और विभावके कर्म बन्धनों से छूट कर अ-र्थात् मुक्त होकर निज स्वाधीन अतीन्द्रिय सुख अर्थात् मोक्ष के अविनाशी आनन्द-का लाभ करना सो ही आत्मोन्नति है। इसी मोक्ष सुख का प्रयत्न करना इस जीव का परम धर्म (duty) है ऐसा ही कहा है।

## श्लोक.

मैत्री सत्त्वेषु मोदं गुणवति करुणं क्लेशिते देह भाजि।
मध्यस्थत्वं प्रतीपे जिनवचसि रतिं निग्रहं क्रोधयोधे।
अक्षार्थेभ्यो निवृत्तिं मृतिजननभवाद्भीति-मत्यन्त दुःखा॥
द्रे जीवत्वं विधत्स्व च्युत निखिलमले मोक्ष सौख्येऽभिलाषम्॥४२१॥
(अभितिगति)

भावार्थ—रे जीव! तू समस्त प्रा-णियों से मैत्री कर, गुणवानों से प्रमोद भाव धर, दुःखी जीवों पर दया विस्तार, विषयोंपर माध्यस्थ भाव जमा, जिन याने सर्वज्ञ वीतराग अरहंत के वचनो में रम, क्रोध योधा को वशमें ला, पांचों इन्द्रियों के विषयों से मन हटा, अति ही दुखदाई मरण और जनम रुपी भवावली से भय खा, तथा सर्व मलों से रहित मोक्ष के सुख में अपनी रुचि ठान।

और भी कहा है:—

## श्लोक.

एको मे शाश्वतात्मा सुखमसुखभुजो ज्ञानदृष्टि स्वभावो ।
नान्यत्किंचिन्निजं म तनुधनकरण भ्रातृ भार्य्या सुखादि ॥
कर्मोद्भूतं समस्तं चपलमसुखदं तत्र मोहो मुधा मे ।
पर्यालोच्येति जीव स्वहितमवितथं मुक्ति मार्गे श्रयत्वम्॥४१६॥
(अमितिगति)

भावार्थ—"मेरा आत्मा एक अकेला है, अविनाशी है, स्वयं सुख और दुःखका भोक्ता है, ज्ञानदर्शन स्वभावधारी है; यह शरीर, धन, इन्द्रियें, भाई, स्त्री, संसारिक सुख आदि कोई भी दूसरा मेरा अपना नहीं है । यह सर्व अन्य पदार्थ कर्मों के निमित्त से उत्पन्न हैं, चपल अर्थात् अनित्य हैं, तथा दुःख के देनेवाले हैं; इनमें मोह करना मेरी अज्ञानता है, ऐसा विचार कर हे जीव ! तू अपने आत्माको हितकारी और सत्यार्थ मोक्षमार्ग काही आश्रय ग्रहण कर"

प्रिय जैनियों तथा अन्य मुमुक्षु बन्धुओं ! इस क्षणिक मनुष्य पर्याय पाने का यही सार है. जो निज मैल काट परम शुद्ध मूर्ति होने का यत्न कीजिये। इस यत्न के मार्ग में चलने की रुचि ही तुम्हारे मार्ग को सुगम बनानेवाली है। यदि तुम साहसी, बलिष्ट, धीरवीर और अकंप हो तो इस यत्न की सिद्धि का शीघ्र उपाय ग्रहो । और यदि शक्तिहीन, अधीर और सकंप हो तो शनैः शनैः प्राप्त कराने वाले उपाय में चलने लगो । यदि धीरे भी गमन करोगे परन्तु सच्ची रूचि सहित वर्तोगे तो तुम्हारा थोड़ा भी साधन रुचि विना अति वृहत साधन से कहीं बढ़ चढ़ कर है ।

यह जैन जाति, हा खेद ! जो बीस वर्ष में १४ लाख से १२॥ लाख ही रह गई, अज्ञान के महा अन्धकार में पड़ी गोते खा रही है अपने जैनपने के नाम-को लजा रही है, तथा अपने घर में ज्ञान महोदधि क्षीर समुद्र का परम मीठा वारि होने परभी उस की अमृत मई घूंट के पीने से विरक्त हो रही है ।

जीवों को बेखबरी की नींद से छुड़ाकर जगाने वाले, उनको आत्मोन्नति के ज्ञान का महत्व बताने वाले, तथा उन के सन्मुख स्वयं आत्मसागर से सुधा गागर भर पीने और पिलानेवाले खेद है ! इस समय अभाववत हैं ।

कहां गए वे परम निग्रन्थ मुनि जो अपनी बालकवत निर्विकार यथाजात मुद्रा के ही दर्शन देने से संसारी निकट भव्य जीवों को आत्मोन्नति की रुचि करा देते थे, अपनी अमृतमई स्तोक परम प्रतापशाली वचन किरणावली से अनेकों का मिथ्यातजल सोख आत्मोन्नति के

प्रयत्न के लिये उद्यमी बना देते थे, तथा अपने आत्माधीन चारित्र की विवेकता के प्रकाशमें अनेकों को स्वतत्त्व की झलक करा देते थे । ?

आत्मोन्नोति के दृष्टान्त ही आत्मोन्नति पथ प्रदर्शक हैं । वर्तमान में जब बृटिश राज्यका शांतिमय धर्म निराबाध शासन है; तब वीर जैनियों को उठना चाहियें और परम सुख प्रदायक पथ को सत्यार्थ उद्योग की गति से विघ्नों से निर्भय हो तप करना चाहिये और अन्य साहसियोंको चलाना चाहिये । भावार्थ-स्वयं नमूना बनकर आत्मोन्नति करना चाहिये और आत्मोन्नति के सच्चे सुगम कंटक रहित जैन धर्ममय साधन का विस्तार करना चाहिये ।

यह वह समय है कि जो इस का उपयोग किया जाय तो आत्मोन्नति के साधक अनेकानेक मुनि, ऐलक, क्षुल्लक, ब्रह्मचारी हो सक्ते हैं, जो स्वयं मोक्ष के अनुपम सुख विलास के आस्वादी होते हुए हजारों लाखों को सतपथका प्रकाश करते हैं, जगत में होनेवाली घोर पशु हिंसा को हटा सक्ते हैं, तथा अनेकों को दृश्य नाटक के दर्शक बना सक्ता हैं. इति

---

## જમાનાને યોગ્ય દાન

(લેખક:-શા. જીવણલાલ કસનદાસ કાપડીઆ, સુરત.)

ગુજરાતના સાધારણ વસ્તીવાળા એક ગામમાં કસ્તુરચંદ ગુલાબચંદ નામના એક શેઠ રહેતા હતા. તેઓ જાતે જૈન હતા. તે ગામમાં તેમની ન્યાતના પાંચ સાત ઘરો હતાં તથા બીજા હલકી વર્ણના હિંદુઓનાં હતા. શેઠની બજારમાં દુકાન હતી, જ્યાં તેઓ કાપડ ગાંધીયાણું વીગેરે પરચુરણ માલ વેચતા હતા. ગામની વસ્તીનો ઘણો વર્ગ અભણ હતો, તેથી શેઠને વ્યાપારમાં ઠીક નફો રહેતો. વખતે કેટલીક ચીજેમાં તો દોઢા બમણાજ પૈસા પડાવતા, કેમકે ગામમાં તેમના જેવી બીજી ઝાઝી દુકાનો નહોતી. આથી તેઓએ વેપારમાં ઠીક નાણું ભેગું કર્યું.

આવી રીતે વ્યાપાર કરતાં કરતાં ઘણાં વર્ષ થઇ ગયાં. શેઠને દિવાળી નામની સ્ત્રી હતી. તેને પેટ અત્યાર સુધી ચાર સંતાનો પેદા થયા હતા, પણ કર્મ સંયોગે તેમાંથી માત્ર એક છોકરીજ ઉછરી આવી હતી બાકી બે છોકરાઓ અને એક છોકરી એમ ત્રણ ત્રણ વરસના થઇ મરણને શરણ થઇ ગયા હતા. શેઠની ઉમર હાલ લગભગ પચાશેક વર્ષની થઇ હતી. વર્તમાન પેટે તેમની પછી પેઢીનું નામ કાયમ રાખે એવો એક પણ પુત્ર નહિ હોવાથી રાત્રિ દિવસ બળાપો થયા કરતો, અને મનમાંને મનમાં ઝુરાયા કરતા, પણ એમાં ઉપાય શો ? એ કાંઇ બજારની ચીજ હતી કે મોંઘે મુલે પણ મળે તેમ હતુ ?

આ પ્રમાણે પશ્ચાતાપ અને બળાપાને લીધે તેઓનું અંગ ધીમે ધીમે સુકાવા લાગ્યું. ચિંતા મહા બુરી ચીજ છે. કહેવતછે કે ચિંતા અધિક ચિતા થકી, બાળી કરે છે ખિન્ન; ચિતા બાળી દે સ્હેજમાં, ચિંતા તો નિશદિન.

તેમ ફિકરમાં ને ફિકરમાં તેમને શરીરમાં ઝીણો તાવ લાગુ પડ્યો, અને મહિનો પંદર દિવસમાં તો તાવે પ્રબળ રૂપ પકડ્યું. સગાં સ્નેહીઓમાં ખબર ફેલાઇ અને લાગતાવળગતા સર્વે શેઠની માંદગીની

ખબર સાંભળી ચિંતાતુર થઇ શેઠને ત્યાં ખબર લેવા આવવા લાગ્યા. કોઇ કહે ડોકટરને બોલાવો. દવા કરવી શરૂ કરી. અનેક રામબાણ ઔષધોના ઉપચાર કરવામાં આવ્યા, પણ ધૂળ ઉપર લીંપણ, કશાની ટીક્કી લાગેજ નહિ, એમ મહિનો દોઢ મહિનો જુદા જુદા વૈદોની દવા કરી આખરે કંટાળ્યા અને રોગ પણ ધીમે ધીમે હવે વધી ગયો હતો, તેમની સ્થિતી જોઇ દરેકને એમજ લાગવા માંડયું કે આ માંદગી એઓને જીવલેણ છે.

તેમની એકની એક છોકરી વીજળી, કે જેને બહારગામ પરણાવેલી હતી તેને તેડાવવાના કાગળો લખાયા અને કાગળ પોંહોચતાંજ છોકરી તથા જમાઇ મોતીચંદભાઇ બનતી ઉતાવળે આવી પહોંચ્યા.

વળી શેઠનો એક ભાણેજ હતો તેને પણ મુલાકાત લેવા માટે તેડાવ્યો, તે પણ ખબર સાંભળી તુરત આવી પહોંચ્યો.

શેઠના સર્વ સગાં સંબંધીઓ એકત્ર થઇ ગયા અને રાત દિવસ ચાકરી કરવા સર્વ મંડયા રહેતા શેઠની પાસે પૈસો પુષ્કળ હતો. લગભગ પચાશેક હજારનું સાબુ હશે. શેઠની ચાકરી પૈસાને લીધે સારી થતી હતી કેમકે આજે સગાસંબંધી પૈસાનાજ સગા વિશેષ કરીને હોય છે. **નિર્ધનની કોઇ પુરી ખબરે પુછતું નથી.** પણ આ તો દરેકના મનમાં આશા કે શેઠને કોઇ વારસ નથી એટલે કાંઇને કાંઇ પણ આપણે આપશેજ. એવી આશામાંને આશામાં તેઓની પાસે હંમેશા માખીની માફક બમણી રહ્યા હતા અથવા ગોળની ઉપર મંકોડા વીંટળાયા કરે તેમ મળતા અને વળગતા રહ્યા હતા.

શેઠનો ભાણેજ સુમતિચંદ્ર બહુ વિચારવાળો, ડાહ્યો, ઠરેલ સ્વભાવનો અને નિર્લોભી હતો, તેને આ સર્વે રંગ ઢંગ જોઇ અનેક વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. તેને એક વિચાર સુઝયો અને તે એ હતો કે મામાની સર્વે મિલકતની એક યાદી કરી તેમાંથી અમુક રકમ તેઓના મરણ બાદ શુભ માર્ગે વપરાય, તથા અમુક રકમ જે યોગ્ય લાગે તે સગાંઓને આપવી તથા બાકીની તમામ મિલકત તેમની સ્ત્રીના કબજામાં જીવન પર્યંત રહે, કે જે તેમની રજાકજાએ તેમની પુત્રીને મળે.

આ વિચાર તેણે પોતાના મામાને ખાનગીમાં જણાવ્યો. કેમકે હાલ જમાનો સ્વાર્થનો છે. ધર્મ કરતાં કર્મ આડે આવી ઉભાં રહે. કોઇને વખતે વાત નહિ રૂચે તો બિચારાને ખરી સલાહ આપતાં સંતાપ ઉત્પન્ન થાય. મામાને બધી વાત પોતાના મનની જણાવી.

શેઠનો સ્વભાવ શાંત હતો, તેમજ આગળ પાછળનો વિચાર કરવાવાળા હતા, તેથી ભાણેજના વિચાર તેઓને યોગ્ય લાગ્યા, પોતે પુરી મહેનતે અને પરસેવો પાડી એકઠા કરેલા પૈસાની યોગ્ય વ્યવસ્થા થાય તે કોને નહિં ગમે? હા! એવા ઘણા મૂઢ બુદ્ધિના માણસો પણ જગતમાં છે કે તેઓને મોહરૂપી રાક્ષસે વશ કરી લીધેલા હોવાથી સમયાનુકુળ આવા સદ્ વિચાર પણ કડવા ઝેર જેવા લાગે છે અને કશી વ્યવસ્થા કર્યા સિવાય કાળને શરણ થઇ જાય છે, જેથી ઘણી વખતે કંકાસો ઉભા થાય છે. અને સગાં સ્નેહીઓ લઢી વઢીને હેરાન થાય છે તથા કોર્ટમાં પણ પોંહોચી પૈસાની પાયમાલી કરે છે.

શેઠે કહ્યું—"ભાઇ સુમતિ! તું, મોતીચંદ, તથા આપણી ન્યાતના ખુશાલચંદ અને પાનાચંદ એ ચાર જણાઓને ટ્રસ્ટી નીમીને એક વીલનામું તૈયાર કરાવ, તેમાં મારી મિલકતમાંથી રૂ. ૧૦૦૦૦) શુભમાર્ગે તથા ન્યાતિ જમણ વીગેરેમાં વાપરવા; રૂા. ૫૦૦) રોકડા અથવા એક હીરાકડીની કંઠી

જમાઇ મોતીચંદને આપવી, ભાણેજ સુમતીચંદ્રને રૂ. ૩૦૦) રોકડા તથા બીજા સંગાઓ ને જે ટ્રસ્ટીઓને તથા મારી સ્ત્રીને યોગ્ય લાગે તે આપવું. બાકીની તમામ મિલ્કતની સંપૂર્ણ વારસ મારી સ્ત્રી દિવાળી છે. તેની રજા કજા બાદ વાપરતાં ખરચમાં જે મિલ્કત બાકી રહી હોય, તેમાંથી અડધી શુભમાર્ગે તથા અડધી મારી પુત્રી વિજળીને મળે. મિલ્કતની સંપૂર્ણ દેખરેખ ટ્રસ્ટીઓએ રાખવી કે જેથી ખોટે રસ્તે નાણાં તફરક થવા ન પામે; સર્વે કાર્ય મારી સ્ત્રી તથા ટ્રસ્ટીઓની સલાહથી થાય" વિગેરે વ્યવસ્થા વીલમાં લખવા જણાવી.

સુમતિચંદને પણ શેઠનો વિચાર પસંદ પડયો. તેણે તરત એક સારા કાયદાથી વાકેફદાર માણસ પાસે જઇ વીલનામું તૈયાર કરાવ્યું. અને શેઠની પાસે લઇ આવ્યો. અને શેઠની તેના ઉપર સહી કરાવવા માટે સઘળું અથથી ઇતિ સુધી વાંચી સંભળાવ્યું, તે વખતે તમામ સગાં સ્નેહીઓને તથા ટ્રસ્ટીઓને પણ બોલાવ્યા હતા; તેઓની રૂબરૂ વીલનામા ઉપર શેઠે સહી કરી, અને તેમાં લખ્યા પ્રમાણે વર્તવાને ટ્રસ્ટીઓ વીગેરેને ભલામણ કરી.

શેઠનો મંદવાડ ધીમે ધીમે વધતોજ ગયો, દવાની કશી ટીકકી લાગીજ નહિં, પણ લાગે કયાંથી ? આયુષ્યરૂપી ડાળ ટુટી ત્યાં હજારો ઉપાય નકામા છે. આયુષ્ય પુરૂં થતાંજ તેઓ કાળને શરણ થયા, અને જેમ પીંજરામાંથી પક્ષી ઉડી જાય, તેમ જીવ ઉડી ગયો. ખાલી પડી રહ્યું વિના મુલ્યનું ખોળીઉં કે જે કશા ઉપયોગમાં પણ આવતું નથી. મહા મહેનતે પણ નહિ મળી શકે તેવું અને જેને સાચવવાને સગાંઓ રાત્રિ દિવસ મચ્યા રહેતા, તે હવે અકારૂં ઝેર જેવું લાગવા માંડયું અને જેમ બને તેમ જલદીથી તેને ઘરમાંથી દુર કરી તેનો નાશ કરવાના પ્રયત્ન શરૂ થયા. પુરૂષોએ તેમના મૃતક શરીરને ફચકચાવીને બાંધ્યું અને સ્મશાનમાં બાળીને રાખ કરવા સારૂ ઉપાડી ચાલવા માંડયું. તે વખતે જોઇ લ્યો ! સ્ત્રીઓની ધમાલ, જાણે તેને ઘરમાં રાખી મુકવું કેમ નહિં હોય ? તેમ લાંબા લાંબા હાથો કરી, મોટા બરાડા પાડી, લાજ અને મર્યાદાને છાપરે મુકી છાતી ખુલ્લી મુકી, ભર બજારમાં અને હજારો લોકોની સમક્ષ, રડી કુટીને કોલાહળ મચાવી મુકયો કે જાણે ખરેખરૂં તો તેઓનેજ લાગ્યું છે, પણ આ બધો ઉત્પાત સાડાત્રણ દિવસનોજ હોય છે. મરેલું માણસ કદિ પાછું આવવાનું નથી કે તેના મૃતક શરીરને રાખી મુકાવાનું નથી એવું સંપૂર્ણ સ્ત્રીઓ જાણે છે, છતાં સ્નેહને લીધે કે પછી લોકોને દેખાડવાને પણ તેમ કર્યા વિના રહેતી નથી. જો કે પોતાનો નિકટનો સ્નેહી મરી જાય, તો હરકોઇને દિલગીરી તો ઉપ્તન્ન થાયજ, પણ તે દિલગીરીને નિર્લજ દેખાવમાં રજુ કરી નિંદા પાત્ર થવું એ બહુ હલકું દેખાડનારૂં ગણાય છે.

શેઠ મરી ગયા તેજ દિવસથી ન્યાતની સ્ત્રીઓ જાણે મોસમ જાગી હોય તેમ સવાર સાંજ રડવા કુટવાને એકઠી થવા લાગી અને ઘરના માણસોને જાણે રડાવવાને આવતાં હોય તેમ થવા લાગ્યું. ઘરના માણસો કાંઇ આખો દિવસ રડતા અને કુટતા બેશી રહેલા હોતા નથી, પણ તેઓ આવીને સામું બેસે એટલે તેમને રડયા વિના ચાલતુંજ નથી.

આ પ્રમાણે થોડાક દિવસ રડવા કુટવાનું કામ જોરમાં ચાલી, પછી ધીમે ધીમે થંડુ પડી ગયું. શેઠ કાંઇ પાછા આવવાનાએ નહોતા અને આવ્યા પણ નહિ. આખરે રડી રડીને પોતાની મેળેજ થાકયા. કહેવત છે કે "થાકે ત્યારે પાકે, વાર્યું નહિ કરે પણ હાર્યું કરે;" તેમ થયું.

એક તરફ જ્યારે આવી રીતે રડવાનું કામ ચાલતું ત્યારે બીજી તરફ મોદિક મિષ્ટાનની પણ તૈયારી ચાલતી. બે ત્રણ દિવસ બારમા તેરમા ચઉદમા વીગેરેને નામે સારી રીતે મનમાનતી રીતે જમ્યા, પણ જમતી વખતે પેલી દેખાતી દિલગીરી કોણ જાણે કયાં સંતાઇ ગઇ હતી તે જણાતું નહોતું. એ તો રડી રડીને આંખોપર ગરમી ચડી ગઇ હશે તે ખાસા ઘી દુધના તર મલીદા ખાઇ થંડક કરતા હશે !

ખાઇ પીને સર્વ સગાં વહાલાંઓ પરવાર્યા. વીલમાં લખ્યા પ્રમાણે સગાંઓને જે કાંઈ આપવાનું હતું તે અપાયું. શીરપાવ મળ્યા એટલે તેઓની દિલગીરી દર્યામાં ડુબી ગઇ. સર્વે પોતપોતાને ગામ અને ઘેર વિદાય થયા અને હવે રહ્યાં એકલાં પેલાં દીલગીરીમાં ડુબેલાં દીવાળી શેઠાણી. તેઓને ઘર સુનું સ્મશાન જેવું લાગવા માંડયું કેમકે ઘરમાં કોઇ વાત કરવા જેવું પણ માણસ રહ્યું નહોતું. ડોસા મરી ગયાને બહાને અને ખાવા પીવાને સારૂ સર્વે પડયા પાથરા રહેતા, પણ ખાવાનું ખલાશ થયે ચલીઓ ઉડી જાય તેમ સૌ પોતપોતાને ઘેર વેરાઇ ગયા.

આ પ્રમાણે દિવાળી શેઠાણી સીઝાઇ સમડાઇને પોતાનો કાળ વ્યતિત કરવા લાગ્યા. પૈસો તો ઘણોએ હતો, પણ માણસ વિના એ પૈસો તેમને ઝેર જેવો લાગતો હતો. શેઠને મરી ગયાને લગભગ અગીયાર મહિના થવા આવ્યા એટલે તેમનું વર્સી ! હવે વાળવું જોઇએ એવો વિચાર દિવાળી શેઠાણીનો થયો.

વર્સી વાળવાનું એટલે બીજું કાંઇ નહિં, પણ વળી પાછા અધુરા રહેલા મોદિક મિષ્ટાન ઉડાવવાના અને મુવેલાને નામે તાગડધીન્ના કરવાનું તેજ. ઘણાઓ એમ સમજે છે મુવેલાની મરણ તિથીએ સારૂં સારૂં જમવાથી મુવેલાને તે પહોંચે છે, તેથી તેમની તૃપ્તિ થાય છે અને તેથી તેઓ ખુશ થાય છે. આ પ્રમાણે બ્રાહ્મણોને પણ જમાડવાથી તે મરેલાને પોંહોચે છે, એવી માન્યતા મિથ્યાત્વી સહવાસથી ભોળા લોકોના હૃદયમાં પેસી જાય છે, પણ તેઓ એમ નથી સમજતા કે પાસે બેઠેલા બાપને છોકરાના ખાવાથી તૃપ્તિ થતી નથી, તો કોણ જાણે કઇ યોનિમાં ભ્રમણ કરતા મુવેલા બાપને શી રીતે તૃપ્તિ થતી હશે તે તેઓ ભુલી જાય છે અને ફકત પોતાના પેટની તૃપ્તિ કરવાને અને જીભને લ્હાવો લેવાડવાને મુવેલાં માણસોને વચમાં વિના કારણે આડે લાવી વગોવે છે.

શેઠાણીએ પાછાં દિકરી, જમાઇ, ભાણેજ વિગેરે સગાંઓને તેડાવ્યાં, તેઓ આવ્યાં અને પાછું ઘર ચીકાર ભરાઇ ગયું. લાડુની તૈયારી પણ શરૂ થઇ અને લોકદેખડામણા બાઇડીઓના બેદબ રાગડાઓ પણ શરૂ થયા.

આ તરફ **સુમતિચંદ્ર** કે જે બહુ ડાહ્યો અને વિચારવંત હતો અને જેને આવા વિના કારણોના પેટપૂજાના ખરચો તરફ બહુ તિરસ્કાર હતો, તે એક બાજુ બેઠો બેઠો કંઇ કંઇ વિચારમાળામાં ગુંથાઇ રહ્યો હતો. તેને યાદ આવ્યું કે મામાએ શુભ માર્ગે ખરચવાને જે રૂપીઆ વીલમાં જણાવ્યા છે તેનો તો હજુ કશોપણ ઉપયોગ થયો નહિં અને આ ખાનીપીનીમાં ગુલતાન થયેલાઓ તે વાતને યાદ પણ કરતા નથી, પણ આ પ્રસંગે સર્વે એકત્ર થયા છે, તો વિચાર કરવાનો ઠીક સમય છે, એમ ધારી તેણે બીજા ત્રસ્ટીઓને તથા દીવાળી શેઠાણીને બોલાવ્યાં એટલે તેઓ આવ્યાં.

**સુમતિ**–મામી, મામાએ વીલમાં જણાવેલા શુભમાર્ગે ખરચવાના રૂપીઆનો હજી આપણે કંઇ પણ ઉપયોગ કર્યો નથી,

તો હવે એ રૂપીઆ ક્યાં અને કેવી રીતે વાપરવા તેનો વિચાર કરવા મેં તમને બોલાવ્યા છે અને તે આપણી ફરજજ છે. એ રૂપીઆનો ઉપયોગ તુરતજ થવો જોઇએ પણ તેને બદલે લગભગ વરસ દિવસનો ગાળો વીતી ગયો, છતાં આપણે કાંઇ કર્યું નહિં. ધર્મનાં કામ પાંગળા હોય છે. તેને ચલાવીએ ત્યારે ચાલે છે, માટે હવે શું વ્યવસ્થા કરવી તે જણાવો.

**દીવાળી**—ભાઇ, શેઠની યાદગીરી કાયમ રહે એવે કોઇ માર્ગે પૈસા વપરાય તો સારૂં, કેમકે તેમ થવાથી શેઠના ખરી મહેનતના કમાણીના નાણાંનો સદ્ઉપયોગ થયેલો ગણાય !!

**ખુશાલચંદ**—"એ રૂપીઆમાંથી આખું ગામ જમાડવું. તથા આપણી ન્યાતનું પંચ ( ચોખડું ) જમાડવું, ગામ લોકને એક દિવસ અને ન્યાતીલાને બે દિવસ જમાડવામાં લગભગ રૂપિયા આઠ દસ હજાર ખરચ થશે અને તેટલા રૂપીઆ એ છેજ, તો એમ કરવાથી ગામમાં તથા ન્યાતમાં વાહવાહ થશે અને શેઠનું નામ હંમેશને માટે યાદગાર થશે."

**પાનાચંદ**—"એ મને પસંદ નથી કેમકે માત્ર એક કે બે દિવસના જમણમાં નજીવા જીભના સ્વાદને ખાતર દશ હજાર રૂપૈયાનો ધુમાડો ઉડાવી મટોડું બનાવવું, એથી કાંઇ હમેશને માટે યાદગીરી કાયમ રહે એવું મારી ધ્યાનમાં ઉતરતું નથી. લોકો ખાઇ જશે તેટલીજ વાર સારૂં કે નરસું, કલાક બે કલાક કે એક દિવસ ગામ ગપાટા મારશે. "ખાધું ને મોં ખાલી, તમામ અમુન ચીજ નર્ક કુંડમાં ચાલી" અથવા કેટલાક વિઘ્ન સંતોષીઓ અને કાગવૃત્તિવાળા તેમાંથી ખામી શોધીને તેની ઉલટી નિંદા પણ કરે છે, માટે એના કરતાં તો એ રૂપીઆમાંથી ગામમાં એક નવું મંદિર બનાવવું અગર કોઇ અવ્યવસ્થિત મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવો અથવા આપણા ગામના મંદિરમાં ચાંદીના કમાડ તથા આરસ વીગેરે જડાવવામાં ખરચ કરવો એવી મારી ધ્યાન પહોંચે છે કેમકે એમ કરવાથી હમેશને માટે નામ પણ કોતરાઇ રહેશે અને લોકો ધર્મધ્યાનમાં પણ ઉત્સાહી થશે."

**મોતીચંદ**—પાનાચંદ, તમે કહો છો તે વ્યાજબી છે. આપણાં શાસ્ત્રોમાં પણ તીર્થોદ્ધાર, જીર્ણોદ્ધાર, મંદિર બાંધવા, પ્રતિષ્ટા કરાવવી, ચતુર્વિધ સંઘને દાન, શાસ્ત્રોદ્ધાર, જીનપૂજા, જીનપ્રતિમા વીગેરેમાં દાન કરવાથી મહા પુન્ય પ્રાપ્ત થાય છે તથા યશ પણ મળે છે એવુ જણાવેલ છે, પણ હવે એ નાણાં આપણે કયે માર્ગે વાપરવાં એજ વિચાર કરવાનો છે. હાલમાં કયે માર્ગે દાન કરવાથી ધર્મનો મહિમા વધે, જાગૃતિ ઉત્પન્ન થાય અને કોમનું કલ્યાણ થાય એ જોવાનું છે. મંદિર બંધાવવું કે જીર્ણોદ્ધાર કરાવવો એ પણ કાંઇ ખોટું કાર્ય નથી, પણ આજે જમાનો કાંઇ જુદોજ આવી રહ્યો છે. અફસોસ ! સાથે મારે કહેવું પડે છે કે હાલમાં સંખ્યાબંધ મંદિરો અપૂજ્ય પડી રહે છે. તીર્થસ્થળ ઉપર અને ગામોમાં હુંપદ અને હોંસાતોસીના ચક્રમાં પડેલા બંધુઓ લડી વઢીને પરવારતા નથી. કેટલાક બંધુઓ તો મંદિર છતાં મુદ્દલ દર્શન પણ કરતા નથી. પોતે જૈન છે એટલુંજ માત્ર જાણે છે, પરંતુ જૈન એટલે શું ? એવો જો માત્ર ટુંકો સવાલજ તેમને પુછો, તો ખાસા માટીના પુતળા જેવા ટગર મગર જોયા કરવાના. જવાબ શું આપે ? કાંઇ શીખ્યા હોય કે શાસ્ત્ર નજરે પણ નિહાળ્યાં હોય ત્યારે કેની? મંદિરો તો લાખો અને કરોડોની કિંમતના બનેલા હાલ મોજુદ છે, પરંતુ તેની વ્યવસ્થા કરનાર કે ભક્તિથી પુજન કરનાર કોઇ ભાગ્યેજ હોય

**श्रीमान शेठ लक्ष्मीचंद्रजी रईस व जमींनदार,**
**बमराना ( ललितपुर )**

( ઉત્સાહી પ્રેમી પ્રતિષ્ઠિત શ્રીમાન ગૃહસ્થ )

**मास्टर दीपचंदजी परवार, नरसिंहपुर, सी. पी.**

( મુંબાઈ દિ. જૈન કોન્ફરંસના ઉપદેશક અલાહબાદ જૈન બોર્ડિંગના સુપ્રીટેન્ડેંટ તથા ગુજરાતમાં ધર્મ જાગૃતિ કરનાર ઉત્સાહી બંધુ. )

**श्रीमती चतुरबाई, गुंजोठी ( सोलापुर )**

(સોલાપુરમાં રૂ ૧૧૦૦૦)ના ખરચે પોતાની હયાતિમાં પોતાના નામથી શ્રાવિકાશ્રમ ખોલનાર ધર્મપ્રેમી, ઉદાર અને વયોવૃદ્ધ વિધવા બાનુ )

**श्रीयुत भूपालराव आप्पाजी जीरगे–कोल्हापुर.**

(દક્ષિણ મ. જૈન કોન્ફરંસના પ્રમુખ મેમ્બર અને કોલ્હાપુર બોર્ડિંગમાં ભવ્ય મંદિર નિર્માપિત કરનાર ધર્મપ્રેમી શ્રીમાન ગૃહસ્થ.

JAIN PRESS SURAT

છે. આમ થવાનું કારણ તપાસીશું તો ચો-ખ્ખુંજ જણાશે કે કોમમાં અજ્ઞાન રૂપી અંધકાર સજ્જડ ફેલાયલો છે. અને એ અજ્ઞાનતા દુર થઇ જ્ઞાન રૂપી દીપક જ્યાં સુધી પ્રકાશમાન થાય નહિં, ત્યાં સુધી ગમે તેટલા મંદિર બનાવો કે હજારો રૂપીઆ ખરચી જીર્ણોધ્ધાર કરાવો, પણ ધારેલી ઉમેદ કદી પણ ફળીભુત થઇ શકે નહિ, કેમકે અજ્ઞાનતામાં આરૂઢ થયેલા અભણ જૈનો તેનો લાભ કેવી રીતે લઇ શકે ? માટે તેવાઓને જ્ઞાન પ્રાપ્ત કરાવવા માટે કેલવણી અને વિદ્યાદાનમાં પૈસાનો ઉપયોગ થવો જોઇએ.

**સુમતિચંદ્ર**—મારા મનમાં પણ એજ હતું. મોતીચંદ ! તમારા વિચાર મને તો પસંદ પડયા, પણ આપણે બધાનો એકમત કરી વ્યવસ્થા કરવી જોઇએ.

સુમતિચંદ્રે પાસે બેઠેલા સર્વેને પુછ્યું-"તમારો બધાનો શું વિચાર છે! મોતીચંદે જે વિચાર જણાવ્યા, તે તમોને પસંદ પડયા કે નહિં ?"

સર્વેએ પણ હા કહી, અને સુમતિચંદ્રને કહ્યું કે-" કેટલા કેટલા રૂપીઆ અને કયા કયા ખાતામાં વાપરવાં તે તમોજ જણાવો."

**સુમિતચંદ્ર**—" એ રૂ. ૧૦૦૦૦)નું સ્થાયી ફંડ રહેવા દેવું અને તેનું વ્યાજ ઉત્પન્ન કરવું અને તે વ્યાજ ચતુર્વિધદાન (આહારદાન, અભયદાન, ઔષધદાન, શાસ્ત્રદાન) ખાતે વાપરવું. હાલમાં વધુ જરૂર શાસ્ત્રદાનની છે. કેલવણી અને ધર્મજ્ઞાનના અભાવે આપણો સર્વોત્તમ જૈન ધર્મ હીન દશાએ પહોંચી ગયો છે, તેથી જેમ બને તેમ શાસ્ત્રોદ્ધાર કરાવી શાસ્ત્રદાન કરવું. હાલમાં પૈસા ખરચી શાસ્ત્ર ખરીદ કરે એવી આપણા ઘણા ખગ આળસુ જૈનોમાં ઉલટ નથી, તેથી જેમ બને તેમ મફત વાંચન પુરૂં પાડવું અને તે માટે વ્યાજમાંથી અડધા રૂપીઆ દર વર્ષે શાસ્ત્રદાન પાછળ એવી રીતે ખરચવા, કે એ રૂપીઆમાંથી દર વર્ષે એક ઉપયોગી પ્રાચીન શાસ્ત્રનું ગુજરાતી ભાષાંતર કરાવી તેની ૨૦૦૦ પ્રતો બાળબોધ લીપિમાં બહાર પડાવવી અને તેનું નામ શેઠ "કસ્તુરચંદ ગુલાબચંદ સ્મારક ગ્રંથમાળા" "એવું આપવું અને પછી દર વર્ષે તેના મણકાઓ (નંબરો) બહાર પાડવા, અને તેમાંથી ૧૫૦૦ પ્રતો 'દિગંબર જૈન' પત્રના ગ્રાહકોને ભેટ આપવા માટે મોકલી દેવી કે જેથી વિના પોસ્ટેજે આખા હિંદુસ્તાનમાં ગામેગામ ને શેહેરે શેહેર વહેંચાઇ જાય એટલે શેઠનું નામ તથા કીર્તિ અમર રહે અને શાસ્ત્રદાનનું અગાધ પુણ્ય પ્રાપ્ત થાય, તેમજ ૫૦૦ પ્રતો વધે તે પછી આપણી ન્યાતમાં ઘરદીઠ એકેક વહેંચી દેવી. તેમ વળી મારો વિચાર એવો પણ છે કે દરેક વર્ષે તેમની સ્મારક ગ્રંથમાળામાં તેમનો ફોટો અને ટુંક પરિચય આપતા રહેવું. આ પ્રમાણે અડધા રૂપ્યાની વ્યવસ્થા કરવી અને બાકીના અડધામાંથી ગરીબ, નિરાશ્રિત અને અપંગ એવા લોકોને કેળવણી અને આહારદાન આપવું અથવા તેવાં ખાતાંઓમાં મદદ પોંહાચાડવી તથા ગરીબ નાચારોને મફત દવા પુરી પાડવાનાં ખાતાં હોય, તેમાં મદદ કરવી તથા આફતમાં ફસી પડેલા જીવોને ઉગારવાના કામ (અભયદાન)માં વાપરવા, તથા જ્યાં ધાર્મિક કેળવણી અપાતી હોય એવાં ખાતાંઓ જેવાં કે બ્રહ્મચર્યાશ્રમ, જૈન અનાથાશ્રમ, શ્રાવિકાશ્રમ, સ્યાદ્વાદ મહાવિદ્યાલય તથા બોર્ડિંગો અને પાઠશાળાઓમાં પણ મદદ કરી એ અડધા વ્યાજનો ઉપયોગ કરવો."

સુમતિચંદ્રની વાત સર્વેને પસંદ પડી, અને એજ પ્રમાણે વ્યવસ્થા કરવાનું નક્કી કરી સર્વે છુટા પડયા.

---

# मानासिक व्याधि.

( લેખકઃ—રા. હરજીવન રાયચંદ શાહ આમોદ)

હાલના વખતમાં ઠામ ઠામ શારીરિક વ્યાધિયોને માટે સરકાર તરફથી તેમજ પરોપકારી ગૃહસ્થો તરફથી મોટી સંખ્યામાં જૂદા જૂદા પ્રકારનાં દવાખાનાં અનેક પ્રકારના સાધન અને સગવડ સાથે ઉભાં કરવામાં આવે છે, જેથી પ્રજાજન રોગ મુકત થઇને અનેક પ્રકારના આશિર્વાદો વર્ષાવે છે ત્યારે તેવા વખતમાં એક એ વિચાર પણ ખાસ કરવા જેવો છે કે શારીરિક વ્યાધિની પેઠે માનસીક વ્યાધિ જેવું કાંઇ છે કે નહીં ? જો હોય તો તેના ઔષધોપચાર હોઇ શકે કે નહીં ? જો હોઇ શકે એમ સભવત હોય તો તે માટે શું શું કરવા જેવું છે, એ સર્વે બાબતોનો વિચાર કરવો આવશ્યક છે.

પ્રથમ માનસીક વ્યાધિ કોને કહેવો ? એ નકકી થવું જોઇએ. જયારે શરીરમાં વિકાર ઉત્પન્ન થાય છે ત્યારે તેને શારીરીક વ્યાધિ કહેવામાં આવે છે ત્યારે મનના વિકારોને માનસીક વ્યાધિ કહેવામાં કાંઇ વાંધો આવે એવું જણાતું નથી અને કામ, ક્રોધ, મોહ ઇત્યાદિ જેને આપણે મનોવિકારો કહીએ છીએ તે બધા માનસીક વ્યાધિયોજ છે એમ નકકી થાય છે. આ માનસીક વ્યાધિયોથી સમાજના ઘણા ખરા માણુસો હાલ અનેક પ્રકારનાં દુઃખ ભોગવતા માલમ પડે છે. અને ઘણાખરા શારીરિક વ્યાધિયો થવાનું કારણ ઘણીવાર માનસીક વ્યાધિયોજ હોય છે એટલુંજ નહીં પણ શારીરીક વ્યાધિયો દૂર કરવાને માટે ઘણીવાર મનને નિર્વિકારી રાખવાની ખાસ અગત્ય પડે છે, છતાં પણ આશ્ચર્ય જેવું તો એ છે કે જયારે અનેક માણુસો પોતાના શારીરિક રોગોને માટે તેમજ પોતાનાં વાહાલાં બાળબચ્ચાંના શારીરિક વ્યાધિયોને માટે ફરીયાદ કરતાં સાંભળીયે છીએ; ત્યારે કોઇ પણ માણુસ અથવા કોઇ પણ બાળકની મા કે બાપ પોતાને અથવા પોતાના બાળકને અમુક પ્રકારનો માનસીક વ્યાધિ થયો છે એવી ફરીયાદ કરતુંજ નથી. અને ફરીયાદજ નથી ત્યાં પછી તેના ઔષધોપચારની પૂછપરછનો તો સવાલજ કયાં રહ્યો ! આ સ્થીતિમાં મારા જૈન બંધુઓનું હું ખાસ લક્ષ ખેંચું છું કે હાલમાં જેટલા ઉપદેશકો સમાજ સુધારણાનું અથવા ધર્મોપદેશ કરવાનું કામ કરે છે, તેમણે પહેલાં જૈન સમાજના મોટા વર્ગમાં જે માનસીક વ્યાધિયો પેસી ગયા છે તેને નિર્મૂળ કરવાનો ખાસ પ્રયત્ન કરવો જોઇએ છે. કેમકે નિર્વીકારી મન હોય છે તેમાંજ ધર્મના અને પરોપકારના સંસ્કારો જોઇએ તેવા પડી શકે છે, અને તેઓજ કાંઇ પણ કર્તવ્ય કરી શકે છે. વળી **मनएव मनुष्याणाम् कारणं बंध मोक्षयोः** એ વાકય પ્રમાણે તેમજઃ—

**'મન ગયા તો સબ ગયા મનપેં સર્વ મદાર'**

એ વાકયાનુસાર મન ઉપરજ સંસારનો બધો આધાર છે. અને માનસીક વ્યાધિયોનું મુખ્ય ઔષધ ઉપદેશજ છે પણ ઉપદેશ એ શબ્દ લખવામાં તેમજ બોલવામાં જેટલો સેહેલો અને સરળ છે તેટલો. તેનો ઉપયોગ કરવો સેહેલો નથી, ઉપદેશકો કેવા જોઇએ ! ઉપદેશ કરવાની શૈલી કેવી જોઇએ અને ઉપદેશ સભાઓ ભરીને કરવામાં આવે છે તે ઉપરાંત માણુસે તેની નાડ (!) તપાસીને પણ ઉપદેશ કરવો જોઇએ. વળી કેટલીએક વખત સમુદમાં ઉપદેશ કરવાને બદલે એકાંતમાં ઉપદેશ કરવાની ખાસ અગત્ય છે.

આ મહત્વના અને ગંભીર સવાલની બાબતમાં અત્ર માત્ર આ લેખથી સાદી સુચનાજ આપવી યોગ્ય ધારી

છે. અનુભવથી આપણે જાણીયે છીએ કે જૈન વર્ગમાં તેમજ ઇતર વર્ગમાં પણ અનેક પ્રકારના કલેશ કંકાશ તેમજ દુર્ગુણો જોવામાં આવે છે. અને તે સઘળું માનસીક વ્યાધિયોનેજ આભારી છે. છેકજ પ્રાચિનકાળથી તે આજ સુધી એવાં દવાખાનાં જેવાંકે દેવાલયો, મંદિરો, ભટ્ટારકો, પંડિતો, ઉપદેશકો અને બ્રહ્મચારીઓના રૂપમાં—ચાલતાં આવેલાં છે, પણ કાળે કરીને જેમ દરેક વસ્તુનું સ્વરૂપ ફેરવાઇ જાય છે તેજ નિયમ પ્રમાણે આ સર્વેનું રૂપ ફેરવાઇ ગયું છે. અને હું ચોકશ કહું છું કે જ્યાં સુધી મનની ભૂમીકા જોઇએ તેવી તૈયાર નહીં થાય ત્યાં સુધી જેમાં ધર્મ અને પરોપકારના કરેલા ઉપદેશોની અસર થવાની નથી એટલુંજ નહીં પણ ઐહિક તેમજ પારલૌકીક કલ્યાણ પણ સાધી શકાવાનું નથી. મારો નમ્ર અભિપ્રાય એવો પણ છે કે જેવી રીતે પુનામાં લોક માન્ય ગોપાલ કૃષ્ણ ગોખલેએ "સર્વન્ટસ ઓફ ઇન્ડીયા સોસાયટી" નામનો વર્ગ ઉઘાડયો છે તેવીજ રીતનો માનસીક વ્યાધિયો દૂર કરવાને માટે વૈદ્યો તૈયાર કરવા સારૂ એક વર્ગ ઉઘાડવાની જરૂર છે, અને તેમાં નવા જમાનાને અનુસરીને પદ્ધતિ પુરઃસર શિક્ષણ આપી વૈદ્યો (ઉપદેશકો) તૈયાર કરવાની જરૂર છે. આ યોજના અમલમાં મૂકવાની કેટલીક અગત્ય છે, તથા તેથી ભવિષ્યમાં કેવા કેવા લાભો થવાનો સંભવ છે તે યથાર્થ રીતે સમજાવવા સારૂ એક નાનુ સરખું પુસ્તક છપાવી બહાર પાડવા જેવું છે, અને તે પુસ્તકમાં આ વિષયના ઘણા પેટા ભાગો પાડી તે ઉપર ઘણું ઉપયોગી લખાણ લખી શકાય એમ છે. હું આશા રાખું છું કેઃ— આ વિષયને ઇતર ભાષામાં પ્રગટ થતાં સ્વધર્મી અને બીજાં જાહેરપત્રો ઉપાડી લેશે. અને કોઇ સમર્થ લેખક મારી સૂચનાને અનુસરીને થોડા વખતમાં એકાદ નિબંધ લખી બહાર પાડશે.

## શા માટે મિત્રતા તૂટે ?

૧ સરળ પરીણામથી નહિ વર્તવાથી.

૨ પૈસાના વ્યવહારથી.

૩ દરેક બાબતમાં સંશય વૃત્તિ રાખવાથી.

૪ સ્વકૃત્ય વિષે વ્યર્થ અભિમાન કરવાથી.

૫ નાની નાની બાબતોમાં મન ઘાલીને તેનોજ વારંવાર વિચાર કરતા રહેવાથી.

૬ સ્વાર્થ માટે અથવા પોતાના લાભ માટે અન્ય પુરૂષની કીર્તિને કલંક લગાડવાને નિશંકપણે મચ્યા રહેવાથી.

૭ મિત્રોની પાછળ તેઓની નિંદા અગર હાંસી કરવાથી.

૮ આપણા મિત્રોના ઘરમાંની ગુપ્ત વાતો અન્ય લોકોને કહેતા ફરવાથી.

૯ આપમતલબીપણાથી અથવા કુટિલ પરીણામોથી.

૧૦ આપણા મિત્રોએ આપણને માન આપવું અને આપણાજ ગુણની પ્રશંસા કરવી એવી ઇચ્છા કરવાથી.

૧૧ મૈત્રી માટે મિત્ર સમાગમમાં વખત ગળવો એટલે નકામો વખત ગુમાવવો એમ સમજવાથી.

૧૨ સ્નેહ એ પરસ્પર સેવા બજાવવાનું એક અપૂર્વ સાધન છે એમ નહિ જાણતાં તે માત્ર ચેન ઉડાવવાનો એક માર્ગ છે એવી ભાવના રાખવાથી.

૧૩ આપણા અંતરંગના દ્વારો પૂર્ણ રીતે મોકળા કરીને લોકોને તેની અંદર લેવાની કોશીસ નહિ કરવાથી.

૧૪. અસભ્ય, કુત્સિત, માર્મિક અથવા મનને ખોટું લાગે એવા હેતુથી ઉપહાસકારક વચન બોલવાથી.

૧૫ સ્નેહનો પ્રધાન પાયો પૂર્ણ અને સરળ વિશ્વાસજ છે એ ભૂલી જવાથી.

૧૬ ફક્ત ઉપરા ઉપરી વાતોથી સ્નેહ વૃદ્ધિ ન પામતાં અંતરંગ સેવાથીજ તેનો વિકાશ થાય છે એ તરફ દુર્લક્ષ્ય કરવાથી.

૧૭ વારંવાર બીજાની મદદની માત્ર આશા રાખવી, પણ જ્યારે બીજાને આપણી મદદની જરૂર હોય ત્યારે બહુ જરૂરી કામ હોવાથી અગર એક ક્ષણભર પણ ફુરસદ ન હોવાથી.

આ વગેરે કારણોથી મિત્રતા તૂટે છે

"કુસુમ"

# जैन संस्थाओ

(લેખક—મી૦ માવજી દામજી શાહ, મુંબાઇ)

સૃષ્ટિમાં દિનાનુદિન અમુક અમુક હદે આગળ વધવા માટે બંધારણ કરવામાં આવતું જણાય છે. તેના આ સમયની અપેક્ષાએ જો લાભાલાભ તપાસવા યત્ન કરીયે, તો પ્રથમ કોટિ આપણને અધિક પ્રમાણમાં દૃશ્ય થશે; એ સ્વાભાવિક છે. આપણે વર્તમાન સ્થિતિનું અવલંબન કોના પ્રતાપે કરીયે છીએ તે તરફ દૃષ્ટિપાત કરશો, તો જણાઇ આવશે કે આપણા વિદેશીય પાશ્ચિમાત્ય બંધુઓએ આપણા દેશમાં વાસ કરીને નવીન શૈલીઓ શિખવાડી છે તેઓનાં અત્રે વસવાટ દરમ્યાનજ હાઇસ્કુલ, કોલેજ, લાઇબ્રેરીઓ, ઉદ્યોગગૃહો અને કળાભવનો ખુલવા પામ્યાં છે, એટલુંજ નહિં, પરંતુ ટુંક સમયમાં એક સ્થળેથી બીજે સ્થળે વિજળીની માફક સંદેશો મોકલવાનું સામર્થ્ય, પણ તેના અનુકરણ અને પ્રતાપનેજ આભારી છે. આપણા હિંદમાં પહેલ વહેલાં લોર્ડ મેકોલેએ ઇંગ્લીશ કેલવણી ફેલાવવાનું બીજ રોપ્યું અને તેના પ્રતાપે આપણે કાર્યદક્ષ થયા હઇએ તો તે સત્યજ છે. જો કે હાઇસ્કુલો, કોલેજો, લાઇબ્રેરીઓ તેમજ ઉદ્યોગગૃહો પ્રાચીન સમયમાં નહોતાંજ, એમ મ્હારે કહેવાનું કંઇ પણ પ્રયોજન નથી. અલબત તે તમામ હતાં, પરંતુ કાળક્રમે તે સર્વે બે ત્રણ સૈકડામાં જીર્ણ પ્રાયઃ થઇ ભાંગી તૂટી ગયા હતાં. શબ્દાંતર વડેજ તે તમામને આપણે જાણવા માંગીએ, તો વિશ્વવિદ્યાલય, પાઠશાળા, વિદ્યાશાળા, મઠ, પુસ્તકશાળા, વગેરે તેને કહેવામાં આવતાં હતાં. હાલ પણ કહેવામાં તેમજ આવે છે, પરંતુ સુધરેલી પદ્ધતિ મુજબ તેમાં પહેલાની સંસ્થાઓની સ્થિતિ કરતાં અત્યારે ઘણો ફેરફાર થવા પામ્યો છે. લગભગ સો બસો કે ત્રણસો અને બહુતો ચારસો વરસો દરમ્યાન અનેક મુસલમાન પાદશાહો થઇ ગયા. અલાઉદીન ખુની જેવા કેક રાજાઓ થઇ ગયા કે જેણે જૈન દેવાલયો, શિવાલયો, પુસ્તકશાળાઓ બાળી રાખ કરી નાંખ્યા, કેક સપટ દપટ કરી નાંખ્યાં, એટલુંજ નહિં પણ કંઇ નિશાની જોવા પામીયે તેવી સ્થિતિ પણ આપણા માટે રાખી નથી. તેઓનાં સમયમાં એક બીજાને મારી નાંખવા એ તો ઘણું સુલભ હતું. આવો વિકરાળ રૂપ સમય પસાર થતાં બ્રીટીશ સરકારના ન્યાયી શાસનમાં આપણે સર્વ કોઇ આવી વસ્યા છીએ. આવા શાંતિમય રાજ્યમાં આપણું કોઇ નામ લેનાર નથી એ આપણે કેટલું હર્ષ પામવા જેવું છે? તે સ્વયં વિચારશો. હવે આવા સમયમાં આપણે પણ યુરોપીય વિદ્વાનોની માફક નવાં નવા ઉન્નતિ સાધક ખાતાઓ ખુલ્લા મૂકવાની અગત્ય છે. જો કે આપણામાં અનેક ખાતાંઓ જોવામાં આવે છે. છેલ્લાં બે ત્રણ વરસો મૂકી દઇને આપણા દિગંબરી, શ્વેતાંબરી અને સ્થાનકવાસી બંધુઓમાં જેવી રીતે શ્રીમતી કોન્ફરંસ દેવી અનેક ઉત્કર્ષનાં કાર્યો કરતી જોવામાં આવે છે, તેવાં ખાતાંઓ સૃષ્ટિમાં દિગંત સુધી પોતે

ફેલાય અને ચિરકાળ સુધી દિનાનુદિન ચડતી કળાએ પહોંચે, એવું કાર્ય કરવાની હજુએ ઘણી આવશ્યકતા છે. અત્યારે સામાન્ય રીતે જોઇએ તોજ જણાઇ આવશે કે આપણી જૈન કોમનાં ખાતાં સ્થાપન થતી વખતે સિંહ માફક શૂરવીરતા બતાવે છે, પણ થોડો સમય ગયા પછી શિયાળની માફક અને કંઇક વધારે સમય ગયા પછી ગળીયા બળદની માફક અને અંતે **मूलं नास्ति कुतः शाखा** એ સ્થિતિમાં આવી પડે છે. સજ્જનો! આ જાણી આપ સ્વયં વિચારશો કે આપણે હજુ કેટલો સમય સત્કાર્ય કરવાની પાછળ પસાર કરવાની જરૂર છે? આપણામાં અનેક પ્રકારની દુર્બળતા જોવામાં આવે છે, તે બધી ક્યારે દુર કરવામાં આવશે, અને ખરેખરા કાર્યદક્ષ યુરોપીયન બાંધવોની માફક તેઓનો એકજ ગુણ લઇને કાર્યમાં મચ્યા રહેવાની રીતોસોરી ક્યારે સમજીશું? એ ખરેખર ચિંતનીય છે. આશા છે કે આપણા માન્યવર અગ્રેસરો જે જે ખાતાંઓ ખોલે, તેમજ જે જે ખાતાંઓને નભાવવાનું માથે લે છે તે તે સર્વે "યાવચ્ચંદ્ર દિવાકર" સૃષ્ટિમાં જયવંત વર્તો. ઈત્યલં.

## महात्मा दादाभाइना अमुल्य नियमो.

મહાત્મા દાદાભાઈ નવરોજજીનું નામ હિંદી પ્રજાના હૃદયમાં કોતરાઇ રહ્યું છે. એ મહાત્મા જેવી ભારતવર્ષની અપૂર્વ સેવા બીજા કોઇપણ હિંદીવાને ભાગ્યેજ બજાવી હશે.

મહાત્મા દાદાભાઇની જન્મગાંઠને દિવસે મુંબાઇના એક વર્તમાન પત્રના અધિપતિ તેમને અભિનંદન આપવા ગયા હતા, તેઓ શ્રું મી૦ દાદાભાઇએ સન્માન કર્યું, અને ધન્યવાદ આપ્યો. એ જોઇ અધિપતિ સાહેબને આનંદ થવા ઉપરાંત આશ્ચર્ય પણ થયું, કારણકે ૮૬ વર્ષના વૃદ્ધ થવા છતાં પણ મહાત્મા દાદાભાઇ હૃષ્ટ, પુષ્ટ, અને પુરતા તંદુરસ્ત ઉપરાંત, આનંદી ચ્હેરાવાળા, ભવ્ય પુરૂષ જણાતા હતા, જ્યારે બીજા કેટલાક એટલીજ ઉમ્મરનાં માણસોનાં ડાચાં બેસી ગયલાં, ચામડી ઉપર કરચલીઓ આવી ગયલી, આંખોમાંથી પાણી ગળતું, અને શરીર સુકાઇ ગયેલું જણાય છે. મહાત્મા દાદાભાઇને અધિપતિ શ્રીએ એક પ્રશ્ન પુછયો કે "આપનું શરીર આટલું બધું તંદુરસ્ત રહ્યું છે તેનું કારણ શું?"

મહર્ષિ દાદાભાઇએ હસતે ચ્હેરે સૌથી પહેલાં એજ ઉત્તર દીધો કેઃ—

૧ મ્હેં હજુસુધી કોઇપણ દિવસ દારૂ પીધો નથી

૨ મ્હેં માંસનો સ્પર્શ પણ કર્યો નથી.

૩ મ્હેં કદીપણ તંબાકુ ખાધો, પીધો, કે સુંઘ્યો નથી.

૪ મ્હેં કોઇ દિવસ તીખા તમતમતા મરચાં મસાલાવાળા પદાર્થો ખાધાં નથી.

૫ મ્હેં અથાણાં વિગેરે ખાધાં નથી.

૬ હું હજુસુધી તમો ગુણની પાસે ગયો નથી અર્થાત્ ગુસ્સામાં ખુબ ઉશ્કેરાઇ જઇ મારામારી કે ધમાધમી કરી નથી.

૭ મ્હેં હમેશાં સખત મેહેનત કરી છે અર્થાત્ પુષ્કળ કામ કર્યું છે.

૮ મ્હેં દરેક કામકાજ દરરોજ નિયમિત રીતે કર્યું છે,

આટલું કહેવા ઉપરાંત શરીરના સંરક્ષણને માટે નીચે લખવા પ્રમાણેના દશ નિયમો પણ કહ્યા છેઃ—

૧ સ્થૂલ દેહનું આરોગ્ય એ કાંઇ ખરૂં આરોગ્ય નથી. સ્થૂલ અને સુક્ષ્મ એ બન્ને શરીરો વિકાર રહિત હોવાં જોઇએ.

૨ શરીર, મન અને આત્મા, એ ત્રણેની જેવડે ઉત્તરોત્તર ઉન્નતિ થાય એવાં કામ કરવાં એ આરોગ્યતાનો ખરો નિયમ છે.

૩ આરોગ્ય રહેવાને માટે માત્ર સુખ પૂર્વક ખાવું પીવું એજ નિયમ નથી પણ સદગુણોમાં પ્રવૃત્તિ રહેવી જોઇએ કે જે વડે આયુષ્ય વધે. સર્વેએ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ.

૪ સ્થૂલ અને સૂક્ષ્મ એ બન્ને શરીરને પરસ્પર સંબંધ છે. એ બેમાંથી એક વગર બીજું શરીર ટકી શકતું નથી. સ્થૂલ શરીરને સ્થૂલ અને સૂક્ષ્મને સૂક્ષ્મ ખોરાક આપવો જોઇએ. નિયમિત ખાવું, પીવું એ સ્થૂલનો અને સદગુણ, સદાચાર વિગેરે સૂક્ષ્મનો ખોરાક છે.

૫ તાવ, ખાંસી, ક્ષય ઇત્યાદિ રોગો સ્થૂલ શરીરના અને કામ, ક્રોધ, ઇર્ષા, દ્વેષ, આળસ વિગેરે સૂક્ષ્મ શરીરના રોગો છે.

૬ સાત્વિક આહાર શરીરને નિરોગી રાખે છે અને મનને સત્વ ગુણી બનાવે છે.

૭ તામસી આહાર જેવા કે મદ્ય, માંસ, મદીરા વિગેરે મનને તમોગુણી, દુર્ગુણી અને નીચ બનાવે છે.

૮ પરોપકાર, દયા, ક્ષમા, સ્વાર્થ ત્યાગ, નિર્ભિકતા, ઉત્સાહ, હિમ્મત, સ્વજન વાત્સલ્ય, અને સ્વદેશ સેવા વિગેરે ઉત્તમ ગુણો મનને ઉન્નત બનાવે છે અને શરીરને આરોગ્ય રાખીને આયુષ્ય વધારે છે.

૯ શારીરિક અને માનસિક એ બન્ને પ્રકારની આરોગ્યતા થવાથીજ આનંદ મળે છે, આયુષ્ય વધે છે અને આબરૂ મળે છે.

**મહર્ષિ દાદાભાઇ નવરોજજી**ના આ વાકયો પ્રત્યેક હિંદીવાને પોતાના ઘરમાં લખી રાખવાં જોઇએ. પોતાના ઘરમાં સ્ત્રી, પુરૂષો, અને બાળકોને રોજ એ વાકયો વંચાવવાં જોઇએ અને તે પ્રમાણે વર્તતાં શીખવું જોઇએ. કેટલાક મદ્ય, માંસના શોખીનોએ પણ એ ઉપરથી બોધ લેવો જોઇએ કે ઉક્ત મહાત્માશ્રી **વિલાયત** જેવા થંડા દેશમાં રહેવા છતાં તેઓ કદી પણ મદ્ય, માંસને સ્પર્શ કરતા નહોતા !

આજે 'દિગંબર જૈન'ના નવા વર્ષનો અંક પ્રકટ થાય છે, તેમાં જે જે વાંચક બંધુઓ આ લેખ વાંચે તેમણે મહાત્મા દાદાભાઇના શબ્દો સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવું જોઇએ.

સરૈયા (સુરત)

## सेतवाल भट्टारकनी योजना.

દક્ષિણ તથા વરાડ પ્રાંતમાં સેતવાળ જૈનોની વસ્તી આશરે ૨૦૦૦૦ છે, જેના ભટ્ટારક નામે વિશાળકીર્તિજી ઘણાજ વિદ્વાન હતા પણ તેમના કાળ કરવા પછી હાલ ૨૦ વર્ષ થયાં એ ગાદી ખાલી છે. આ ભટ્ટારકે નક્કી કરેલા પંચના માણુસો અનંતરાજ જોતીબા પાંગલ, દત્તાત્રય અણ્ણા ઘુબણે (સોલાપુર) વગેરે પંચ પણ કાળવશ થવાથી તેમની જગ્યાએ પંચ તરીકે શ્રીયુત નેમીનાથ અનંતરાજ પાંગળ (બાર્સી), બાપુરાવ ખેખંડે (સોલાપુર), પઢેરીનાથ કાશીનાથ, પંઢરપુર, તુળસીરામ જ્ઞાનોબા, ધારાસીવ, તથા નાગોબા તાત્યા કુરકુટ સેતવાલ જ્ઞાતિના ભટ્ટારક પદનો જીર્ણોદ્ધાર કરવા હાલ પ્રયત્ન કરી રહ્યા છે.

સ્વર્ગીય શેઠ ગુલાબસાવજી દ્વારા જૈન બોર્ડિંગમાં આ વર્ષે મેટ્રીકયુલેશન પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થએલા હોંશીઆર વિદ્યાર્થી શ્રીયુત બાલકૃષ્ણ શહાકાર જે પોતે

સંસારમાં વિરકત વૃત્તિથી અને જૈન ધર્મ તથા જૈન સમાજની સેવા કરવા માટે આત્મા પણ કરવાને તૈયાર છે તેને શેઠ ગુલાબસાવજીના દત્તક પુત્ર મોતીલાલજીની સંમત્તિથી પંચના પુરૂષો શ્રીયુત નેમીનાથ અનંતરાજ પાંગળ અને શેઠ વામન મોતીરામ દેવધાબે, સોલાપુરના પંચની સંમત્તિથી સોલાપુર જૈન પાઠશાળામાં ધર્મ શિક્ષણ લેવાને માટે લાવીને રાખેલા છે. શેઠ હીરાચંદ નેમચંદજી દોશીએ પણ બાલકૃષ્ણને પસંદ કર્યા છે અને એમની દેખરેખ નીચે પં. બંસીધરદ્વારા સર્વાર્થસિદ્ધિ, જૈનેંદ્રવ્યાકરણ, ધર્મશર્માભ્યુદય કાવ્ય, ન્યાય દીપીકા વગેરે વગેરેનું શિક્ષણ હાલ ચાલે છે. સ્વર્ગીય ભટ્ટારક શ્રી વિશાળકીર્તિજીનો મઠ (ગાદી) લાતુરમાં છે અને લાતુરની ગાદી ઉપર શ્રીયુત બાળકૃષ્ણ હવે પછી ભટ્ટારક પદ ઉપર સ્થાપિત થશે.

સેતવાળ જ્ઞાતિમાં ભટ્ટારકની સ્થાપના કરવાને માટે હાલ નાગપુર, સોલાપુર, બાર્સી, વૈરાગ, પાંગી વગેરે ગામોમાં ટીપ થઇ છે અને વર્હાડ, દક્ષિણ મહારાષ્ટ્ર વગેરે જ્યાં જ્યાં સેતવાળ કોમ છે ત્યાં ત્યાં પંચના માણસો ટીપ માટે ફરનાર છે. જેઓ આસો સુદ ૧૫ પર દેઉલગાંવ, કાર્તક સુદ ૧૫ પર શીરપુર, ભાતકુળી અને મુક્તાગીરી, માગસર સુદ ૧૫ ઉપર કુંથલગીરી અને પોષ સુદ ૫ પર ઉખળદ જનાર છે. આ કાર્ય મોટું છે અને તે યોગ્ય રીતે થવાની જરૂર છે

નાગપુર, વર્ધા, દક્ષિણ મહારાષ્ટ્રના સેતવાળ ભાઇઓની આ કાર્યમાં એવી સંમત્તિ છે કે ભટ્ટારક સારા, વિદ્વાન અને કાર્યકર્તા હોવા જોઇએ, જેથી સોલાપુરમાં અભ્યાસ કરાવ્યા પછી બાળકૃષ્ણને પં. ગોપાળદાસજી બરૈયા પાસે ધાર્મિક ઉચી કેલવણી સંપાદન કરવાને મોકલવા. પં. ગોપાળદાસજીએ પણ શિક્ષણ આપવાનો સ્વીકાર કર્યો છે. સારાંશ કે યોગ્ય અને વિદ્વાન ભટ્ટારક બેસાડવાનીજ પંચની અભિલાષા છે. શ્રીયુત બાળકૃષ્ણને બી. એ. પાસ કરાવીને ભટ્ટારક બનાવવાની પંચોને ઘણી ઇચ્છા હતી, પણ બી. એ. થવામાં ૪-૫ વર્ષ અને પછી ધર્મિક કેલવણીમાં ૫-૬ વર્ષ અર્થાત ૧૦ વર્ષ સુધી એ કાર્ય લંબાવવું પંચને ઠીક ન લાગવાથી શ્રીયુત બાળકૃષ્ણને હવે અંગ્રેજી કેલવણી મુકાવી ધાર્મિક શિક્ષણ શરૂ કરાવ્યું છે. સર્વે જૈન કોમ આ કાર્યમાં પંચને સહાય આપશેજ એવી પંચને ઘણી આશા છે.

આપનો સેવક,

**તાત્યા નેમીનાથ પાંગલ, બાર્સી.**

## जानवरो माटे केटलीक शिखामणो.

પ્રિય વાંચક વર્ગ ! અગાઉ અમો જણાવી ગયા છીએ કે મનુષ્યોનો મોટામાં મોટાથી તે નાનામાં નાના જીવ સાથે કેવો સંબંધ છે. કોઇ કાર્યભાર એવા નથી કે જેમાં આપણને જાનવરની મદદ લીધા વગર ચાલે. મનુષ્યના સ્વાર્થને માટે સારામાં સારી વસ્તુ અનાજ, ફળ, ફુલ, મેવો વગેરે સિવાય ઘી, દુધ વગેરે અને ઉનાળા શિયાળાને માફક સુતરાઉ કે ગરમ કાપડ એ જાનવરો દ્વારા આપણને મળે છે. પાણી અને હવા જેવી જરૂરની ચીજોને સાફ રાખવાને પણ પક્ષીઓ સારી મદદ આપે છે, જેથી જે જાનવરો દ્વારા મનુષ્યો પોતાનો ખોરાક પોશાક વગેરે પ્રાપ્ત કરે છે તે ઉપકાર ધ્યાનમાં રાખીને તેમની સાથે કેવું વર્તન રાખવું જોઇએ તે સંબંધી કેટલીક શિખામણો અત્રે જણાવવામાં આવે છે, કેમકે જાનવરો દુઃખી અને કમજોર રહેવાથી મનુષ્યની તંદુ-

સ્થી ઉપર પણ તેની બહુ માઠી અસર પડે છે. આ સંબંધી ઇંગ્લાંડની રોયલ સોસાયટી (R. S. P. C. A.) ની એક ટ્રેક્ટ નો કંઇક સારાંશ નીચે બતાવવામાં આવે છે.

## શિખામણો.

૧ જો કોઇ જનાવરને તમારે ત્યાં રાખવાની ઇચ્છા હોય તો સૌથી પ્રથમ તેને તંદુરસ્ત અને સારી હાલતમાં રાખવાની બરોબર ગોઠવણ કરો. જો તમારે ત્યાં તેને આરામ પહોંચે એવી ગોઠવણ ન હોય તો તે જાનવરને રાખવાનો વિચાર કદી કરતા નહિં.

૨ જાનવરો સાથે દયા અને પ્રેમથી વર્તો અને કોઇ કોઇ વખતે તે ભય અથવા કંઇ દુઃખથી જીદ ઉપર ચઢી જાય છે ત્યારે તેની અસલ હાલત વિચાર ન કરતાં તેના દુઃખનું ખરૂં કારણ જાણવું જોઇએ.

૩ જાનવરોને એકજ જગ્યાએ રાત્રિ દહાડો બંધ રાખવા અથવા એકજ જગ્યાએ ઉભા રાખી મુકવા તે તંદુરસ્તીને હાનિ કર્તા છે. કોઇ કોઇ વખતે જાનવરો તરફ પ્રેમ અને ધ્યાનથી વર્તવું અને ખુશીથી હાથ ફેરવવો તેમ તેના સાથી જાનવરોને હરવા ફરવાનો સમય આપવો એ બહુજ લાભકારક છે.

૪ દરેક જાનવરને બરાબર સુકી અને સાફ હવાદાર ખુલ્લી જગ્યામાં રાખવાથી તે ખુશ રહે છે. તેમને સુતેલા અથવા આરામ લેતા હોય તે વખતે એકદમ ઉઠાડવા જોઇએ નહિ.

૫ જો કોઇ ભયકારી ચીજ પાસે હોય તો તે દૂર કરી દેવી જોઇએ કેમકે આપણા સ્વાધીનમાં રહેવાથી તેઓ બીલકુલ આપણે આશ્રિતજ રહે છે. આવી દશામાં તેમની યથાયોગ્ય સંભાળ કરવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે.

૬ જાનવરોને સાફ, તાજો અને સારી જાતનો ખોરાક આપવો જોઇએ. તેના ખાસ પાણીના વાસણો રોજ સાફ કરવા તેમજ દુધ આપવાવાળા પશુ, ગાય, ભેંસ બકરી વગેરેને જે લોકો ખરાબ ચારો આપે છે, તેઓ સારૂ સ્વચ્છ દુધ મેળવી શકતા નથી અને તેજ કારણથી કેટલાક સાહેબ લોકો બજારમાંથી દુધ લાવવા કરતાં પોતાના દેખતાં જાનવરનું દુધ દહોવાડીને લેવાનું પસંદ કરે છે.

૭ જાનવરોને યથાયોગ્ય ન્હવાડવાનો પ્રબંધ રાખવો જોઇએ. ન્હવાડવાથી જાનવર ખુશ રહેવા ઉપરાંત તેની કેટલીક બીમારીઓ દુર થાય છે. જેઓ મેદાનમાં રહેવાનું પસંદ કરે છે તેમને મેદાનમાં રાખવાં જોઇએ.

૮ કામ કરવાવાળા જાનવરો દિવસનું કામ પુરૂં કરીને આવે ત્યારે તેમને આરામ માટે કેટલોક ટાઇમ આપવો જોઇએ. અને તેમના પગ વગેરે અંગો તપાસવા જોઇએ.

૯ કેટલેક સ્થળે કેટલાક ગોવાળીઆ પશુઓની લાદ જેવી ખરાબ ચીજો ખવાડીને દુધ મેળવે છે, પણ તેવું દુધ શરીરને લાભને બદલે નુકશાન કરે છે. દુધનાં વાસણો સાફ કરીને સુકવી નાંખવાં જોઇએ. અને દુધ દોહવા પહેલાં ગાય ભેંસોના થાનો સારા પાણીથી ધોવાં જોઇએ, તેમ હાથ પણ સાફ કરવા જોઇએ તેમ દોહીને તરતજ દુધને ઉનું કરવું જોઇએ. કેમકે દોહવા પછી ઉનું કરવામાં ન આવે તો થોડીવારમાંજ તેમાં ઝેરી સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થઇ જાય છે.

આ બાબતોની તપાસ ન રાખવાથી દુધ ખરાબ થાય છે અને તેથી અનેક જાતની ખરાબીઓ ઉત્પન્ન થાય છે, જેથી આ ખરાબીઓથી બચવાને માટે અંગ્રેજ લોકો બજારનું દુધ ન વાપરતાં પોતે ડેરી ફાર્મ

परीख लल्लुभाई प्रेमानंददास एल. सी. ई. मुंबाई.

(અમદાવાદ બોર્ડિંગ તથા મુંબાઈ દિ. જૈન કોન્ફરંસના માજી સેક્રેટરી તથા રતલામ બોર્ડિંગના સેક્રેટરી અને અગ્રગણ્ય કેળવાયેલા ગ્રહસ્થ.)

शा. छोटालाल घेलाभाई गांधी, अंकलेश्वर.

(મુંબાઈ 'શ્રાવિકાશ્રમ'ના મંત્રી, ભક્તામર માહાત્મ્યના લેખક અને ઉત્સાહી ધર્મપ્રેમી બંધુ)

JAIN PRESS SURAT

(Dary farm) બનાવે છે અને ત્યાં સારી રીતે પશુઓની રક્ષા કરે છે જેથી તેઓ સારૂં દુધ મેળવી શકે છે.

પ્રિય બંધુઓ ! જુઓ કે આપણા અંગ્રેજ બંધુઓ જાનવરો સાથે કેવો વર્તાવ રાખે છે અને પોતાનો ખોરાક સારો બનાવવાને કેવો ઉત્તમ પ્રબંધ કરે છે, જેથી સર્વે સુજ્ઞજનોને મારી સવિનય પ્રાર્થના છે કે તમો અને અમો પણ જાનવરોની સાથે યથાયોગ્ય પ્રેમથી વર્તો અને તેમને સાફ અને તાજો ચારો પાણી આપીને સારી હાલતમાં રાખો અને ઉપર જણાવેલી બાબતો ઉપર પણ અવશ્ય ધ્યાન રાખો.

પ્રાર્થી સેવક

**अमोलखचंद पी. जे. आ. सेक्रेटरी**

જીવ દયા પ્રચારક જૈન સભા, ફિરોજપુર છા.

# दक्षिण (कानडा, मलबार) किनाराना जैनोनुं ऐतिहासिक समालोचन.

**ચંદ્રગુપ્ત**ના વખતમાં ઉત્તર હિંદુસ્થાનના પાટલીપુત્ર અને ઉજ્જયની વીગેરે ભાગોમાં બાર વરસનો સખત દુકાળ પડયો હતો અને તેને લીધે શ્રી ભદ્રબાહુ સ્વામી વીગેરે સેંકડો જૈન સાધુ ઉત્તરમાંથી દક્ષિણના કર્ણાટક પ્રાંતમાં આવ્યા અને તેમણે ત્યાંજ નિવાસ કરી તે ભાગમાં પહેલાંના કરતાં જૈન ધર્મનો પ્રચાર કર્યો એ વાત શ્રવણ બેલગુલના ચંદ્રગીરી ઉપરના ૨૩૦૦ વર્ષના ભદ્રબાહુના વખતના પ્રાચીન સંસ્કૃત શીલાલેખ ઉપરથી (Rock Inscription) સર્વને માલુમ છે. તેમજ અશોકના પણ ત્રીજા શતકના લેખ ઉપરથી કેરલ પુત્રના રાજ્યમાં અર્થાત્ મલબાર દક્ષીણ કાનડા વીગેરે પ્રાંતમાં તે વખતે જૈન અને બૌદ્ધ તત્ત્વનો બધે ફેલાવો થયો હતો એ વાત જગજાહેર છે. અશોક પહેલાં જૈન ધર્મી હતો અને તેણે ભરેલી બીજી કોન્સીલ ( સભા )માં જૈન ધર્મનો ત્યાગ કરી તદન બૌદ્ધ થયો એવા પુરાવા મળે છે તે ઉપરથી અને બીજા અનેક પુરાવા ઉપરથી દક્ષિણ હિંદુસ્થાનમાં બૌદ્ધના કરતાં જૈન ધર્મનો પ્રચાર પ્રાચીન કાળમાં ઘણો હતો એ વાત સ્પષ્ટ છે. પહેલાંના કદંબ રાજા, જે વનવાસમાં રાજ્ય કરતા હતા તેમજ તુલુવ લોકો ઉપર રાજ્ય સત્તા ગજવનારા અને એક પલ્લવ પછી તે પ્રાંતમાં રાજ્ય કરનારા ચાલુક્ય વંશના રાજા નિઃસંશય જૈન હતા. બેલગામ પ્રાંતના હાલસી (Halsi) ઉર્ફે (Palasika) ગામમાં જીનમંદિરો આજ ચાલુક્ય વંશના જૈન રાજાઓએ બાંધ્યાં હતા. આ ઉપરથી, તેમજ વળી મૈસુર પ્રાંતમાં પહેલાં રાજ કરનારા બલ્લાળ રાજાઓના ઇતિહાસ ઉપરથી વિષ્ણુવર્ધન સુધીના રાજા ખરેખર જૈન હતા.

**મૈસુરમાં**—પહેલાના રાજકુમારોથી પૂજાયેલા એવા રાજવાડીની પશ્ચિમ દીશાના જીન મંદિરો અને વાશમા તીર્થંકર શ્રી નેમિનાથની યક્ષદેવી ચામુંડી પણ તેમની ઇષ્ટદેવી સમકાલીન હતાં એવું મૈસુરના ચામુંડી દેવના મંદિર, ચામુંડી પર્વત (Hill) વીગેરે ઉપરથી સાબીત થાય છે. રાષ્ટ્રકુટ રાજ્યમાંના માન્યખેટ (મલખેડ) વીગેરે પ્રદેશમાં પ્રાચીન જૈન મંદિર અને કાંજીવરમમાંના બીજાં દેવાલયો પણ જૈનનાં હતાં અને તેમની આજે આવી સ્થિતી થયેલી છે અર્થાત્ તે તે દેવળોમાં હિંદુ દેવતા બીરાજમાન થયેલા છે અને જૈનનાં ચિન્હ માત્ર નામનાંજ રહ્યાં છે એવીજ સ્થિતી

મૈસુરના ચામુંડી વીગેરે દેવળોની થઇ છે અને જૈન ધર્મનાં રાજ્યચિન્હ આજ લુપ્ત પ્રાયઃ થઈ ગયા છે. શંકરાચાર્ય પછી કદંબ રાજા હિંદુ ધર્મી થયો તે પહેલાં જૈન ધર્મ ચાલતો હતો અને તે વખતનાં હિંદુ દેવળો, શિલ્પકામ વીગેરે તે વખતે જૈન, વૈષ્ણવ એ એકત્ર હળી મળીને ચાલતા હતા એવું બતાવી આપે છે.

પૂર્વના પાત્રકેસરી, સમંતભદ્ર વીગેરે અનેક વિદ્વાન બ્રાહ્મણ પંડિત જૈન થયાનાં અનેક ઉદાહરણો તેની પુષ્ટિમાં મળી શકે છે. ઇ. સ. ૯૭૦ થી ૧૦૩૯ ના વખતની પરિસ્થિતિ વિષે લખતાં મુસલમાન લેખક—આલબેરૂણી એટલે મલબાર પ્રદેશના લોક (Samanies) શ્રમણ—શ્રાવક હતા એવો ઉલ્લેખ કર્યો છે. મતલબ કે શંકરાચાર્ય પછી જૈનોની રાજ્ય સત્તા નરમ પડવા લાગી એમ જણાય છે.

એ પહેલાં દક્ષિણમાં જૈન ધર્મની સાથે હિંદુ, વિષ્ણુ, શીવ અને બૌદ્ધ ધર્મ પણ હતા એવું ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે. અકલંક સ્વામીએ રાજસભામાં બૌદ્ધ સાથે વાદ કરી આશરે ૯ મા શતકમાં બૌદ્ધનો સંપૂર્ણ પરાજય કરી દક્ષીણમાંથી કાઢી મુકયા અને પલ્લવ વંશના હિયશીતલ રાજાને જૈન બનાવ્યો. આ વખતથી બૌદ્ધની જે પડતી શરૂ થઇ, તે હંમેશની થઇ અને હિંદુસ્થાનમાંથી તેમનો પગ નીકળી ગયો. તે વખતે હદપાર થયેલા બૌધ્ધે લંકા તરફ વળી સીલોનમાં પોતાનો ઝુંડો સ્થાપન કર્યો કે જે અદ્યાપિ પણ ચાલે છે.

**સમંતભદ્રાચાર્યે** પણ કોઇક શીવકોટી નામના શૈવ રાજાને શીવ ધર્મથી પરાંગમુખ કરી જૈન બનાવ્યો, પણ તે રાજા કાશીનો કે કાંચીનો હતો તે એક સવાલ છે. સારાંશ કે ઈ. સ. ના આઠ નવમા સૈકા સુધી જૈનોની રાજસત્તા દક્ષિણમાં ઘણી હતી એ ઇતિહાસ જાણનાર નાકબુલ કરશે નહીં.

તે પછી પણ મૈસુરના રાજા, મથુરાના રાજા, દ્વારસમુદ્ર (હાલિબિડ) ઉપર રાજ કરનારા બલ્લાલ રાજા જૈનધર્મી હતા. ચાંમુડ રાજા, પાંડય રાજા, વીરપાંડય, વિનયાદિત્ય બલ્લાળરાય, બીટ્ટીદેવ વીગેરે રાજા જૈની હતા. રાષ્ટ્રકુટ વંશના અમોઘવર્ષ વીગેરે જૈન રાજાએ મલખેડમાં પોતાની સત્તા જમાવી હતી.

કોલ્હાપુરના સિલ્હાર રાજા, ધારવાડના તેમજ ચોળવંશના અને પાંડય રાજાઓ પણ જૈનજ હતા. કલ્યાણપુરના વસવા પહેલાં બીજલંક વીગેરે જૈન ધર્મી રાજા હતા. ગંતુર પરગણામાં પણ જૈનની રાજ્ય સત્તા અને પ્રાબલ્ય હતું એ ઉપરથી દક્ષિણમાં જૈન રાજસત્તા પહેલાં ઘણી હતી એવું ઇતિહાસ જાણનાર કબુલ કરવા લાગ્યા છે કારણકે તે વખતના શિલા લેખ અને તે અરસામાં થઇ ગયેલા જૈનાચાર્યોએ અને જૈન ગ્રંથકારોએ આ વાત ગ્રંથોમાં સાબીત કરવામાં કંઇ બાકી રાખ્યું નથી. તે વખતના જૈન મંદિરો કળા કૌશલ્ય, શિલ્પ કામ વીગેરે જીર્ણ અવસ્થામાં છતાં પણ આ વાતની સાક્ષી પુરે છે.

ઇ. સ. ના દશમા સૈકાથી બ્રાહ્મણોની સત્તા જૈનો કરતાં અધિક થવા લાગી, તેથી જૈનોએ પોતાનું રહેઠાણ દક્ષીણ કાનડા તરફ કાયમ કર્યું. ઉત્તરમાં મલબાર તરફ કોલ્લાટીરી રાજાઓ (Kollatiri Princes) ચાલુક્યોની સ્વારીઓથી પોતાનો બચાવ કરતા હતા અને ધીમે ધીમે બ્રાહ્મણ સત્તા દઢ થવા લાગી. દક્ષીણ કાનડા સુધી જૈન રાજસત્તા ઉપરજ હુમલા થવા લાગ્યા. પણ તે વખતે જૈન રાજા તે હુમલાની સામે પોતાનું રક્ષણ કરવા સમર્થ હતા. ઇ. સ. ૧૧૩૭ દરમ્યાન બલ્લાળ રાજા વિષ્ણુવર્ધન, જ્યારે રામાનુજાચાર્યનો શિષ્ય થઈ પક્કો વૈષ્ણવ થયો ત્યારે

જૈન રાજસત્તા ડામાડોલ થઈ નરમ થવા લાગી.

**હુમચ** શેહેરમાં તે વખતે રાજ કરનાર જૈન રાજાનો વંશજ ભૈરવાચાર્ય વાડિયરે (Bairaw Wodear) હુમચમાંથી નીકળી તુલુ દેશના કારકળ શહેરમાં પોતાની રાજધાની સ્થાપી હતી અને તેણે પણ જૈન ધર્મની ઉન્નતિ કરવામાં બાકી રાખી નહોતી. તેની પહેલાંના કારકળના જૈની રાજા જેવા કે દેવ રાજા (સન ૧૩૩૪) વીર પાંડય (સન ૧૪૩૨) અને ભૈરવાચાર્ય એમણે કારકળની સુમારે ૪૧ ફુટ ઉંચી શ્રી બાહુબળીની અને ચતુર્મુખ બસ્તીની ચીરકાળ સુધીની વ્યવસ્થા કરવા માટે આપેલા દાનપત્ર ઉપરથી જૈન લોકનું રાજ્ય તે વખતે ખરેખરૂં ચાલતું હોવું જોઇએ એમ સાબીત થાય છે. ભૈરવાચાર્યની પ્રબળ સત્તાને લીધે સર્વને અચંબો થતો હતો.

તેના દરબારમાં વિદ્વાન જૈનાચાર્ય અને અન્ય ધર્મીઓ વચ્ચે જંગી વાદવિવાદ થયો હતો, કે જેમાં અન્ય ધર્મીઓને સજ્જડ હરાવ્યા હતા. યશોધર ચરિત્રના કર્તા વાદીરાજ જૈન મુની અને કવી તેમની સાથે ભૈરવાચાર્યના દરબારમાં અન્ય ધર્મીઓએ વાદ કર્યાનો ઉલ્લેખ હુમચના શીલાલેખમાં સ્પષ્ટ છે.

આ વેળા જૈન રાજાઓમાં અને બીજાઓમાં ટંટા બખેડા થતા હતા, તોપણ વિશેષતા જે તે પોતપોતાનું રાજ્ય સંભાળી બેસી રહેતા હોવાથી તેમની સ્થિતી છેક ખરાબ થઇ નહોતી પછી વિજયાનગરના રાજાની સત્તા જેમ જેમ વધતી ગઈ, તેમ તેમ તેમની નજર આ જૈન રાજા તરફ વળવા લાગી. આ વખતે મુડબિદરીના ચૌટર, નંદાવરના બાંગર, આલડંગડીના આજલર, બેલંગડીના મુલુર, મુલકીના સાવંત વીગેરે સંસ્થાનિક ખંડણીયા રાજા હતા. વિજયાનગરના હરીહર રાયે મંગલોર પ્રાંત ઉપર જ્યારે પોતાની સેના મોકલી તે વખતે આ બધા જૈન રાજાઓ પોતપોતાની સેના લઇ લડવા તૈયાર થયા અને જ્યારે હારવા લાગ્યા, ત્યારે વિજયનગરના રાજાનું સ્વામિત્વ કબુલ કર્યું. પછી સોળમાં સૈકામાં જ્યારે વિજયનગરની પડતી દશા થવા આવી, ત્યારે આ જૈન રાજાઓએ ફરીથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો અને કેટલાક વખત સુધી તેઓ તેમાં ફાવ્યા, પણ વિજયનગરના રાજા તરફથી મંગલોર અને બારકુરના મુલક ઉપર સત્તા બેસાડનારા બેડુરવ, ઇકકેરીયા લીંગાયત રાજાઓ તેમને દબાવવા લાગ્યા. બસવાએ ઘણા જૈનોને લીંગાયત બનાવી પોતાની ધર્મસત્તા વધારવાનો પ્રારંભ કરવાથી જૈન લિંગાયતોમાં ઘણો દ્વેષ પેઠો. તેના પરિણામે આ સ્થિતિનો લાભ લઇ ઇકકેરીઆના લિંગાયતોએ ઉંચું માથું કરનારા જૈનોની પડતી દશા આણી અને ત્યારથી જૈન સંસ્થાનિક રાજાઓ તેવીજ સ્થિતિમાં રહી ગયા. જૈનોની આ સ્થિતિ પણ ઘણો કાળ ટકી નહીં. ઇ. સ. ૧૬૦૮ના સુમારે વ્યંકટપ્પાનેકે બારકુટમાં જૈનોને ખરાબ કરી ત્યાંના દેવાલયો અને સારી સારી ઇમારતો જમીનદોસ્ત કરી નાંખી. આ પ્રમાણે જૈનોની પડતી થઇ. અને ચૌટર, બાંગર, સાવંત વગેરે જે સંસ્થાનિક હતા, તે તેને તાબે થયા. આ સ્થિતિ પણ ઘણાં વર્ષ ટકી નહીં. હૈદરઅલી અને ટીપુ સુલતાને આ પ્રાંતમાં ચઢાઇઓ કરી જૈન રાજાઓનું નામ નિશાન પણ રહેવા દીધું નહીં, તોપણ આખરે જ્યારે સત્તાધિપતિ બ્રિટીશ સરકારે ટીપુનું રાજ્ય લઈ લીધું, ત્યારે આ જૈન સંસ્થાનિક રાજાઓને પેન્શન આપ્યું. આ પ્રમાણે જૈન રાજ્ય દંડધારી સત્તાધિપતિનો લય થયો અને જૈન ક્ષત્રીઓનું રાજ્ય આખા દક્ષિણ ભાગમાંથી નાશ પામ્યું.

શંકરાચાર્ય, રામાનુજાચાર્ય વીગેરેની ધર્મસત્તા નીચે જૈન ધર્મી બ્રાહ્મણોને લિં-

ગાયત બનાવ્યા, રાજાઓ પણ જૈન ધર્મ છોડી હિંદુ ધર્માનુયાયી થયા અને ' યથા રાજા તથા પ્રજા ' પ્રમાણે બધી પ્રજા પણ અન્યમતી થઇ ગઇ. પહેલાં એક કાળે બધે મલબાર અને દક્ષીણ કર્ણાટક પ્રદેશોમાં કરોડો ઉપર વ્યાપેલો પ્રચંડ જૈન સમુહ આજે હજાર ઉપર આવ્યો છે અને તેમની પણ સ્થીતિ અજ્ઞાનમય થઇ ગઇ છે !!!

આ દક્ષિણ કાનડા પ્રાંતમાંના પહેલાંના જૈન ક્ષત્રીઓ પૈકીના સારી ખ્યાતિ મેળવનારા હોવાથી તેઓ સારા જમીનદાર અને આબરૂદાર હાલ ગણાય છે. તેઓમાં રાજા કુજમશેટી, મુડબિદરી, દુગણ સેવંતા, મુલકી રાજા, આળડંગડી, તિમપા આજલરા મુખ્ય હોવાથી દરેકને સરકાર તરફથી અનુક્રમે રૂ. ૭૯૫;૩૩૦;૨૨૫; રૂપીઆ પેન્શન મળે છે. મળલી, ધર્મસ્થળ, આરળ, નિલ્લીકાર વીગેરે જગ્યોમાં જૈન લોક શ્રીમંત છે. મુડબિદરી, કારકળ, વેનૂર, એ જૈન ધર્મગુરૂઓનાં સ્થળ છે. અહીંઆંનાં મંદિરો પણ મોટાં અને શિલ્પકળાના નમુના રૂપે છે. આ પ્રમાણે દક્ષિણ કાનડાના જૈનોની સ્થીતિ છે. મલબારમાં બીલકુલ જૈનોની વસ્તી નથી.

હાલ મુ. મુડબિદરી } તાત્યા નેમીનાથ પાંગળ દિ. જૈ. ડાયરેકટર ફોર ડેક્કન.
તા. ૩૦-૮-૧૨

## ટૂંક પણ બોધક અને રમુજી દૃષ્ટાંતો.

### જ્યાં સંપ ત્યાંજ લક્ષ્મી.

કોઇ એક ધર્મવંત ગ્રહસ્થ સુતો હતો તે વખતે લક્ષ્મીએ આવીને તેને કહ્યું કે " હે શેઠ, હું તારા ઘરમાંથી જવાની છું, માટે તારે મારી પાસે જે વરદાન માંગવું હોય તે માંગ, હું દેતી જાઉં."

શેઠે જાગ્રત થઇને કહ્યું-" હું આજે અત્યારે નહીં માગું, કાલે મારા કુટુંબ વર્ગને પુછીને પછી માંગીશ."

'લક્ષ્મી-ભલે, કાલે' માંગજે.

પ્રભાતે શેઠે કુટુંબ વર્ગને એકઠા કરીને પૂછયું-"આપણી લક્ષ્મી તો હવે જવાનું કહે છે, પણ એક વરદાન માંગવાનું કહી ગઇ છે, તો હવે તમે બધા કહો તે માગું." ઉત્તરમાં કોઇએ કાંઇક દ્રવ્ય માંગવા કહ્યું અને કોઇએ કાંઇ બીજું વરદાન માગવાનું કહ્યું અને સૌએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે જુદી જુદી માંગણી કરવા કહ્યું. છેવટે શેઠના નાના દીકરાની વહુ બહુ સદ્‌ગુણી અને વિચક્ષણ હતી તેને શેઠે પૂછયું એટલે તેણે કહ્યું-હે પીતાજી ! લક્ષ્મી રહો કે ન રહો, પણ આપણા કુટુંબમાં સ્નેહ સુસંપ અચળ રહે એવું વરદાન માંગો."

શેઠને ગળે એ વાત બરાબર ઉતરી, એટલે રાત્રે લક્ષ્મી આવી અને શેઠને કહ્યું કે "વરદાન માંગ, એટલે શેઠે કહ્યું-"મારા કુટુંબમાં નિરંતર સુસંપ રહે એવું વરદાન આપ."

લક્ષ્મીએ કહ્યું-"હવે મારાથી જવાશે નહિ. કારણકે તેં સંપ માંગ્યો છે, તો જ્યાં સંપ છે ત્યાં મારે રહેવુંજ જોઇએ અર્થાત્ જ્યાં સંપ છે ત્યાં લક્ષ્મીનો નિવાસ છે."

આ પ્રમાણે કહીને લક્ષ્મી અદૃશ્ય થઇ અને શેઠ સંપ તથા લક્ષ્મીના નિવાસવડે સહ કુટુંબ નિરંતર સુખી થયા.

આ દૃષ્ટાંત ઉપરથી બહુ વિચાર કરવા જેવું છે કે સંપની કેવી અગત્ય છે તે આ દૃષ્ટાંત બરાબર સમજાવી આપે છે. હાલમાં જે જે કુટુંબો દુઃખી થતા દૃષ્ટીએ પડે છે તે સઘળામાં સંપનો અભાવ અને કુસંપની વૃદ્ધિજ દેખાય છે તેમ જે જે કુટુંબો સારી

સ્થિતિમાંથી નબળી સ્થિતિમાં આવતા જણાય છે તેમાં પણ પ્રથમ પિતાપુત્રમાં, ભાઇઓ ભાઇમાં તથા સાસુ વહુઓમાં કુસંપની ઉત્પત્તિ થયેલી જોવામાં આવે છે અને તેને પરીણામે લક્ષ્મીનો વિનાશ થાય છે. જે સંપ રાખવામાં કાંઇપણ મહેનત નથી, તેમ બીલકુલ ખર્ચ પણ નથી અને અનેક પ્રકારના વિનયાદિક ગુણની તથા લક્ષ્મીની પણ જે વૃદ્ધિ કરે છે તેને જાળવવા માટે સમજુ મનુષ્યો પણ પ્રયત્ન કરતા નથી એ કેવી મૂર્ખતા ?

એક વખતે શક્રને લક્ષ્મીએ કહ્યું કે—

**गुरवो यत्र पुज्यंते, यत्र वित्तं नयार्जितं ।**
**अदंतकलहो यत्र, तत्र शक्र वसाम्यहं ॥**

જ્યાં ગુરૂજન પૂજાય છે, જ્યાં ન્યાયોપાર્જીત દ્રવ્ય હોય છે અને જ્યાં દંતકલહ જે કુસંપ તે હોતો નથી ત્યાં હે શક્ર, હું વસું છું.

આ નાનો સરખો શ્લોક પણ બહુ મનન કરવા યોગ્ય છે. કુસંપનો પ્રવેશ એક ઘરમાં, એક કુટુંબમાં, એક જ્ઞાતિમાં, એક સમુદાયમાં, એક ગામમાં તેમજ એક "દેશમાં" જ્યાં જ્યાં જોવામાં આવે છે ત્યાં ત્યાં તે સર્વ સ્થાનકે તેના માઠાં ફળ પ્રત્યક્ષપણે અનુભવવામાં આવે છે, તે છતાં તેનાથી દુર રહેવાનો વિચાર કરવામાં શા કારણે માણસો પાછી પાની કરે છે તેનું માત્ર દુર્ભાગ્યના ઉદય શિવાય બીજું કાંઈ પણ કારણ જણાતું નથી, માટે સુજ્ઞ મનુષ્યોએ દરેક પ્રકારના પ્રયત્ન વડે કુસંપના પ્રવેશનો અટકાવ કરવો અને સંપની વૃદ્ધિ કરવી, જેથી લક્ષ્મી, સુખ, સંતોષ, શાંતિ, ધર્મસાધન, પુણ્ય બંધ અને યાવત્ સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ પણ થઈ શકે.

* * *

# ગુરુ કરતાં ગ્રંથ વિશેષ.

ગ્રંથો એ એક રીતે ગુરૂ કરતાં પણ વિશેષ છે કેમકે તે માંગ્યા વગરજ શિક્ષણ આપે છે; અને તે છતાં કેટલાક શિક્ષકની પેઠે તે કઠોર શબ્દ બોલતા નથી કે કદિપણ ગુસ્સે થતા નથી. વળી તે આપણી પાસેથી કંઇ પણ ધનની ઇચ્છિા રાખતા નથી. તમે જ્યારે પણ તેની પાસે જશો, ત્યારે ઉંઘતા જણાશે નહિ અને તેમને પ્રશ્ન કરવાથી કાંઈ પણ વાત તે તમારાથી છુપાવી રાખશે નહિ. તેનું બોલવું તમને નહિ સમજાય, તો તેથી તે નાખુશ થતા નથી. અને તમે અજ્ઞાન હો તો તેથી તે તમને હસતા નથી. ખરેખર ! જ્ઞાનથી ભરપુર ગ્રંથોનો સંગ્રહ એ આ પૃથ્વીમાં બધા ધન કરતાં વ્હડીયાતું ધન છે, અને આવા સંગ્રહની તુલના કોઈપણ બીજી સારી વસ્તુ સાથે થઇ શકે તેમ નથી; જેઓને સત્ય, સુખ, જ્ઞાન, અને ભક્તિ ઇત્યાદિ મહત્તાઓ પોતાની કરી લેવાની ઇચ્છા હોય તેઓએ તો ગ્રંથોનો સંગ્રહ કરવાની અને તે વાંચવાની હોંશ અવશ્ય રાખવીજ જોઇએ.

પ્રિય વાંચકવૃંદ, આથી આપને વિદીત થયું હશે કે ગુરૂ કરતાં ગ્રંથ વિશેષ છે, માટે જેમ બને તેમ ગ્રંથોનો સંગ્રહ અને વધારે ફેલાવો થાય તેમ કરવું એ દરેક માણસનું કર્તવ્ય છે, તો લગ્નમાં, સીમંતમાં, ગરબામાં, વ્રતોમાં તેમજ પ્રભાવનાઓ વીગેરે બીજા શુભ પ્રસંગોમાં કાચની તથા ચીનાઇ પ્રતરાની તેમજ એલ્યુમીનમ વીગેરે વિલાયતી ફેશનની મોહીની રૂપ અપવિત્ર ચીજો નહિ વેંચતાં દિગંબર જૈન પુસ્તકાલયોમાં મળતાં સ્વધર્મ રહસ્યનાં તેમજ સ્વદેશ પ્રતિ અભિલાષા ઉત્પન્ન થાય તેવાં પુસ્તકો વેંચી આ દેશના કરોડો રૂપીઆ પરદેશ જતાં અટકાવવાને ભાગ્યશાળી થાવ.

* * *

## બેરીસ્ટરની હોંશીઆરી.

શ્રી. બાબુભાઈ બેરિસ્ટરને એવી ટેવ હતી કે સુતી વખતે હમેશાં પોતાનું ઘડીયાળ ચળકતા લીસા અછોડા સાથે પોતાનાં ઉશીકા નીચે મુકતા. હવે એક રાત્રે અચાનક તે ઘડીઆળ ઉશીકાની નીચેથી ખસી ગયું અને બેરિસ્ટર સાહેબને તે રાત્રે બરાબર ઉંઘ નહિ આવતી હોવાથી ઘડીઆળ તેમના પગ પાસે આવી ગયું, તેટલામાં બેરિસ્ટર સાહેબનો પગ ઘડીઆળના છેડાને લાગ્યો. આ ઠંડી, લીસી અને જરાક લાંબી ચીજ પગને અડકવાથી બેરિસ્ટર સાહેબ એકદમ ઝબકી ઉઠયા અને એકદમ બુમો પાડતા પથારીમાંથી બહાર નીકળી ગયા અને પોતાની સ્ત્રીને ઢંઢોળીને બુમો પાડવા લાગ્યાઃ—" અરે ઉઠ ઉઠ, પથારીમાં કંઇક ઝેરી જનાવર છે. ઉઠ, ઉઠ. "

બૈરી બીચારી બ્હીકથી તરત ઉઠી. આ વખતે કમનસિબે બત્તી બુઝાવેલી હતી. બેરીસ્ટર સાહેબ અને બૈરીએ અંધારામાં ધાંધલ મચાવી મૂકયું અને આમ તેમ દીવાસળીની પેટી શોધવા માટે દોડવા લાગ્યા, પણ રખે તે ઝેરી જાનવર પથારીમાંથી નીકળીને બહાર ફરતું હોય તે માટે વધારે વધારે ગભરાવા લાગ્યા ! બેરિસ્ટર સાહેબ કરતાં તેમની બૈરીની આંખો વધારે તેજ હતી એટલે તેણે અછોડાના ચળકવાથી અને ઘડીઆલના " કટ કટ " થતા અવાજથી જોઇ અને જાણી લીધું કે તે જાનવર કોઈ નહિ પણ ઝેરી સાપનું બચ્ચું છે અને હજુ પથારીમાંજ પડેલું છે ! એટલામાં તેના હાથમાં બેરિસ્ટર સાહેબની રૂપાની મૂંઠની મોટી જાડી લાકડી આવી ગઇ એટલે તરતજ તે લાકડી ધણીને આપતા બોલી—" લ્યો, આ લાકડી, દબાવો સાપને, પણ જો જો હું, ઉછળીને તમારે ગળે ન વળગી પડે. "

**બેરિસ્ટર**—ચાલ તું દુર રહે; તે લુચ્ચાને આપણી પથારીમાં વગર પરવાનગીએ આવવાનો સ્વાદ ચખાડું છું."

આટલું બોલતાંની સાથેજ બે ચાર ફટકા તે બિચારા સોનાના નાજુક સાપ ઉપર જોરથી બેરિસ્ટર સાહેબે કકડાવી કાઢયા, તેટલામાં બેરિસ્ટર સાહેબના શોર બકોરથી જાગી ઉઠેલો નોકર હાથમાં વોલસીટ લઇને દાખલ થયો અને બધાં નીચાં નમીને સાપ મરી ગયો કે જીવતો છે તે જોવા જાય છે, તો સાપને બદલે પોતાના સો રૂપીઆના ઘડીઆલનો અને અછોડાનો ખુરદો થઇ ગયેલો જણાય છે. બેરિસ્ટર સાહેબે આજ સુધી પોતાની તમામ હોંશીયારી જો કામે લગાડી હોય, તો આ સોનાના કટ કટ કરતા નાનકડા સાપ ઉપરજ છે.

* * *

## સ્ત્રીની બેદરકારીનું પરીણામ

એક બાઇને ત્યાં અથાણું થતું હતું ત્યારે એક તરફ કેરીઓ કપાતી હતી અને બીજી તરફ રાઇ પીણાતી હતી. અથાણાં કરવા માટે કેટલાંક સગાં વહાલાં અને પાડોશીઓ સાથે છોકરાં લઇને આવેલાં હતાં. બધા અથાણાંના કામ પાછળ મંડયા હતા. વાતોના તડાકા મારતાં જાય અને કેરીના કટકા મોમાં મૂકતાં જાય, પણ પેલી તરફ દોઢ વર્ષનો બિચારો ચમન શું કરે છે તે કોણ જુવે છે ? ચમન ભાઇએ તો રાઇ પીણેલી કથરોટમાં હાથ ઘાલી ચાટવા માંડયું હતું અને આંખે પણ લપેડા કર્યા હતા. જ્યારે તે એકાએક ચીસ પાડી ઉઠયો, ત્યારે બધાંને ખબર પડી. જુવે છે તો ચમનભાઈ આંખો ચોળવા મંડયો છે અને વધારે વધારે બુમો પાડે છે. ધણીએ

મહેનત કરી, ઘણીએ દવા કરી, પણ ચમન ની આંખો સારી થઈ નહિં. હજુ તેની આંખે બરાબર દેખાતું નથી. નિશાળમાં ભણવા જવાતું નથી, અને અજવાળાની સ્હામે પણ જોવાતું નથી. અર્થાત્ બિચારાએ ન્હાનપણથીજ આંખો જેવું રત્ન ખોયું !

❀ ❀ ❀

## रडवा कूटवानुं माठुं परीणाम

એક ૨૬ વર્ષની યુવતીને ચાર પાંચ માસનો ગર્ભ હતો. એટલામાં પોતાના પિત્રાઇમાં એક જુવાન અને જરા શ્રીમંત પુરૂષનું મરણ થયું. આપણામાં રડવા કુટવાનો રિવાજ છે તે એટલે સુધી કે સ્ત્રી માંદી હોય કે સાજી, પણ તેને રડવા કુટવા જવુંજ જોઇએ. સ્ત્રી માંદી હોય કિંવા નહિ જવાનું સબળ કારણ હોય, છતાં જો રડવા નહિ જાય, તો તેની નિન્દા થાય છે. પેલી યુવતિ પણ રડવા કુટવા જતી હતી પણ શરીરે અસુખ હોવાથી તેનાથી લશ્કરી ઢબે ધડાકાર કુટાતું નહોતું. પછી એક દીવસ બહાર ગામથી કેટલાંક બૈરાં કાણુ કરવા આવ્યા, તે દિવસે એ બાઇ પણ કુટવા ગઇ. રોજ કરતાં આજનું કુટવું બહુ સખત હતું. કેટલાંક બૈરાં તો છાતિ અડધી ઉઘાડી મુકીને છાતિ ઉપર ધડાધડ કુટતા હતા. કેટલાંક બૈરાંની છાતિમાંથી લોહી પણ નિકળતું હતું ! આ વખતે પેલી યુવતિ પણ સખત રીતે કુટતી હતી. આવું સખત કુટવાનું કામ બે ત્રણ કલાક ચાલ્યું. આ પ્રકારે સખત કુટવાથી કેટલાંક સખત બાંધાનાં બૈરાંઓને તો લોહી નિકળીનેજ રહ્યું અને કેટલાંકના હાડકાં, હાથ અને છાતી દુઃખવા આવ્યાં, પણ પેલી યુવતિને ગર્ભશ્રાવ થઇ ગયો. કેટલીક દવાઓ કરતા છતાં સારૂં થયું નહિ. પરિણામે હિસ્ટિરિયા થઇ ગયો. ચાંપતી દવા કરવાથી તે વખતે તેને આરામ થયો, પણ ત્યારથી ક્ષય રોગ થઇ ગયો. અને છેવટે ત્રણ વર્ષે તે યુવતિનું મૃત્યુ થયું !

❀ ❀ ❀

## माटलुं उघाडुं मुकवानुं परिणाम.

એક ગ્રહસ્થે ઘરમાં વાપરવાને માટે ગોળનું માટલું લાવીને સ્ત્રીને આપ્યું. સ્ત્રીએ તેને ફોડી રોજ થોડો થોડો ગોળ વાપરવા માંડયો. મહિના બે મહિના પછી તે ગ્રહસ્થના ઘરમાં કંઇક પ્રસંગ આવતાં ૨૫-૩૦ માણસોને જમવાનું કહ્યું. ગોળના લાડુ વીગેરે જમણ બનાવ્યું હતું. બધા જમી રહ્યા પછી ઘેર જતાંજ કેટલાકને ઉલટી ઝાડા થયા, અને કેટલાકને કલાક બે કલાકે થયા. એ પ્રમાણે જેટલાએ લાડુ ખાધા હતા તે બધાનેજ કોલેરા જેવું થયું. બધાને ઘેર રડારોળ થઈ રહી હતી. ડૉકટરને બોલાવી મંગાવ્યો હોંશીઆર ડાકટરે બારીકાઇથી તપાસ ચલાવી જણાવ્યું કે ગોળના માટલામાંથી ગોળ વાપર્યો હતો, તેમાં ઘીલોડીનો ગળ પડયો હતો. અને તેનુંજ ઝેર ખાનારાઓને ચઢી ગયું હતુ. ગોળનું માટલું સારી પેઠે ઢાંકીને રખાયું ન હતું, ઘરધણીને ત્યાં પણ કોલેરો થઇ ગયો હતો. બધાંને દવા આપવામા આવી, જેથી ઇશ્વરકૃપાએ એક બે જણ સીવાય બધાજ બચી ગયા. જો સ્ત્રીઓ ખાવાપીવાની જણસો ઢાંકી રાખવાની બારીક સંભાળ રાખે, તો આવું ભયંકર પરિણામ થતાં અટકે.

સરૈયા (સુરત.)

## रतलाम बोर्डिंगनो समारंभ.

### દિવાન સાહેબની હાજરી અને ઉત્તમ ભાષણ.

રતલામના શેઠ માણેકચંદ પાનાચંદ દિગંબરી જૈન બોર્ડીંગ હાઉસનો પ્રથમ વાર્ષિક મેળાવડો આસો સુદ ૧૪ની સવારે નવ વાગતે ખાસ ઉભા કરેલા મંડપમાં ઠાઠમાઠથી થયો હતો,

જેમાં મુંબાઇ, સુરત, વડનગર, ઇંદોર, મંદસોર, ગઢી, ડુંગરપુર, કોટડી, ખાચરોદ, દાહોદ, રામપુર વગેરે સ્થળેથી આશરે ૧૦૦ તથા રતલામ રાજ્યના અમલદાર વર્ગ તથા શહેરના પ્રતિષ્ઠીત ગ્રહસ્થો મળી ૫૦૦ ગ્રહસ્થો હાજર હતા. પ્રથમ વિદ્યાર્થીઓએ મંગળાચરણ કરવા પછી દાનવીર જૈન કુ. શેઠ માણેકચંદજીની દરખાસ્ત અને શેઠ કસ્તુરચંદજી ગંગારામ ગુલાબચંદવાળાના ટેકાથી રતલામ સ્ટેટના દિવાન સાહેબ રાયબહાદુર પં૦ બ્રીજમોહનનાથ બી. એ. એલ. એલ. બી. ને પ્રમુખસ્થાન અપાયું હતું. બાદ વિદ્યાર્થીઓનું ગાયન થવા પછી સેક્રેટરી લલ્લુભાઇ પ્રેમાનંદદાસ એલ. સી. ઇ. એ. પ્રથમ વર્ષનો રિપોર્ટ વાંચતાં જણાવ્યું હતું કે—

આ રીપોર્ટ રજુ કરતા પહેલાં મને જણાવવાને ખુશી ઉપજે છે કે, આ ફાની દુનિયામાં જ્યાં જીંદગીનો ભરોસો નથી, જ્યાં મનુષ્યનો આત્મા ક્ષણભંગુર સ્વપ્નવત્ સંસાર તજી દેતાં વાર કરતો નથી, જ્યાં દુષ્ટ દુકાળે કેર વર્તાવી દીધો છે ને પાપી પ્લેગે જ્યાં લોકોનો કચ્ચરઘાણ વાળી દીધો છે, ત્યાં 'જે હાથે કરશે તેજ સાથે આવશે' શિવાય બધું જ્યાંને ત્યાં પડી રહી કોઇ પણ કોઇની સાથે જતું નથી. આવા સદ્દજ્ઞાનથી આ બોર્ડીંગના સ્થાપકોએ બોર્ડીંગ ઉઘાડવાનું જે પ્રથમ પગલું ભર્યું છે, તે ઘણું પ્રશંસનીય છે. તેમાં વળી આ વાગડ જીલ્લો જ્યાં આપણી દિગંબર જૈન કોમ બીજી બધી કોમ કરતાં કેળવણીમાં તદ્દન પછાત છે એટલુંજ નહીં, પરંતુ વેપાર, હુનર, ઉદ્યોગાદિ બાબતમાં પણ તેવીજ અધમ સ્થીતિ ભોગવે છે, તેવા ભાગના મધ્ય સ્થાન રતલામમાં શેઠ મા. પા. દિ. જૈ, બો. સ્કુલ ઉઘાડી છે, જે જેટલુંજ વખાણવા લાયક છે તેટલુંજ ઉપયોગી છે.

આપણી જૈન કોમમાં દર વર્ષે લાખો રૂપીઆ ખરચાય છે, પણ તે ફક્ત મંદિર બધાવવામાં કે પ્રતિષ્ઠાદિ કરાવી જમણવારમાંજ થાય છે; પરંતુ જમાનાને અનુસરી જોતાં સ્થાપકોને એમ લાગ્યું કે અન્ય કોમોની સરખામણીમાં કેળવણીની બાબતમાં આપણી કોમ ઘણીજ પછાત છે, ને જે ઉંચી કેળવણી લેવાની ઇચ્છા કરે તેમને રહેવાની ને જૈન ધર્મના નિયમો પાળી અભ્યાસ કરવામાં ઘણી અડચણો પડતી તે અડચણો દુર કરવાના હેતુથી સ્થાપકોએ પ્રથમ મુંબઇમાં ને તે બાદ અમદાવાદ, કોલ્હાપુર વિગેરે સ્થળોએ આવી સંસ્થાઓ ધાર્મિક જ્ઞાન સહિત આપવાની ઉઘાડી, છેવટે અત્રે પણ તેવી સંસ્થા સ્થાપી છે, જેનો આ બાજુના શ્રીમંતોએ દાખલો લેવા જેવો છે.

મહાશયો, આપણે વિદિત છે કે ગત વર્ષ આસો શુદી ૧૨ ને દીને આજ જગો ઉપર ભવ્ય મંડપ નાંખી શ્રીમાન રતલામ નરેશ કેપટન સર સજ્જનસીંહજી શ્રીમાન સાહેબ બહાદુર કે. સી. એસ. આઈ ના પ્રમુખપણાથી તેમના આશરા નીચે આ સંસ્થા સ્થાપન કરવાનો મેળાવડો ભારે ઠાઠથી કરવામાં આવ્યો હતો, જે વખતે શ્રીમંત સરકારે કેળવણીના ઉત્તેજનાર્થે હંમેશને માટે આ બોર્ડિંગને વાર્ષિક રૂા. ૧૫૦) દોઢસો જેવી સારી મદદ આપી આપણી કોમને આભારી કરી છે, જે માટે કમીટી અંતઃકરણપૂર્વક ઉક્ત શ્રી સરકાર સાહેબનો ઉપકાર માને છે, આ સંસ્થાનો સ્થાનિક પ્રબંધ એક પ્રબંધકારિણી સભા મારફત થાય છે અને હાલના સુપ્રીટેન્ડંટજી મી. કાળુરામ જૈન સંતોષકારક કામ કર્યા જાય છે. આ સંસ્થામાં પેઇંગ વિદ્યાર્થી રૂા૦ ૫) માસિક આપી દાખલ થાય છે, જ્યારે શક્તિ વિનાનાને ફ્રી (નોન પેઇંગ) તરીકે દાખલ કરવામાં આવે છે. ચાલુ વર

**शेठ माणेकलाल घेलाभाई झवेरी—सुरत.**

(જાણીતા વિદ્વાન, શ્રીમાન, લેખક, વકતા જૈન કોમમાં સંપ આણનાર તથા
શ્વે. જૈન કોન્ફરંસના એક અગ્રેસર શ્રી જૈન બંધુ.)

JAIN PRESS SURAT

**गांधी नहालचंद सांकलचंद सोनासण,**

(प्रांतिज, अमदावाद.)

(પ્રાંતિજમાં શ્રાવિકાશ્રમ ખોલનાર સખી ગૃહસ્થ.)

शेठ लालचंद कहानदास वडोदरा.

(પાવાગઢ દિ. જૈન સિદ્ધક્ષેત્ર કમીટીના સેક્રેટરી અને પાવાગઢ તીર્થના ઉદ્ધાર માટે અતિશય ખટપટ કરનાર ઉત્સાહી ગૃહસ્થ.)

श्रीयुत धरमचंदजी हरजीवनदास मुनिम - पालीताणा.

(પાલીતાણા તીર્થમાં ઉત્તમ અને અનુકરણીય પ્રબંધ કરનાર મુનિમ તથા સ્વાધ્યાય પ્રેમી, ધર્મ પ્રેમી અને વયોવૃદ્ધ ગૃહસ્થ.)

આમાં ૨૭૨૮૨ ઉપર કંઇની સંખ્યા છે, જેમાં ૨૫ની હાજરી છે. તેમાં ૧૯ હુમડ ૫ ખંડેલવાળ અને ૧ બઘેરવાળ છે, જેઓ દાહોદ, કોટડી, ગડી, રતલામ, કુશલગઢ, ગરોઠ બાઉગઢ, પ્રતાપગઢ, મંદસોર, રામપુર, ગૌતમપુરા વગેરેના રહીશ છે અને તેમને હિંદી બીજીથી અંગ્રેજી ચોથી ચોપડી સુધીનું શિક્ષણ મળે છે.

આ વર્ષમાં એકંદર ખર્ચ રૂ. ૧૯૭૦ાાા થયો છે. ધાર્મિક શિક્ષણ આપવાને માટે સારો પ્રયાસ ચાલે છે. અને સુપ્રીટેન્ડંટે એક વર્ષમાં સારૂં ધર્મ શિક્ષણ આપ્યું છે. સ્કુલમાં જવાનો વખત બાદ કરતાં બાકીનો આખો વખત વિદ્યાર્થીઓ આ સંસ્થાના મકાનમાં સુપરીન્ટેન્ડેન્ટની ચાલુ દેખરેખ નીચે રહેવાથી વિનય વિવેક સાથે ધાર્મિક જ્ઞાન મળતું હોવાથી વિદ્યાર્થીઓને માનસિક, નૈતિક, ધાર્મિક વિગેરે કેળવણી મેળવવામાં આ સંસ્થા એક આશીર્વાદ સમાન થઇ પડી છે. વળી અત્રે કસરત પણ શીખવાય છે.

આ પ્રસંગે મારે ભુલવું જોઇતું નથી કે અમો મુંબઈ બોર્ડીંગની મેનેજીંગ કમીટીના મેમ્બરો મુંબઇ રહેવાથી આ ખાતાને પડતી અગવડો દુર કરવામાં સહાયક મી. કે. કે. નાણાવટી એમ. એ; મી. ડૉકટર સાહેબ વિગેરે દરબારી ગૃહસ્થોએ તથા શેઠ કસ્તુરચંદજી તથા શેઠ રીખવદાસજી વિગેરે ગૃહસ્થોએ પ્રસંગોપાત કરેલી મદદ માટે તેમનો કમીટી તરફથી અંતઃકરણપૂર્વક હું આભાર માનું છું.

ઉપર જણાવ્યા પ્રમાણે સગવડ હોવા છતાં પણ આ સંસ્થા સંપૂર્ણ બનાવવા માટે નીચેની સુચના કરવા રજા લઉં છું—

૧ હાલનું મકાન એક ભાડાનું મકાન છે, તેમાં ફક્ત ૩૦—૪૦ વિદ્યાર્થી માંણુમાંણુ રહી શકે છે, પણ જમાના પ્રમાણે દેરાસર, લાયબ્રેરી, કસરતશાળા, ભોજનગૃહ (રસોડું) વિગેરે માટે અલાયદા ઓરડા સહિત હવા અજવાળાવાળા નવા મકાનની જરૂર છે.

૨ આવા મકાન માટે જોઇતી અને પુરતી જગોની સગવડ કરી આપવા અમો અત્રેના માહારાજશ્રી જેમના આશરા નીચે આ ખાતું ચાલે છે, તેમને નમ્ર અરજ કરીશું.

૩ દુષ્કાળ અને પ્લેગ વિગેરે દેશને પ્રતિકુળ અનેક કારણોને લીધે આપણા દેશની પલટાયલી દશા જોતાં આ ખાતાના વિદ્યાર્થીઓને (એન્જીનીઅરીંગ કોલેજ) ઇજનેરી પાઠશાળા, (મેડીકલ કોલેજ) ડાકટરી પાઠશાળા, (ટેકનીકલ ઇન્સ્ટીટયુટ) કળાભુવન વિગેરે ધંધાદારીની શાળા—પાઠશાળાઓમાં જેમ બને તેમ વધુ સંખ્યામાં મોકલવા જોઇએ, અને તેમ કરવાને દરેક ખાતામાં જોઇતી સ્કોલરશીપ આપી, વિદ્યાર્થીઓને ભણાવવા જોઇએ. આ કાર્ય ઉપાડી લેવા માટે મારા દિગંબર શ્રીમંતોનું ખાસ ધ્યાન ખેંચું છું.

૪ આ બાજુ મોટા વરા, જમણવાર, લગ્ન, શીમંત અને નાતનાં લાણાં વિગેરે દરેક શુભ કે અશુભ પ્રસંગે આ ખાતાને કંઇક કાયમની રકમ મળવાનો બંદોબસ્ત કરવા દરેક વિભાગના અગ્રેસર નાતીલાઓને વિનંતી છે.

૫ આ ખાતાની અગત્યતા સમજાવવાની તથા ભવિષ્યમાં થવાના લાભોની માહીતી આપવાના કામમાં આ પ્રાંતના દરેક વિભાગના અગ્રેસર અને કેળવાયલા ગૃહસ્થોની ફરજ છે એમ સમજવું જોઇએ છે.

૬ છેવટમાં જણાવવાનું કે આપણા જૈનોમાં ધર્માદાવૃત્તિની ખામી નથી. દર વરસે સેંકડો બલ્કે હજારો રૂપીઆ જુદી જુદી રીતે વ્યવહારિક કાર્યોમાં ખરચાય છે, અને એવી રીતે પુન્યની નીક તો વહીજ રહી છે,

પરંતુ તેના પ્રવાહની દિશા કેળવણીના ઉત્તેજન તરફ માત્ર ફેરવવાની જરૂર છે. પોતાના ધર્મ બંધુઓનું ભલું કરવાની દરેક સુજ્ઞ જનની ફરજ છે, માટે મારા વહાલા ભાઇઓ, આ ખાતાને સદા સ્મરણમાં રાખી તેને જાથુનું કરવા માટે તેની દિનપ્રતિદિન વૃદ્ધિ માટે અને હરેક રીતે વિદ્યાના કામમાં ઉત્તેજન આપવા ઉત્સાહી રહેશો એવી આશા છે. વગેરે. રિપોર્ટ વંચાયા પછી પં. કસ્તુરચંદજી ઉપદેશકે વિદ્યાર્થી થતા ફાયદા અને બોર્ડિંગની આવશ્યકતા વિષે તથા મી. મીરાચંદે કેટલુંક વિવેચન કરવા પછી સુરતવાળા મુળચંદ કસનદાસ કાપડીઆએ આ બોર્ડિંગથી કેવું કેવું કાર્ય થયું છે અને આગળ કેવા સુધારા થવાની આશા રહે છે તે તથા બોર્ડિંગથી થતા લાભ અને આવા કાર્યોને સર્વેએ તન મન ધનથી મદદ કરવાની આવશ્યકતા વિષે અસરકારક ભાષણ હિંદી ભાષામાં કર્યું હતું તથા સભા ઉપર પં. દીપચંદજી ઉપદેશકનું રચેલું હિંદી ગાયન વાંચી સંભળાવ્યું હતું, બાદ ૪ વિદ્યાર્થીઓએ વિદ્યા અને લક્ષ્મી વચ્ચેનો સંવાદ ભજવી બતાવ્યો હતો તથા એકે અંગ્રેજીમાં સ્તુતિ ગાઇ હતી, બાદ પ્રમુખે (દિવાન સાહેબે) લગભગ ૦॥। કલાક સુધી ઉત્તમ ભાષણ આપ્યું હતું, જેની મતલબ નીચે મુજબ હતી:—

## दिवान साहेबनुं भाषण.

आ बोर्डिंग गत वर्षे स्थापन थयाने आजे एक वर्ष निर्विघ्ने पूर्ण थयुं जाणी मने आनंद थाय छे अने कार्यकर्ताओने सारी रीते कार्य चलाववाने माटे मुबारकबादी आपुं छुं. अत्रे आवो शोख लोकोमां फेलातो जाय छे. अत्रे स्थानकवासी जैन कोलेज खुली, पछी रजपुत बोर्डिंग हाउस खुल्युं अने ते पछी तरतज आ बोर्डिंगनी स्थापना शेठ माणेकजीए छेक मुंबाईथी आवीने करी छे ते जणावतां मने विशेष आनंद थाय छे. भाई मुळचंदजीना कहेवा मुजब आप भाईओनो मारुं भाषण सांभळवानो विशेष आग्रह होवाथी हुं विद्या विषे केटलुंक विवेचन अते करीश. विद्यार्थी थता फायदाओ तो सर्वे जाणोज छो, पण विद्याने अभावे आपणे शुं शुं नुकशानो खमवा पडे छे ते तरफ नजर करतां जणाय छे के विद्याने अभावे हिंदुस्तान पडती दशाए आवी गयुं छे. जो तमे युरोपनी साथे हिंदुस्ताननो मुकाबलो करशो, तो जणाशे के हिंदुस्ताननो करोडो रुपियानो माल जे युरोप जतो हतो तेने बदले आजे आपणे युरोपनो अबजो रुपियानो माल मंगाववो पडे छे. युरोपमां लाखनी दोलत कंई हिसाबमां नथी, पण त्यां तो मीलीअन (दश लाख) पर हिसाब छे तेम दोलत पण रुपियाथी नहि पण पौंडथी गणाय छे. जेथी दोलतनो साधारण आंकणीमां पण ते लोको १५० घणा आगळ वधेला छे. त्यां तो ओछामां ओछो दोढ करोडनो आसामीज धनवान गणाय छे. हिंदुस्तानना लोको वेपारी नथी, पण युरोपना वेपारीओना आडतीया जेवाज बनी गया छे. जुओ के राली ब्रधर्सनी कंपनी केवो मोटो व्यापार चलावे छे, पण अत्रे तो बे भागीआज वेपार चलाववतां लडीने कोर्टे जाय

छे. आम थवानुं कारण विद्यानो अभावज छे, माटे आखा देशनी हालत सुधारवाने माटे विद्यानी जरुर छे. भणवाथी परमारथ साधी शकाय छे. मनुष्यनी जींदगी एक सोकटांबाजीनी रमत जेवी छे. सोकटां-बाजीमां सामे रमनार होय छे, पण संसाररुपी बाजीमां सामे रमनार तरीके कोई नथी, पण आपणे कुसुंप, बिमारी, खोटी वातो अज्ञान वगेरे दुश्मनोथी जीत मेळववी जोईए. ए संसाररुपी बाजी खेलतां आवडवुं जोईए ते माटे विद्यानी जरुर छे, माटे अत्रे जे बोर्डिंग खुली छे तेनी सर्वेए कदर करवी जोईए. मात्र राजा साहेब उपरज विश्वास राखी तमारे बेसी रहेवुं जोईए नहि. जो तमे कार्य शरु करो तो जरुर राजा साहेब मदद आपे खरा. बहारना लोकोए आवीने अत्रे आ कार्य कर्युं छे तेनो दाखलो लई रतलामना भाईओए पण आवां खातांओनुं अनुकरण करवुं जोईए. बापदादाना रिवाजने पकडी राखवानो हवे समय नथी. में सांभळ्युं छे के अत्रे जुदी जुदी न्यातोनां हालमां ७९ नुक्ताओ (जमणो) थनार छे जेमां लगभग सवा बे लाखनुं पाणी थई जशे तेने बदले जो आवी रकम विद्यादानमां खरचाय तो केटलो लाभ थाय! बापदादाना रिवाजो फेरववा माटे हिंमतनी जरुर छे अने दाखला तरीके रतलाम सरकारे पोताने त्यां दशेरापर दर वर्षे श्राद्ध निमित्ते आशरे रु. २०००) खरची ब्राह्मणो जमाडता हता ते भारे हिंमत चलावी ए खरच हालमां बंध करी ते खर्चमांथी रु. १५०) ना मासिक खरचे ब्राह्मणोनी एक बोर्डिंग चालु करवा हुकम कर्यो छे जे तमारे अनुकरण करवा जेवुं छे. स्त्री शिक्षणना अनेक फायदाओ छे, माटे अत्रे स्त्री शिक्षणनी अत्यंत खामी होवाथी श्राविका पाठशाळा खोलवानी जरुर छे तेम विधवाश्रमनी पण जरुर छे. अत्रेना भाईओ जे धर्मादा फाळो वेपार-मांथी काढे छे तेमांथी विद्यादान पाछळ कंईने कंई रकम खरचवी जोईए. आपना रिपोर्टमां बोर्डिंग माटे मकाननी जरुर दर्शाववामां आवी छे, माटे जो बोर्डिंग नुं मकान बांधवामां आवशे तो राज्य तरफथी रजपुत बोर्डिंग हाउस बंधावानुं छे तेनी साथे आपनुं बोर्डिंग हाउस बांधवाने राज्य तरफथी मफत जग्या पुरी पाडवामां आवशे. आ मेळावडानुं प्रमुख-स्थान तमोए मने आपवा माटे तमारो हुं आभारी थयो छुं, वगेरे.

એ પછી પરી. લલ્લુભાઇ તથા મી. મુળચંદ ભાઇએ સર્વેનો આભાર માનનારૂં વિવેચન કરવા પછી પાન ગુલાબ હાર તોરા લઇ ૧૧ વાગતે મેળાવડો વિસર્જન થયો હતો.

આ મેળાવડા પ્રસંગે માળવા પ્રાંતિક સભાના ઉપદેશક પં. કસ્તુરચંદજી ખાસ પધાર્યા હતા, જેમનું આગલી રાત્રે શેઠ ગંગારામ ગુલાબચંદજીના પ્રમુખપણા નીચે વિદ્યાવૃદ્ધી ઉપર અચ્છું ભાષણ થયું હતું, જેમાં ૫૦૦ની હાજરી

હતી. તેમ મેલાવડાની સાંજે શેઠ મનીરામ ગોરધન મંદસોરવાળાના પ્રમુખપણા નીચે જંગવર સભા મળી હતી, જેમાં પ્રથમ વિદ્યાર્થીઓની ધાર્મિક શિક્ષણની તપાસ લેવામાં આવી હતી જેથી આનંદ પામીને પ્રમુખે રૂ. ૫) તથા શેઠ ગંગારામ ગુલાબચંદ તથા તેમની પુત્રી તરફથી રૂ. ૫)-૫) મળી રૂ ૧૫) વિદ્યાર્થીને ઇનામ માટે આપવામાં આવ્યા હતા તેમ આ પ્રસંગે મી. મુલચંદ કસનદાસે જણાવ્યુ હતું કે અત્રે પણ અમદાવાદની માફક બોર્ડિંગની એક વિઝીટર્સ કમીટી નીમવામાં આવી છે જેની ફી માત્ર રૂ. ૨) જ રાખવામાં આવી છે અને જે મેમ્બરો થશે તેને રૂ. ૧ાા નું 'દિગંબર જૈન' પત્ર મફત મળવાની ગોઠવણ થઇ છે માટે સર્વેએ મેમ્બર થવું જોઇએ, જેથી તેજ વખતે ૩૦ મેમ્બરો નોંધાયા હતા. તેમ તે પછી પં. કસ્તુરચંદજીએ ૧ાા કલાક સુધી પાંચ અણુવ્રત ઉપર ભાષણ આપ્યું હતું. એકંદરે ધારવા કરતાં આ પ્રથમ મેલા વડો વિજયી નિવડ્યો હતો અને ૨૫ વિદ્યાર્થી તો હતા અને બીજા ૧૭ વિદ્યાર્થીઓ હાલ દાખલ કરવામાં આવ્યા છે, જેથી હવે ૪૨ વિદ્યાર્થીઓ આ ઉત્તમ ખાતાનો લાભ લઈ રહ્યા છે.

## एकता.

एकता देवता यत्र, वर्तते सर्वतोमुखी ।
शान्तिरुन्नातिरिष्टिस्य, प्राप्तिस्तत्र पदे पदे।।

ऐक्यं नाम लोकेऽनर्घ्यं महारत्नं । निखिलाभीष्टसम्पद् सम्पादकः कल्पतरुः। धर्मोद्धाराय निरन्तराय उपायः । चिरन्तनाज्ञानान्धतमसोपहतानां सर्वदाऽवनति समुपालीढानां ज्ञातिनामुत्थानसमर्थं सामर्थ्यं । अथवाऽलमालापेन । यदपीह असाध्यमनासाध्यमप्राप्यमगम्यञ्चान्यै रुपायैस्तत् सर्वमप्यनयैकतया साध्यमासाद्यमप्राप्यं गम्यञ्च भवतीति मव्यक्तप्रायमेतत् पौर्वापर्यालोचना चतुरचेतसां ।

अद्य ये ( योरुप जापान देशीया ) उन्नति शिखरावलम्बिनो निःशेषदेशाधिष्ठितजनानां शिरोमणीयन्ते तत् केवलमैक्यस्यैव माहात्म्यम् । ये ( योरुप देशीयाः) स्वदेशोत्पन्नं विपन्नमालोक्य ज्ञातिभ्रातरं तद्विपत्प्रतीकाराय प्राणानपि तृणाय न मन्यन्ते । ये च स्वधर्मोद्धाराय सर्वस्वं परिजिहीर्षन्ति । ये महात्मानो विपन्नमुद्धार्य्यैव पौरुषवन्तो न तु पारस्परिक कलहेन । तास्तान् धार्मिक व्यापारान् सर्वं साधारणोपकारकान् समुत्थाप्यैव धार्मिका नतुतेषु तेषु धार्मिक कार्येषु विविधान् विघ्नानुपस्थाप्य । धन्यास्ते । धन्या च सा भगवती वसुधा यत्रैतादृशाः कर्मठा एकता समवलम्बिन उत्पद्यन्ते । कथं न ते लोके सर्वाग्रगण्याः स्युरेषाञ्चतस्यैवंविधोभावः सर्वथाऽतिथ्यंकुम आदरया दृष्टया च पश्यामः। एषामाराध्यदेवतां भगवती "मेकताम्" प्रतीक्ष्यामहे च तमभ्युदयशालिनं समयमुत्सुके लोचनैर्यदा वयमपि (जैनाः) पारस्परिक मनोमालिन्यं, धर्मज्ञात्युन्नति बाधाकरमपनीय सर्वतोभावेनएते समाराधन तत्पराः सन्तः कार्यक्षेत्रेऽवतीर्णा भविष्यामः।

काशीस्थ स्याद्वादमहा विद्यालयस्याधिष्ठाता

नन्दकिशोर जैन ।

# समयसिन्धु निदर्शनम्

प्रचण्डदोर्दण्डमण्डितमण्डलाग्रखण्डितारखण्डभूमण्डलसपत्नतते रिव दाशरथे रपराजितमन्त्रोपमानानेकान्तवादरयविजितानिखिलसर्वम्मन्ययौगप्राभाकरकापिलजैमिनीयमीमांसकताथागतयवनार्य्यादिसन्दोहस्य जैनवृन्दस्य व्रतशैलशिखरासीनशीलहिमानीपतनशमितकृष्णवर्त्मकुण्डायां सीतायामिवाभिभूतायां निर्मलपरदाराभिभवकृतिवद्धपरिकरेण रावणेनैव मिथ्यादृक्कुलकूलहृद्धृदाच्छन्नैकान्तश्रद्धानिविडान्धकारेण सौगतमीमांसकाद्यनेकैकान्तदर्शनादर्शकसन्दोहेन सद्वस्तुस्वरूपसम्पादनशीलसद्वृत्तिविजितनिखिलैकान्तवादवृत्तौ जैनवृत्तौ जैनजात्यपराख्यया ख्यातायां परिनिन्दिततत्पक्षकुक्षिकक्षाकक्षीकृतजनसंक्लेशसज्जनकपरमप्रियपात्रभ्रातृदुष्कृत्यवृत्तेः सद्वृत्तमवधारित नियोजकवृत्तिवृत्तीतरवृत्तीभीषणस्य विभीषणस्येव, परिनिन्दितानन्तसंसृतिसंसरणकारणार्य्यम्मन्याद्यनेकधर्मसंधारिवस्तुस्वरूपापलापैकान्तवादवृत्तेः कवलीकृतककुभ्काननायेवारणवारणसिंहशावकसन्निभस्य श्रीमत्कुंवरदिग्विजयसिंहस्यसाहाय्याद्दुर्धर्षप्रतापतपनसन्तापतापितारीतितति वीररसोचितनिखिललक्ष्मलक्षितलक्ष्मण इव मिथ्यैकान्तवशावशङ्गतार्यम्मन्य ताथागताद्यनेकमत्तमतङ्गजमदोत्पाटनपटु केसरीव केसरीनिश्रेयसाभिलाषिपथिकपाथेयसन्निभसम्यग्ज्ञानदानपालिताखिलाचलाचलः स्याद्वादरत्नरत्नाकरो वादिगजकेसरी विद्वच्छिरोमणिः गोपालदासः स्वपक्षिपक्षेतरपक्षपक्षिनिकेतनलङ्कायामिवार्यनिकेतनार्यपुरे (अजमेरनगरे) स्वीयपराक्रमपौरुषपराजिताखिलसपत्नततितुमुलसंगर इव मौखिकशास्त्रार्थे स्वरिपूनिवानार्यकार्यकारिण आर्यम्मन्यार्यसंज्ञकान् जिगाय।

निरवद्यापि या जैनजातिः किंचित्कालात् प्राग्भर्त्सितासीत् सैवाखण्डपातिव्रत्यादिमण्डनेनसीतेव, पूर्वापरविरुद्धवाक्संदलनदक्षानेकान्तवादाद्यनेक शारदधिचन्द्रचन्द्रिकावच्छुभ्रगुणगणमण्डनेन मिथ्यान्धकारापगमधवलीकृताशाशेषसंज्ञिस्वान्तसम्मानिता सञ्जाता।

यतलब्धलक्ष्मणविभिषणोपमानसद्विचार भूषण भूषिताशेषशक्तिसमन्वित परवादिसिंहसन्निभ विद्वच्छिरोमणिश्रीमद्गोपालदासकुंवरदिग्विजयसिंहादिपुरुषरत्नानामुत्पादस्तत्र कथञ्च सद्धर्मध्वजोल्लासःसमुल्लसतुतरां किञ्चसमयसिन्धुवेगोप्यचिन्तनीयः कथितश्च केनचिद्विचार चतुराचित्तानुभवि महाकविना—

समयएवकरोतिबलाबलंप्रणिगदन्तइतीवशरीरिणाम्।
शरदिहंसरवापरुषीकृतस्वरमयूरमयूर रमणीयताम्॥

भोजैनवृन्दबान्धवाः! इदानीं सर्वेरीत्यानुकूलसमयादिसामग्रीः संप्राप्य सर्वत्र सार्वजैनधर्मप्रचारयन्तु तत्रभवन्तोभवन्तःइत्यभ्यर्थयामोवयमितिपल्लवितेनालम्।

**विनीतः—मक्खनलाल जैन.**

मुरैनास्थजैनासिद्धांतपाठशालीयश्छात्रः

## जैन जातिकी दशा और उसके सुधारका उपाय.

ए कौमके प्यारो ए कौमके दुलारो । ए कौमके जवानो ए कौमके कुमारो ॥
गफ़लतकी नींद छोड़ो सुस्तीको अब उतारो । बैठो संभलके अरु कुछ कौमी दशा निहारो॥
पहुंचे कहांपे इस-दम इस बातको बिचारो. ॥१॥

पहिले हमारा मस्तक उंचा जहानमें था । सारे जहांका नक़शा अपनेही ज्ञानमें था ॥
दौलतका ढेर सचमुच कुनो मकानमें था । अमृत कहें हैं जिसको अपनी ज़बानमें था ॥
वीरत्वका नमूना बांकी कमानमें था ॥२॥

चर्चा धरमका करना बस काम था तो यह था । दुखको पराये हरना बस काम था तो यह था॥
बिपतोंमें धीर्य धरना बस काम था तो यह था॥पूरा वचनको करना बस काम था तो यह था॥
सच्चे धरम पै मरना बस काम था तो यह था ॥३॥

श्रेयांस कैसे दानी थे बंसमें हमारे । सुकुमाल कैसे ध्यानी थे बंसमें हमारे ॥
अकलंक कैसे ज्ञानी थे बंसमें हमारे । लाखों धरमके बानी थे बंसमें हमारे ॥
धर्मज्ञ सारे प्रानी थे बंसमें हमारे ॥४॥

अब बंसकी हुई है अपने खराब हालत । घेरे हुए है उसको चारों तरफसे शामत ॥
घर२में आ बिराजी कम्बख़्त अबजहालत । जाती रही है उल्फत और मिट गई है दौलत॥
अफ़सोस हो गई है रुखसत हमारी ताक़त ॥५॥

वह बल कहां गया है बांकी कमानवालो। वह गुण कहां गया है आगमके ज्ञानवालो ॥
वह जस कहां गया है कीरति महान वालो।वह धन कहां गया है हीरोंकी खानवालो॥
अफ़सोस सब लुटाया उंची दुकानवालो ॥६॥

पैसा न एक पल्ले दौलत भला कहां फिर । पूछे न बात कोई इज्ज़त भला कहां फिर
लाठीको थाम चलना ताकत भला कहां फिर । आपसमें लड़के मरना ॥
उल्फ़त भला कहां फिर ॥

महदूद ख़ुदको रखना शोहरत भला कहां फिर ॥७॥

शादी में ज़र गंवाना अब काम हो गया है। रंडियोंको ला नचाना अब काम हो गया है॥
फुलवारियां लुटाना अब काम हो गया है। मुर्दोंका माल खाना अब काम हो गया है॥

गाली गलोज गाना अब काम हो गया है ॥८॥

कौमी अनाथ बाळक दर२ फिरें हैं मारे। मरती है विधवा बहनें भूखी विलास हारे॥
कितने ही दीनभाई भूखे मरें विचारे। मांगे हैं भीख घर२ कफनी गलेमें डारे॥

अफ़सोस पर नरींगे जुं कान तक तुम्हारे ॥९॥

विद्याकी कुछ न पूछो क्या चीज़ विद्या है। डर इससे लग रहा है गोया यह कुछ बला है॥
विद्या बिलान जाना हमने कि धर्म क्या है। पूछे जो कोई हमसे जीन धर्म चीज़ क्या है॥

देंगें जवाब है बस! ग्रंथोंमें जो लिखा है. ॥१०॥

ग्रंथोंका ढंग सुनिये हमने जो करके छोड़ा। अलमारियोंमें उनको बस बंद कर के छोड़ा॥
नहीं धूप तक दिखाई जीस दिनसे घरके छोड़ा। बेखौफ़ हो चूहोंने उनको कतरके छोड़ा॥

पर हमने दम विनयका दम२में भरके छोड़ा॥ ११॥

मेळे लगाके हमने रौनक़ बढ़ाके छोड़ी। घोड़े व हाथियोंकी लैनें लगाके छोड़ी॥
क्या२ सुनाऊँ शोभा जोर२ दिखाके छोड़ी। सब नामकी ग़रज़से दौलत लुटाके छोड़ी॥

असली ग़रज़को लेंकिन जड़से मिटाके छोड़ी ॥ १२॥

हमने प्रभावनाका सामान खोके छोड़ा। जिन धर्मका दिलोंसे श्रधान खोके छोड़ा॥
अपने बड़ोंका आदर सन्मान खोके छोड़ा। अपने भले बुरेका सब ज्ञान खोके छोड़ा॥

इमानकी तो यह हैं इमान खोके छोड़ा॥ १३॥

भैरोंको हमने सच्चे दिलसे मनाके छोड़ा। कालीपै काले बकरे का सर कटाके छोड़ा॥
मुरगोंको शीतलाके उपर चढ़ाके छो ा। कबरोंपै हमने पीरोंकी सर नवाके छोड़ा॥

शिवजीका लिंग अपनें दिलमें जमाके छोड़ा. ॥१४॥

ए कौमके सपुतो ए आन बान वालो। कुछ तो शरम करो अब अर्जुन के बान वालो॥
जो हो गया सो बेहतर आगे को संभालो। कौमी बुराईयोंको अब कौमसे निकालो॥

दो चार हाथ मारो पर क़ौमको बचालो ॥१६॥

इस दम भला है मौका यह क़ौमको जितादो। मौसम बहारका है कुछ तुमभी गुल खिलादो॥
उल्टीको झट सुलट दो बिगड़ीको झट बना दो। भेरीको जैन मतकी चारों तरफ़ बजादो॥

कुछ काम करके अपना बल गैरको दिखादो ॥ १५ ॥

दस बीस ब्रह्मचर्य आश्रम बनाके रहना। दस बीस जैन कालिज क़ायम करा के रहना॥
दस बीस अनाथालय फ़ौरन खुला के रहना। दस बीस पुस्तकालय दिलसे सजाके रहना॥

दस बीस औषधालय प्रासुक खुलाके रहना ॥१७॥

क़ोमी बिरादरोंको सीने लगा के रहना। क़ोमी बुराइयों को सचमुच भगा के रहना॥
रंडी के नाचकी जड़ जड़ से मिटा के रहना। शादी ग़मी के खर्चों को तुम घटाके रहना॥

है जैन क़ौम मुरदा उसको जिलाके रहना ॥१८॥

जैन धर्मका नक़ारा जगमें बजाके रहना। ग़ैरों को इस धरमकी अज़मत दिखाके रहना॥
हिंसाका नाम जगसे बिल्कुल मिटाके रहना। दुनियामें जिन धरमका सिक्का जमाके रहना॥

यह धर्म है महारथ इसको चला के रहना ॥१९॥

द्रव्योंकी सत्य चर्चा सबको सिखा के रहना। तत्वोंका भेद असली सबको सुनाके रहना॥
इश्वर का रुप सच्चा सबको दिखाके रहना। सीधा जो मोक्ष मार्ग सबको बताके रहना॥

मिथ्यात्वका अंधेरा जगसे मिटाके रहना ॥२०॥

जिन धर्म शास्त्रों का परचार कर के रहना। प्राचीन शास्त्रोंका उद्धार कर के रहना॥
घर२में शास्त्रों के भंडार कर के रहना। चारों वरणसे हरदम तुम प्यार कर के रहना॥

दुनियामें हर किसीका उपकार करके रहना ॥२१॥

अब काम कीजियेगा दिलसे विचार कर के। मैदां में आइयेगा आलस उतार कर के॥
कुछ दान दीजियेगा अपनोंका प्यार करके। धन चीज़ क्या है देदो जांतक निसार करके॥

मांगे है भीख "ज्योती" पल्ला पसार कर के ॥२२॥

बाबु ज्योतीप्रसादजी ए. जे. संपादक, "जैन प्रदीप" (उर्दु पत्र)
DEOBAND. देवबंद (सहारानपुर)

# अमदावाद बोर्डींगनो मेळावडो

## લગ્નની હદનો ઠરાવ અને લાઇફ મેમ્બરની યોજના

શેઠ પ્રેમચંદ મોતીચંદ દિગંબર જૈન બોર્ડિંગ સ્કૂલનો દશમો વાર્ષિક મેળાવડો આસો વદ ૨ ને દીને સવારે ૮॥ વાગતે બોર્ડિંગના ભવ્ય મકાનમાં ભારે ઉત્સાહથી થયો હતો જેમાં મુંબાઇ, સુરત, અંકલેશ્વર, આમોદ, વડોદરા, ડુંગરપુર, તથા અમદાવાદની આસપાસના ગામોના આસરે ૧૦૦ તથા શહેરના પ્રતિષ્ઠીત ગ્રહસ્થો વગેરે મળી આશરે ૨૦૦ ગ્રહસ્થો હાજર હતા. પ્રથમ વિદ્યાર્થીઓએ મંગળાચરણ કરવા પછી પરી. લલ્લુભાઇની દરખાસ્ત અને શેઠ માણેકચંદજી જે. પી.ના ટેકાથી ખેડા જીલ્લાના માજી ડેપ્યુટી કલેકટર અને ઓ. મેજીસ્ટ્રેટ રા બા જીવણલાલ પ્રાણજીવનદાસ લાખીઆને પ્રમુખસ્થાન અપયું હતું બાદ સન્માનસૂચક ગાયન થવા પછી સેક્રેટરી શા. લલ્લુભાઇ લક્ષ્મીચંદ ચોકસીએ બોર્ડિંગનો ગત વર્ષનો રિપોર્ટ વાંચતાં જણાવ્યું હતું કે:—આ સંસ્થા સને ૧૯૦૩થી સ્થાપન થયા ને દશ વર્ષ પૂરાં થયાં છે હાલ સુધી આશરે ૧૫૦ વિદ્યાર્થીઓ આ બોર્ડિંગનો લાભ લઇને નોકરી તથા ધંધે લાગી ગયા છે. કુલ્લે દાખલ સંખ્યા ૪૬મા ૨૩ પેઇંગ ૧૫ હાફપેઇંગ અને ૮ નોનપેઇંગ છે. એ વર્ષે મેટ્રીકની પરીક્ષામાં બેઠેલા ત્રણમાંથી એક વિદ્યાર્થી પાસ થયો હતો. કુલ્લે આવક રૂ. ૩૨૩૪ા≈॥ થઇ હતી, જ્યારે રૂ. ૩૨૬૨॥ ≈ાનો ખરચ થયો છે, એટલે રૂ ૨૮)નો ઘટાડો પડયો છે. આ ખાતા [illegible] ફીક્સ [illegible]ના ૧૨૪ મેમ્બરો હાલ છે, જેમને "[illegible] જૈન" પત્ર મફત અપાય છે. ગુજરાતના ૨૦૦૦ ઘરોની વસ્તીના પ્રમાણમાં આ મેમ્બર સંખ્યા નજીવી છે તો સર્વેએ એ સંખ્યા વધારવા પ્રયાસ કરવો. જેમ બને ધાર્મિક શિક્ષણ પં. કાશીનાથ વકાલાલ સારી રીતે આપે છે, જેનો પારખો મુંબાઇ દિ જૈન પરિક્ષાલય તરફથી લેવાયલી તેમાં ૩૧ માંથી ૨૯ પાસ થઇ કેટલાકને ઇનામો પણ મળ્યાં છે. તેમજ પરિક્ષાલયના મંત્રી તરફથી સારો અભીપ્રાય મળ્યો છે. આ વર્ષે જમનારની કુલ્લે સંખ્યા ૧૧૨૧૫ એટલે સરાસરી ૩૦ની હતી. આ સંસ્થાને એ વર્ષમાં મદદ આપનારા ગૃહસ્થોનો હું ઉપકાર માનું છું. આ વર્ષથી વિદ્યાર્થીઓએ એક 'વિદ્યાવિલાસ મિત્રમંડળ' સ્થાપ્યું છે જેમાં દર રવીવારે ભાષણો થાય છે, જેથી વિદ્યાર્થીઓ વક્તૃત્વ શકિતમાં પણ કેળવાય છે. આ વર્ષે શ્રીમતી રૂપાંબાઇ તરફથી રા૦ ૩૦૦) ને ખરચે અત્રે નવીન ધર્મશાળા બાંધવામાં આવી છે, જેથી હવે યાત્રાળુને ઉતરવાને સારી સગવડ થઇ છે. આ સંસ્થા તરફથી પાંચ વર્ષ થયાં "દિગંબર જૈન" નામનું માસિક પત્ર સુરતથી શ્રીયુત મૂળચંદ કસનદાસ કાપડીઆના તંત્રીપણા નીચે પ્રકટ થાય છે. જેથી ગુજરાતમાં ધર્મ જાગ્રતિ ઘણી થવા પામી છે. આ પત્રનું કામ નિયમીત અને ઉત્તમરીતે નિસ્વાર્થે અસીમ પરિશ્રમ કરીને ચલાવવા માટે આ ભાઇનો હું અંતઃકરણથી આભાર માનું છું. જ્યારે બીજાં ઘણાં પત્રો ગ્રાહક સંખ્યાની કમી અને અવ્યવસ્થાને લીધે ખોટમાં ચાલે છે ત્યારે આ પત્રમાં નિયમીત રીતે ગંજાવર લાભ અપાઇ ચોથા વર્ષમાં કુલ્લે રૂ૦ ૧૩૨-૧૧-૦ નો વધારો પડયો છે જે ભાઇ મુળચંદભાઇના અથાગ અને નિસ્વાર્થ પ્રયાસનું ફળ છે. આ વર્ષે સુપ્રીટેન્ડંટ મી૦ ગંગાશંકરે સંતોષકારક કાર્ય કરી પોતા તરફથી રૂા.

૨૦) મદદ આપી છે, જે ધન્યવાદ રૂપછે. આ સંસ્થાનું સ્થાયી ફંડ નાનું હોવાથી આથી વધુ વિદ્યાર્થીઓ રાખી શકાતા નથી માટે સર્વે ભાઇઓ વખતો વખત આ સંસ્થાને મદદ આપતા રહે, તો વધુ વિદ્યાર્થી રાખી શકાય. જો લગ્ન સીમંત, મૃત્યુના સ્મરણાર્થે, વગેરે પ્રસંગે આ સંસ્થાને મદદ આપવામાં આવે તો સહેલાઇથી ઘણી મદદ પહોંચી શકે. અત્રે અપાતી મદદથી ચારે દાનનું પૂણ્ય હાંસલ થાય છે. હવે અત્રે અલગ દહેરાસર બાંધવાની જરૂર છે, જે માટે કોઇ સખી ગ્રહસ્થને ધ્યાન આપી પોતાનું નામ અમર કરવા હું સૂચના કરૂં છું વગેરે.

એ પછી શેઠ માણેકચંદજીની દરખાસ્ત અને હરજીવનભાઇના ટેકાથી રા. બા. લાલશંકર ઉમીઆશંકરના મૃત્યુ માટે દિલગીરી પ્રદર્શક ઠરાવ થયો હતો, બાદ પં. કસ્તુરચંદજી ઉપદેશક, શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી, દિવાન બહાદુર અંબાલાલ સાકેરલાલ એમ. એ. મી. મુળચંદ આશારામ, શ્રીયુત મુલચંદ કસનદાસ કાપડીઆ, મીરાચંદજી, શ્રીયુત બાપુજી જગન્નાથ, શેઠ માણેકચંદજી વગેરેના સમયને અનુસરતા ઉત્તમ ભાષણો થયાં હતાં. બાદ પ્રમુખને હાથે વિદ્યાર્થીઓને રોકડ તથા પુસ્તકોનું ઇનામ વેચાયું હતું જે પછી પ્રમુખે પોતાનું ભાષણ કરતાં જ-જણાવ્યું કે—આ સંસ્થાનો રિપોર્ટ જોતાં જણાય છે કે દર વર્ષે વિદ્યાર્થીની સંખ્યા ઘટતી જાય છે, જેનું કારણ ઓછી આવક અને લોકોનું કેળવણી તરફ ઓછું લક્ષ્ય હોવું જોઇએ. આ ખાતાનું ફંડ વધારવા માટે સર્વેએ મદદ કરવાની જરૂર છે. મેમ્બરની સંખ્યા પણ ૧૫૦ પરથી ૧૨૪ થઇ છે જેથી તેમાં વધારો થવાની જરૂર છે, આજે વિદ્યા સંબંધી ધારવા કરતાં વધુ લંબાણ અને ઉત્તમ વિવેચનો થઇ ગયાં છે. જેથી વધુ ન જણાવતાં એટલુંજ જણાવીશ કે જેમ જેમ કેળવણીમાં વધારો થતો જશે તેમ તેમ અવશ્ય ઉન્નતિ થવાનીજ. દરેક સંસ્થાનો પાયો મજબુત હોય તો તે ચીર કાળ સુધી ટકી શકે. અભણ વિદ્યાર્થીઓ મોટા થાય છે ત્યારે તેને બળાપો થાય છે એ જગ જાણીતી વાત છે. શ્રીમાનોએ પણ ભણવાની જરૂર છે. અત્રે આ સભામાં સ્ત્રીઓની પણ હાજરી જોઇ મને આનંદ થાય છે. અત્રે થયેલા ભાષણો સાંભળી તમે સાહુકાર થતા નહિ પણ એમાંથી કંઇને કંઇ ચોરી લઇ જજો અને ગ્રહણ કરજો. આ સંસ્થા દશ વર્ષ થયાં નિર્વિઘ્ને ચાલ્યા કરે છે તથા એની સ્થાપના પછી અત્રે બીજી બે ત્રણ બોર્ડિંગો ખુલી છે જે જાણી મને વિશેષ આનંદ છે. શેઠ માણેકચંદજીએ અનેક સ્થળે બોર્ડિંગો ખોલી તમારી કોમ ઉપર ભારે ઉપકાર કર્યો છે, જેનું તમારા શ્રીમાનોએ અનુકરણ કરવું જોઇએ કેમકે ઉન્નતિનો મૂળ પાયો વિદ્યાજ છે વગેરે. એ પછી ગાયનો વગેરે થઇ સર્વેનો ઉપકાર મનાઇ પાન ગુલાબ હાર તોરા લઇ ૧૧ વાગતે મેલાવડો વિસર્જન થયો હતો.

## વીઝીટર્સ કમીટીની બેઠક.

એજ રાત્રે ૮ થી ૧૨ વાગતા સુધી વીઝીટર્સ કમીટીની બેઠક શા. જેઠાલાલ જેઠીસનદાસ (જેઠાલાલ પ્રેમાનંદવાળા) ના પ્રમુખપણા નીચે થઇ હતી, જેમાં પ્રથમ એ કમીટીના ઓ. સેક્રેટરી મી. કેશવલાલ ડાહ્યાભાઇએ રિપોર્ટ વાંચી સંભળાવી હવે પછી કોઇ બીજા ગ્રહસ્થને સેક્રેટરી નીમવાની સૂચના કરી, જેથી શા. ચીમનલાલ જેશંગભાઇ હરજીવનદાસને સર્વાનુમતે વીઝીટર્સ કમીટીના સેક્રેટરી નીમવામાં આવ્યા હતા. બાદ મી. મુલચંદ કસનદાસ કાપડીઆની લંબાણ વિવેચન પૂર્વક દરખાસ્ત અને તેને કાળીદાસ જેશીંગભાઇ

(વીસા મેવાડા), ચીમનલાલ જેશીંગભાઈ (નૃસીંગપૂરા), જીવાભાઇ વહાલચંદ (દશા હુમડ), શેઠ માણેકચંદજી (વીસા હુમડ), શ્રીયુત હરજીવનભાઇ રાયચંદ, પં. કસ્તુરચંદજી ઉપદેશક વગેરેના લંબાણ વિવેચનો સાથે ટેકાથી સર્વાનુમતે નીચેનો ઠરાવ થયો હતો:—

**અંકલેશ્વરના વીસા મેવાડા દિગંબર જૈનની પંચે એકત્ર મળીને એક એવો લેખિત ઠરાવ કર્યો છે કે "કન્યાની ઉમર દશ વર્ષની થવા સિવાય વિવાહ કે લગ્ન કરવાં નહિ તથા કન્યા કરતાં વરની ઉમર ઓછામાં ઓછી ૬ વર્ષ વધારે હોવી જોઈએ. આ ઠરાવનો ભંગ કરનારને બંન્ને પક્ષને રૂા. ૫૦૧) દંડ આપવો પડશે" આવો ઉત્તમ, હિંમત ભરેલો અને સખત ઠરાવ કરવા માટે આ સભા અંકલેશ્વરના વીસા મેવાડા ભાઈઓને ધન્યવાદ આપે છે અને એનું અનુકરણ કરવાને ગુજરાતના સોજીત્રા વીભાગના વીસા મેવાડા ભાઇઓ, ઓરાણ પ્રાંતિજના દશા હુમડ ભાઇઓ, નૃસીંગપુરા, તથા વીસા હુમડ ભાઈઓને સૂચના કરે છે તેમજ ઉપલી ન્યાતે રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર કરવાનો જે ઠરાવ કરેલો છે તેની પણ આ સભા નોંધ લે છે.**

આ ઠરાવ થવા પછી "હિંદુ સંસારનું દિગ્દર્શન અને તેમાં થવા જોઇતા સુધારા" એ વિષય ઉપર જે ૧૦ વિદ્યાર્થીઓએ ઇનામી નિબંધો લખેલા હતા તે સાંભળવામાં આવ્યા હતા ને તેના પરીક્ષક તરીકે ૪ ગ્રહસ્થોને નીમ્યા હતા. આમાંથી ઉત્તમ નિબંધવાળા બે વિદ્યાર્થીને રૂ. ૬) અને રૂ. ૫) નું અનુક્રમે ઇનામ પરી. લલ્લુભાઇ તરફથી તેમના સ્વર્ગવાસી બંધુ મનુભાઇના સ્મરણાર્થે અપાનાર છે). એ પછી પ્રમુખે ટુંક વિવેચન કરી, વિદ્યાવિલાસ મંડળને રૂ. ૧૦) ભેટ આપી બોર્ડિંગની વિઝીટર્સ કમીટીના મેમ્બરો રૂ. ૫૦) લઇ લાઇફ મેમ્બરો પણ કરવાની સૂચના કરી હતી, જે ઉપાડી લઈ તેનો વિચાર કરવા ૧૨ ગ્રહસ્થોની કમીટી નીમાઇ હતી (જે કમીટીએ આ સભા બરખાસ્ત થતાં તરતજ બેસી રૂ. ૫૦) લઇ લાઇફ મેમ્બર કરવાનો ઠરાવ વધુ મતે કર્યો હતો.) જે પછી રૂ. ૨૭૫) પુરસાવાળા શા. મોતીચંદ ભાઇચંદ તરફથી, રૂ. ૩૫ શા. કેશવલાલ ડાયાભાઇ તરફથી, રૂ. ૨૦૦) શા. ગુલાબચંદ લાલચંદ આમોદવાળા તરફથી બોર્ડીંગને મળ્યા હતા તથા કેટલીક બીજી રકમ પણ ભરાઇ હતી. જે પછી પ્રમુખનો આભાર મનાઇ મેલાવડો વિસર્જન થયો હતો. વળી આ વખતે આગલે દિવસે રાત્રે પણ એક સભા શેઠ રૂપચંદજી ગોરધનદાસ મંદસોરવાળાના પ્રમુખપણા નીચે થઈ હતી, જેમાં પં. કસ્તુરચંદજી ઉપદેશકે ૧॥ કલાક સુધી 'વિદ્યાવૃદ્ધિ' ઉપર ઉત્તમ ભાષણ આપ્યું હતું.

---

## विनोद—बाण.

(લેખકઃ—વિનોદી)

### સ્વાર્થ આગળ સર્વ નકામું.

**કચરાભાઇ** કંજુસ એક દહાડો શાકભાજી ખરીદવા બજારમાં ગયા. તેઓના નામ પ્રમાણે તેમની ખાસીયત સોંઘું શોધીને લેવાની પડી ગયલી હતી; પછી ભલે, ગમે તો તે કચરો હોય કે ગમે તો જીવ હિંસાથી ભરેલું હોય. તેમને તેની કયાં પરવા હતી? એમને તો માત્ર પૈસા બચાવવા એજ કામ હતું.

બધી ચીજનો ભાવ પુછતાં આખરે સસ્તુ શાક વેંગણા પૈસાના દોઢ શેરના મળતા હતા, તે લેવાનો વિચાર થયો, તેઓ તોળાવવાની તૈયારી કરતા હતા, એટલામાં તેમનો પડોશી ડાહ્યાભાઇ પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે કચરાભાઇને કહ્યુ કે, ભાઇ, આ શુ ખરીદ કરો છો ? આપણા જૈનોથી વેંગણા તો ખવાયજ નહિં, કેમકે એ આપણા ધર્મમાં અભક્ષ કહેલું છે. એમાં બહુ બીયાં હોવાથી તેટલાજ જીવો ઉત્પન્ન થવાની શક્તિ છે. એક બીમાંથી એક ઝાડ ઉત્પન્ન થાય છે તેમ અનેક બીમાંથી અનેક ઝાડ ઉત્પન્ન થાય છે. લીલા બી એકેન્દ્રી જીવની સંજ્ઞામાં છે, તેથી બહુ બીજવાળાં ફળ ખાવાથી અનેક જીવની હિંસાના ભાગી થવાય છે અને મહા દોષ લાગે છે. ભલે ! બીજું શાક જરા મોઘું છે તો શું થયું ! ધર્મ કરતાં કાંઇ પૈસાની વધારે કિંમત છે ? માટે મેહેરબાની કરી લોભને દુર મુકી થોડા દોષવાળાં શાક વીગેરે ખરીદો.

❀ ❀ ❀

## કેળવણીના વાખા.

**લેહુરૂભાઇ લટકાળા** જ્યારે જુઓ ત્યારે ઇસ્કીટાઇટ થઇ ફરતા માલમ પડે. બાપદાદા ખાસું ગાંડ ને ગરદન એક કરીને રળી ગયેલા, એટલે એમને તો પેદા કરવાની જંજાળજ પતી ગયલી. ખાવું, પીવું, ને મોજમઝા કરવી એજ એમનો ધધો ! એઠાં ખાય એટલે શરીરમાં પણ આળશ ભાઇ સ[illegible] કરીને પેસી ગયેલા. દિવસનાં અરાઢ કલાક તો ઉંઘમાંજ ગળે. ધર્મનું જ્ઞાન તો મોંકુંજ. બે પૈસા દાન કરવનુ પણ ક્યાંથી સુઝે ? જ્ઞાન હોય ત્યારે કેની ? લુચ્ચા લોકો નાણું પચાવી જાય, તેની પરવા નહિ, પણ કેળવણીના કે એવા બીજા ફંડમાં પૈસો ભરવો પડે, તો ધધડીને તાવ આવે. એઓને સમજાવે પણ કોણ ? સમજાવે તેના સામું થાય, કેમકે પૈસાનો દોર કાંઇ જુદોજ હોય છે. આ બધું થવાનું કારણ જુઓ, તો ચોખ્ખુંજ જણાશે કે કેળવણીના વાખા. અજ્ઞાન માણસમાં આળસ જલદી પ્રવેશ કરે છે, ઇન્દ્રીયો પણ આળશને લીધે પોતાનું મન ગમતું કાર્ય કર્યાં કરે છે અને તેથી અનેક ખરાબ આદતો પડી જાય છે.

❀ ❀ ❀

## વગર વિચારનું કાર્ય.

એક વખતે મુર્ખાનંદ નામનો એક માણસ બજારમાં ફરવા નીકળ્યો ફરતાં ફરતાં તેની નજરે પોષ્ટ ખાતાની કાગળ નાંખવાની પેટી જોવામાં આવી તે જોઇ તેના મનમાં વિચાર આવ્યો કે, આજે મારે પેલા મિત્રને કાગળ લખવો છે તે ટીકીટ જોઇશે, તે આ હેંપીસમાંથી લઇ લઊં, એમ વિચારી ખીસામાંથી પૈસો કહાડી પેટીના કાગળ નાંખવાનાં બાકામાં નાંખ્યો ને ભાઇ સાહેબ ટીકીટની વાટ જોતાં ઉભા, પણ ટીકીટ આપે કોણ, એનો દાદો !! માંહે કાંઇ માસ્તર બેઠેલો હતો કે આપે, થોડીવાર થઇ ટીકીટ બીકીટ કાંઇ મળી નહીં, ત્યારે મોટેથી બુમ પાડવા માંડી કે અલ્યા માસ્તર ! તું લુચ્ચો છે કે છે શું ? મારો પૈસો લીધો ને ટીકીટ કેમ નથી આપતો ? પણ જુવાબ ક્યાંથી મળે ? લોખંડનો પેટારો શું બોલવાનો હતો ! આખરે નીરાશ થઇ પૈસો ખોઇ ઘેર ગયો. આ મુજબ બીનસમજનું અજ્ઞાનતાથી કુપાત્રને કરેલું દાન પણ નકામું જાય છે. દાનથી જે મહાન પુણ્યનું ફળ મળવું જોઇએ, તે કદાપી મળતું નથી કેમકે જેમ બીનઅક્કલના મુર્ખાનંદે પૈસો ગુમાવ્યો, તેમ દાતારોના પૈસા વગર વિચાર્યા કુપાત્રદાનથી નકામા જાય છે ને તેનું કશું ફળ મળતું નથી !!!

* * *

## કર્યું એજ કામ, વિચારથી શું વળે?

ધનકોર બેનનું ધ્યાન ધર્મ કાર્ય તરફ ઠીક લાગેલું હતું. તેમને પુજન અભિષેક જોવાનો તથા પુરાણ વગેરે સાંભળવાનો શોખ પણ સારો હતો. દરરોજ સવારનાં નિયમ પ્રમાણે મંદિરમાં આવ્યા વગર રહેજ નહિં, જરા મોડું થયું હોય અને પુજન જોવાનું કે શાસ્ત્રજી સાંભળવાનું અધુરૂં રહી જાય, તો તેમનું હૃદય બહુ દુઃખી થતું. આખો દિવસ પશ્ચાત્તાપ થયા કરતો કે "મેં મુર્ખિણીએ આજે ગૃહ જંજાળની ખટપટમાં ને નહિં કારણની પટપટમાં વખત ગુમાવ્યો, જેથી મોડું થઇ ગયું, પણ ફિકર નહિં. હવે કાલથી કદી પણ એવા ખોટા લખલખારામાં કે કંકાશમાં ઉભી રહીશ નહિં. સવારમાં જરા વહેલી ઉઠી ઘરનું કાર્ય ત્વરાથી પરવારી અને વેળાસર મંદિરે જઇશ." આ પ્રમાણે તેમની ધર્મકાર્યમાં સારી રૂચી હતી ઉપદેશ સાંભળીને દાન કરવામાં પણ તેમનું દીલ દોરાતું હતું, પણ મોહિની કર્મ તેમના દીલમાં સજ્જડ ચોટેલું હતું, તથા અંતરાય કર્મ પણ કાંઇ ઓછું જોર વાપરતું નહોતું, તેથી દાન કરવાનો વિચાર તો ઘણીએ થાય, પણ દાનાંતરાયભાઇ ઝટ ઝાલી લેતા કે વિચારમાં વમળ નાંખી દે અને કાર્ય કરતાં રોકાણ કરી દે, તેમ તેઓનો લોભ પણ છુટેલો નહોતો. ફક્ત વિચાર થાય એટલુંજ, પણ દોઢીયાં પેટીમાંથી કાઢવાના વાખા. આજે નહિં તો કાલે કરીશ, એમ આળસમાં ઉલટને સમાવી દેતા, પણ "કર્યું એ કામ અને બીડાવી તેજ હામ" એ સંકલ્પ મનમાં નહોતો; તેથી ધારેલું કાર્ય કરી શકવામાં તેઓ અસક્ત નીવડતા હતા, એજ એમની ખરી ખામી હતી. વિચાર કરે વળે શું? ખાય તોજ પેટ ભરાય. નજરે જોવાથી કાંઇ તૃપ્તિ થતી નથી, તેમ ધર્મ કાર્ય કરવાની રૂચી થાય કે તરતજ અનેક વિઘ્નો આવતાં હોય, તો પણ તેને અટકાવી ઉપજેલા વિચારોને અમલમાં મુકવા જોઇએ તોજ ખરેખરૂં પુણ્ય ઉપાર્જન થાય.

* * *

## પુરાણા પૂંછડાને પાણીચું!!

જાણીને આનંદ થાય છે કે રતલામ નરેશ સજ્જનસિંહજી બહાદુરે નામ પ્રમાણે કામ કરી બતાવ્યું છે. જુના જમાનાથી પેસી ગયેલો એક દિવસમાં માલ ઉડાવી પેટપર હાથ ફેરવવાનો રીવાજ એક એ ઓછો કર્યો છે કે દશેરાને દિવસે ખાસા બે ત્રણ હજાર લાડુભટોને જમાડવામાં આવતા હતા, તે પાછળ લગભગ દોઢ હજાર ચકરડાં ઉડી જઇ પૈસાનું મટોડું બનતું હતું, ને આપણા સુવિચારી સજ્જન નરેશથી સાંખી શકાયું નહિં, તેથી મિષ્ટાંનમેળો બંધ કર્યો. જોઇ લ્યો આમ થવાથી લાડુભટોના પેટકુટારો! હાય વોય કરી મુક્યા! મહારાજને કંઇ કંઇ સરપાવ! પોથીમાંના રીંગણા જેવા કંઇ કંઇ વહેમ અને ગપાષ્ટક ગોળાથી ગામ ગજાવી મુક્યું! મહારાજાએ આ કામ કાંઇ પૈસા બચાવવા ખાતર કર્યું નહોતું. તેમણે તો નાણાંનો સદુપયોગ કેમ કરવો તેની શિક્ષા લીધેલી હતી, એટલે એ બચાવેલા નાણાં જેટલીજ રકમ, એટલે મહિને દોઢસો રૂપીઆની મદદ સાથે બ્રાહ્મણ બોર્ડિંગ ઉઘાડનાર છે, જેમાં રોજના બ્રાહ્મણ ભોજન થશે, અનેક અભણ ભટજીના પુત્રો કેળવણી લેશે, સંસારીક અને ધાર્મીક રીતરીવાજો સુધરશે, અને માત્ર એક દિવસના બે ત્રણ હજાર બ્રહ્મભોજનને બદલે ત્રણશોને પાંસઠ દિવસ બ્રાહ્મણો જમી હજારો બ્રાહ્મણો જમ્યાનું ફળ પ્રાપ્ત થશે. વ્હેમને વચમાં લાવીને જે અક્કલબાજો! પુરાણું પૂછડું છોડતાજ નથી, તેઓને આ સમ્મત ચાબુકના સપાટાનો દાખલો છે એજ

મને વ્હેમમાં પૈસાની પાયમાલી સાથે દેશની અને કોમની પણ પાયમાલી થતી અટકાવવા માટે આવાજ અમુલ્ય ઉપાયો રામબાણ છે. ધન્ય છે ! સજ્જનસિંહ તમારી કેળવણીને અને ધન્ય છે તમારી હીંમતને ! ! !

## आमचे क्षुद्र विचार.

लेखकः-कोठारी हीराचंद सखाराम, दुधनी.

या भरतखंडात वर्तमान कालीं सर्व समाजात विशेषतः या आमच्या जैन समाजात असा एक असाधारण नियमच होउन राहिला आहे किं, कांहीं मंडळी समाजोन्नति व धर्मोन्नतिच्या कामीं उत्तर हिमालया पासून तो थेट कन्याकुमारीके पर्यंत 'जैन जयतु शासनम्' करण्याच्या खटपटीस दंड थोपटून तयार झाली, किं कांहीं मंडळी प्रतीपक्षी यांचा दीर्घ प्रयत्न हाणून पाडण्यास व आपल्या अज्ञानरुपी गाढ अंधकारांत प्रमाद रुपीं निशान फडविण्यास लांग चढवून तयार आहेच! जणूकाय उन्नतिरुपी अंकुराच्या बरोबर अवनतिकारक कीटकाची उत्पति होत असते! एक पक्ष जागोजाग सभास्थापन करून उन्नती करू इच्छितो तर दुसरा पक्ष त्या सभेत कोणी सामील न होण्याचा यत्न करितो! एक पक्ष जागोजाग पाठशाळा, बोर्डींगे, श्राविकाश्रमे उघडविण्यांत आपल्या इष्ट हेतूची सिद्धता मानतो; तर दुसरा पक्ष प्रतिपक्षि यांच्या कार्यालयांत आपुली मुलें न पाठविण्यांत व त्या कार्यालयास तिळमात्र देखलि मदत न देण्यातच आपली इति कर्तव्यता समजतो। एक पक्ष आधुनिक मुद्रण कलेनें जैन ग्रथांचा सर्वत्र प्रसार करण्यात व जागोजाग सरस्वती भुवनें (वाचनालये) उघडण्यात उन्नतिकारांचें आद्य कर्तव्य समजतो; तर दुसरा पक्ष प्रतिवाद्यांच्यां कर्तव्यास एक प्रकारचें पातक व स्वतः हस्त लिखीत ग्रंथांची भक्ति पूजा आदि विनयाचा अतिरेक करण्यांतच खरें धर्माचरण समजतो! एखादा मनुष्य सदुपदेश देऊन उन्नति करु इच्छितो; तर दुसरा मनुष्य त्याच्या क्षुद्र दोषाकडे पाहून 'लोकासांगे ब्रम्हज्ञान आपण कोरडे पाशाण' असें तत्काळ म्हणूं लागतो. व त्याच्या सदुप दोषाकडे मुळींच लक्ष देत नाहीं अर्थात चितारी कुरुप म्हणून त्यानें काढलेली चित्रें ही कुरुप अशी त्याची समजून झालेली असते कित्येक आपल्या मानापानां साठीं प्रमुख व धन संपन्न म्हणविणारे लोक धर्मघात होत असता देखील अज्ञ बालका प्रमाणें एखाद्या गोष्टीचा हट्ट धरून राहण्यातच श्रेष्टत्वाची ध्वजा चढविली असे समजतात तर कित्येक त्यानां त्या दुराग्रहरूपीं पिशाचा पासून सोडविण्या कारितां हजारों रूपये खर्च करून दीर्घ प्रयत्न करण्यातच आपले जीवन सा-

फल्य समजतात; कोणी पुष्कळ द्रव्य खर्च करून जिन मंदिर बांधविण्यांत व बिंब प्रतिष्ठा करविण्यांतच सुधारणा समजतो तर कोणी पुष्कळ द्रव्य संपादन करुन एक कवडी देखील सन्मार्गी खर्चे न करितां केवल लक्षाधीश व कोटयाधीश म्हणविण्यांतच आपण सुधारणेच्या शिखरावर आहोंत असें समजतो; कोणी आपणास समाजधूरीण म्हणविण्यातच सुख मानतो तर कोणी आपले नांव लांबलचक पदव्यांनीं युक्त असलेले पाहून संतोष मानतो; एकूण जो तो कोणत्या तरी दिशेनें स्वार्थ साधण्यातच निमग्न असलेला दिसून येतो.

आम्ही आमच्या मोठ मोठ्या दुर्गुणांकडे न पाहतां दुसऱ्याच्या लहानशा दोशाकडें तेव्हांच लक्ष पोचवितो एवढेंच नव्हे तर आम्ही त्या सत्पुरूपाच्या सद्गुणाकडे दुलर्क्ष करून समाजातींल एकीं रूपीं सतीचे शीलभंग (दुफळी) करण्यास प्रवृत होतो ही एक प्रकारे आमची सवयच होऊन राहिली आहे.

## रोटी व्यवहार.

एखादा जैन गुजराच्या घरीं किंवा एखादा गुजद जैनाचा घरीं जेवल्यास त्यानें समाजाचा मोटा गुन्हा केला असे आपणांस वाटूं लागते इतकेंच नव्हे तर आम्ही समसमान जातींत (पंचम, चतुर्थ, सेतवाळ, कासार वगैरेत) देखील परम्परांत रोटी व्यवहार करणे अप्रशस्त समजतो, परंतू आम्ही 'जिनानुयायिनः जैनः' ही उक्ती लक्षात आणून आम्ही सर्व जैन धर्मीबांधव एक आहोंत; व आम्हा सर्वांचा देव गुरू धर्म एकच आहे तर जेवणासाठींच कोठे घोडे अडतें; इकडे तिळमात्र देखील लक्ष देत नाहीं. आपल्या सारखा जाति भेदाचा क्षुत्रविचार श्रीमद् विद्वत्‌शिरोमणी व सन्मार्गदर्शक श्रीमद् भटाकंलक देव यांच्या ठीकाणीं असता तर त्याना अंसख्य बोद्धाचे जैन करताच आले नसते. त्याच प्रमाणे पुण्यवती चेलनादेवीच्या ठीकाणीं जर हा विचार असता तर बौद्ध मतानुयायि महामंडलेश्वर श्रेणीक राजाला जैन धमासह क्षायक सम्यक्त्व प्राप्त करून घेतां आलेच नसते; त्याच प्रमाणे पुण्यवती हाच विचार जर आमचे अंजिक्यवादी परमत खंडक व समस्त भरतखंडात विजय पताका फडकविणारे आणि भावी तिर्थंकर असे श्री संमतभद्राचार्याच्या ठीकाणी असतां तर विष्णु मतानुयायि शिवकोटी राजादिकाला जैन दिक्षा घेताच आली नसती व श्री भगवतीआराधना नांमाचा ग्रंथ आज आमच्या पाहण्यात आला नसतां, एवढेच नव्हे तर वरिल सत्पुरूषांच्या प्रयत्नाभावीं जैनांचे नांव देखील लुप्त—प्राय झाले असते. करितां सद्धर्म प्रति पालक हो, आमच्या या क्षुद्र विचाराची होळी करून सर्व जैन बांधवांनी समाज प्रेम वृद्धास्तिव एक मेकाच्या घरीं निःशंकपणें

मोठेपणाचा व्यवहार करित असावे हेंच शहाण-पणाचें कर्तव्य होय.

### शिक्षण.

शिक्षणाच्या कामी तर आमचा समाज फारच मागसलेला आहे त्यातल्या त्यांत स्त्रीयानां शिक्षण देणें म्हणजे आपला एक प्रकारें अपमान करून घेण्याचे साधनच तयार करणें असें आम्ही समजतो; कित्ये-कांची तर अशी समजूत झाली आहे कीं, स्त्रियानां शिकविले म्हणजे आपणास चुली फुंकाव्या लागतील व शिकलेल्या स्त्रिया गैर चालीच्या होतील. असें मानुन स्त्रि शिक्षणा-च्या कामीं आम्ही आळा घालण्याचा प्रयत्न करित असतो परंतु ज्याप्रमाणें पुरुषाचें अंतिम ध्येय मोक्ष सुख आहे त्या प्रमाणें स्त्रि-यांचेंहि अंतिम ध्येय मोक्ष सुखच आहे असे आम्हांस ठाऊक नसावे काय? जसे पुरुषानां मोक्ष सुख प्राप्त करुन घेण्यांस ज्ञानाची आवश्यकता आहे; तसेच किंवा त्याहूनहि अधिक पुरुषापेक्षा स्त्रियानां मोक्ष मिळविण्या-साठीं शिक्षणाची अत्यंत जरुरी आहे. कारण स्त्रियानां आपल्या मोक्षमार्गांत आड येणाऱ्या स्त्रीवेद नांम कर्माचा नाश करुन त्यानां अद्या-पी आपल्या सारखीं पुरुष पर्याय प्राप्त करुन घ्यावयाची आहे. असे असून आमच्या या मोठेपणाची घमेंड मारणाऱ्या व इतरासही न समजणाऱ्या आप मतलबी पुरुषांस उघड दिसणारी शिक्षणाची उणीव लक्षात येऊन ये हे आमच्या स्त्रियांचे दुर्दैव होय. स्त्री शिक्षणानें बाल संगोपन, शरिर संरक्षण, आहार शुद्धता, आदरातिथ्य, शुद्धाचरण, योग्यायोग्य खर्च, पतीप्रेम, घरातील टापटीप, व कौटुंबीक सुधारणेच्या कामीं साहयता मिळून ऐहिक संसार सुखाचा गाडा सुरळीत चालतो एवढेच नव्हेतर पुरुषाना पारमार्थीक सुख मिळविण्यांस देखील शिक्षीत स्त्रियाच साहयकारी होतात असें सुशिल स्त्रियांच्या चरित्रावलोकनाने सहज दिसून येईल. परंतु सती सीता, अंजना, द्रौपदी, सुलोचना, विशल्या, मंदोदरी, सोमा, ब्राम्ही, सुंदरी, नीली, महाराणी रेवती, चेलना, मदनासुंद-दरी, दमयंती इत्यादि सुशीक्षीत स्त्रियाच्या चरित्राकडे आमच्या या अदुर दृष्टी समा-जांचे मुळीच लक्ष गेले नाही याबद्दल आ-म्हास राहून राहून आश्चर्य वाटते. सद्गृह-स्थहो! समाजोन्नति व धर्मोन्नति रुपी इमा-रत बाधण्यापुर्वी भावी पीढीच्या कल्याणार्थ स्त्रि शीक्षणरुपी भक्कम पाया घालण्याची वर्तमानकालीं अत्यंत जरुरी आहे हे प्रत्ये-कांनीं पूर्णपणें लक्षात ठेऊन तदनुकुल वर्त-णूक इच्छित कार्याची सिद्धता लवकरच दिसून येइल. (अपूर्ण)

૨૦ વર્ષ થયાં હજારો રોગીઓદ્વારા પરીક્ષાત અને પ્રશંસા-
પત્રો મેળવેલો સર્વે ઔષધીઓનો સરદાર
अमृतार्णव
ફાયદો નહિ થાય તો પૈસા પાછા આપીશું.
આ અમૃતાર્ણવની એક બે શીશી દરેક પુરૂષે હમેશ પાસે રાખવી જોઇએ કેમકે આ એકજ દવાથી બાળક, જુવાન અને બુઢ્ઢા સ્ત્રી પુરૂષોના માથાથી પગ સુધીના સર્વે રોગો દૂર કરે છે અને પાંચજ મીનીટમાં ફાયદો માલમ પડે છે. એને વાપરનારા એમજ કહે છે કે આવી ગુણકારી દવા દુનિયાભરમાં બીજી નથી. આ એકજ દવા આખા ઔષધાલય જેવી છે. એની નીચે લખેલા રોગો ઉપર સેકડોવાર પરીક્ષા થઇ ચુકી છે.
અમૃતાર્ણવથી સારા થતા કેટલાક રોગોનાં નામો.
પ્લેગ ઉપર ખાવાથી અને ગાંઠ ઉપર ચોપડવાથી તરત આરામ થાય છે. તાવ, ઝાડો, તિજારી, ખાંસી, બવાશીર, ગઠીઆ, પ્રમેહ, ઉપદંશ, સુજાક, જીવ કુમળાવો, સ્ત્રીઓના તથા બાળકોના સર્વે રોગો, માથાનું દુખવું, આંખના રોગો, દાંતના રોગો, કાન બહેરમારી જવા, દાઢનું દરદ, નાકના રોગો, દરાજ, ખરજવું વગેરે. હડખાયલું કુતરૂં, વીંછી, સાપ, વગેરેનું ઝેર જખમ ઉપર ચોપડવાથી તરત આનાન થાય છે. સર્વે રોગોનાં નામ તે અમે કયાં સુધી લખીએ? ટુંકમાં સર્વે જાતના રોગો ઉપર આ એક સ્વદેશી અતિ ઉત્તમ ઔષધજ છે.
કિં. શીશી એકનો રૂા ૧। બે સુધી પોસ્ટેજ રૂા. ૦। ત્રણ શીશીના રૂ. ૩।। છ શીશીના રૂા. ૬।। પોસ્ટેજ સાથે. વધુ બાતમી માટે મોટું સુચીપત્ર મંગાવો. પત્ર વ્યવહાર હિંદીમાં કરવો.
આ દવા મંગાવવાનું સ્થળ.—
श्री रुपचंद्र जैन वैद्यनी अमृतार्णव ऑफिस,
नं. १० इटावा सीटी (यु.पी.) Etawah City.

# "स्याद्वाद् ग्रंथमाला"ना ग्राहकोने

## महान शास्त्र "आदीपुराणजी" पण मळशे.

**प्रथम** अमारो विचार आदीपुराणजी ग्रंथ जुदोज **आपवानो हतो, पण घणा ग्राहकोनी** इच्छा एवी जणाइ के आदीपुराणजी **शास्त्र** पण 'स्याद्वाद ग्रंथमाळा' मांज आपवुं **जोइए,** **जेथी** हवे नीचे मुजब नीयमोथी आदीपुराणजी पण ग्रंथमाळाना ग्राहकोने मोकलवामां **आवशे.**

**"स्याद्वाद ग्रंथमाळा"** द्वारा **जिनशतक** अने **धर्मरत्नोद्योत** आ **बे ग्रंथो** बहार पडी **चुक्या छे अने त्रीजो ग्रंथ धर्मप्रश्नोत्तर** (टीका सह) आशरे ५०० पानांनो **तैयार थवा आव्यो** **छे,** जेनो एक भाग मोकलाइ चुकायो छे अने बीजो भाग पण आ मासमां रवाना **थशे.** **आदीपुराणजी** पण छपाय छे, जेना आ मासथी दरेक **महिने** १२ के १५ फारम (**छुटां पानां**) **पोस्टेज** बे आनाना वी.पी.**थी** ग्राहकोने मोकलवामां आवशे.

नाना नाना ग्रंथो अने आदीपुराणजीना फारमो **साथे** ८० फारम (आठ के सोळ पेजी) **पहोंचतां** ग्रंथमाळानुं लवाजम रु ५) पुरुं थयेलुं गणाशे अने फरी रु ५) वी. पी. **थी** लेवामां **आवशे.** ए मुजब ८० फारम फरी पुरां थतां एज मुजब रु ५) लेवाता रहेशे, जेथी ज्यां **सुधी** आदीपुराणजी पूर्ण नहि थाय, त्यां सुधी एना **कायम ग्राहक** रहेवानी जरुर पडशे. **आदीपुराणजीना कुल्ले आशरे २५० फारम (मोटां २००० पानां) थशे.**

**जेमने आदीपुराणजी नहि जोइतुं होय** तेमने नाना ग्रंथोज मोकली तेना ८० **फोर्मनुं** रु ५) **लवाजम गणवामां आवशे** तेमज जेमने मात्र **आदीपुराणज लेवुं हशे तेमने** एज ग्रंथ ८० फारमना रु ५) ने हिसाबे एकलो पण दर महीने छुटां छुटां पानां द्वारा **मोकलवामां आवशे,** पण रु ५) तो **अगाउथीज** वी. पी. द्वारा लेवाशे.

**'स्याद्वाद ग्रंथमाला'ना** जेमने नवा ग्राहक थवुं होय, तेमणे ताकीदे पत्र लखी **नाम** **नोंधावतुं** अने ते **साथे** एटलुं पण जणावतुं के आदीपुराणजी ग्रंथ पण ते **साथे लेवो** **छे के** नहि. ८० फारम (आठ के सोळ पेजी)नी किं. ५) छे. नवा ग्राहकोने नाम नोंधावतां **नी साथे** प्रकट थयेला त्रण ग्रंथो तरतज वी. पी.थी मोकली आपीशुं.

जो तमे **जीनवाणीमातानो उद्धार अने जैन धर्मनी उन्नति** चाहता हो, तो **निज** खर्चथी न बने, तो **दरेक मंदीरना भंडारना द्रव्य द्वारा** पण दरेक मंदीर दीठ **स्याद्वाद ग्रंथमाळाना ग्राहक थाओ.**

## रु १॥) मां ३०० पानानां बे अपूर्व ग्रंथो.

**"स्याद्वाद् ग्रंथमाळा"** द्वारा प्रकट थएला १७५ अने १२५ एम ३०० पानांना **बे** **नवीन** उपयोगी ग्रंथो श्री **धर्मरत्नोद्योत** रु १)नी किंमते अने **जिनशतक** रु ०॥।नी किंमते अमारी **पासेथी** छुटक मळी शके छे, माटे जरुर होय तेमणे तरत मंगावी लेवुं केमके **नकलो** **जुजज** सीलकमां **छे.** बंनेनुं टपाल खर्च ०)≈ जुदुं समजवुं.

पत्रव्यवहारनुं स्थळ—

**पन्नालाल बाकलीवाल**

**मालिक—स्याद्वाद रत्नाकर कार्यालय—बनारस सीटी. Benaras city.**

REGD. No.
B. 744.

## नूतनवर्षाभिवंदन.

જશ રૂપ જગમાં નિવડો, નવું બેસતું સાલ;
ઉન્નતિ કરવા કોમની, દે મતિ દીન દયાળ,

( શાર્દુલવિક્રીડીત )

ઉગ્યો દિનકર આજનો સુખમઈ, સૃષ્ટિ રૂડી ઓપતો;
ઝળકે ઝાકઝમાળ સર્વ સ્થળને, પૂર્યા રૂડા ચોક તો. ૧
ગાયે ગીત વિનોદથી સહુ જનો, ગુણો ગૂંથે વીરના;
મ્હાલે મોજ મઝાહમાં મદ ભર્યા, વસ્ત્રો સજી હીરના. ૨
પૂરૂં વર્ષજ વીસ ચાર અટ્ઠીશ, જાણે કુખ્યું હર્ષથી;
નૂતન ચાળીસ માંહિ એક કમનું, બેસી ચુક્યું હર્ષથી. ૩
થાયે ઠામેઠામ ભક્તિ વીર જીનની, વાજીંત્ર બહુ વાજતાં;
ભાવે ભજતા ભક્ત ભેદ તજીને, ગાને કરી ગાજતાં. ૪
હું પણ કિંકર તેહનો મતિ હિણો, યાચું કંઈ યાચના;
કરશે તે કિરતાર પૂર્ણ સઘળી, પડશે કદી ખાંચ ના. ૫
હે પ્રભુ! દીન દયાળ દાસ દીનના, સદ્બુદ્ધિ દ્યો સર્વને;
થાયે કાર્ય તમામ સર્વ નીતિનાં, તોડી ગહન ગર્વને; ૬
રાગ દ્વેષ દુરે ખસે દુર્જનો, પ્રસરે દયા દીનતા;
કાઢો ક્લેશ કષાય કષ્ટ જડથી, પામે ન કો હીનતા. ૭
વર્ષે વર્ષા વૃષ્ટિ વેગ વધતી, પાકે પરીધાન્ય બહુ;
ના રહે દુઃખી દરિદ્રી દેશભરમાં, સંતોષ પામે સહુ. ૮
થાયે દાન સુપાત્ર દુઃખી દીનને, પ્રેરો પ્રભુ સદ્મતિ;
સુધરે "જીવન" સર્વનું વળી મળે, સદ્ધર્મ ને સદ્ગતિ. ૯

(જી. ક. કાપડીઆ, સુરત.)

Printed & published by Moolchand Kisondas Kapadia at 'The Surat Jain Printing Press, near Khapatia Chakla, Chandavadi—SURAT.

## खास अंकका विषयानुक्रम.

# खास अंकके चित्रोंका अनुक्रम.

इस वर्षके १० उपहारोंके पोस्टेज सह पेशगी वार्षिक मूल्य रु. १-१२-० है।

॥ श्री वीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBER JAIN

नमः श्री वर्द्धमानाय निर्द्धूत कलिलात्मने।
सालोकानां त्रिलोकानां यद्विद्या दर्पणायते॥

वर्ष ७ मुं.] वीर संवत २४४०. कार्तिक. विक्रम सं. १९७०. [ अंक १ लो.

## महावीर स्तुति

( राग माढ—गुणवंती गुजरात, ए लय )

जयवंता प्रभु वीर, हमारा जयवंता प्रभु वीर;
शासन नायक धीर, हमारा जयवंता प्रभु वीर.—ए टेक.
शास्त्र सरोवर सरस आपनुं, तत्त्व रसे भरपूर;
तेमां न्हातां तरतां नित्ये, शुद्ध थाय अम उर. हमारा० १
सात्त्विक भावे जेह प्रकाश्युं, वास्तविक तत्त्व स्वरुप;
आस्तिकतामां रमीये तेथी, आनंद थाय अनूप. हमारा० २
आप प्रकाशित ज्ञान बगीचे, खील्यां छे बहु फूल;
सुगंधी वायुनी सरस ल्हेरथी, अमे थइए मश्गुल. हमारा० ३
आप विशाळ विचार भूमिये, उछर्या कल्प अंकुर;
रसभर तेनां फल चाखीने, रहीशुं आप हजुर. हमारा० ४
नाम आपनुं निशदिन प्यारुं, रमी रह्युं अम ऊर;
तेनी खातर प्राण अर्पवा, अमे छीये मंजुर. हमारा० ५
मार्ग बताव्या अम उपर जे, कर्या महा उपकार;
अर्पण करिए सर्व तथापि, थाय न प्रत्युकार. हमारा० ६
चरण आपना शरण हमारे, मरण जन्म भय दूर;
लोभी चातक रत्नचंद्र ज्यम, तम दर्शन आतूर. हमारा० ७

( स्था. मुनि श्री रत्नचंद्रजी—पालणपुर.)

## निर्वाणोत्सव.

**गज़ल ।**

घड़ी धनि आजकी है ये,
हर्ष ही हर्ष छाये हैं ॥ टेक ॥
वरी है रानी शिव वीरा,
वजें अनहद सुवाजे हैं ॥ १ ॥
करम उत्सव जु निर्वाण,
सभी मिलि देव आये हैं ।
लिये आठों दरव करमें,
सभी स्तुति उचारें हैं ॥ २ ॥
करैं हैं नृत्य अप्सरनीं,
मगन गुणगान किन्नर हैं ।
वचन, मन, काय शुभ करिके,
जिनेश्वर पूज तत्पर हैं ॥ ३ ॥
किया संचय सुकृत यैसा,
सरव सुख जिससे मिलते हैं ।
देव इस विधि मना उत्सव,
स्वर्ग अपने सिधारे हैं ॥ ४ ॥

## शुभ (निर्वाण) दिवस ॥

वही दिन आज है प्यारा,
वीर निर्वाण हुवा है ॥ टेक ॥
वदी मावस जु कार्तिककी,
दिवाली नाम ज़ाहिर है ॥ ५ ॥
आज गौतमजी गणधरने,
सुकेवल भी उपार्ज्या है ।
प्रकाशा मोक्ष मारगको,
इसीसे शुभ कहाया है ॥ ६ ॥
चलो भविजन करें पूजा,
हर्ष दिलमें उमाया है ।
जपौ जिन नाम महावीरा,
सरव कल्याण दाता है ॥ ७ ॥
परम शुभ है दिवस यैसा,
लोक विपरीत कीना है ।
रुपयेलक्ष्मीको पूजे हैं,
मोक्षलक्ष्मी विसारी है ॥ ८ ॥
छोड़ गणधरकी पूजा जो,
सरव सम्पत्ति कर्ता है ।
रचें पूजा वो लम्बोदर [गणेश],
महा मिथ्यात्व फैला है ॥ ९ ॥
चतुर्विधि दान करना था,
दानसे द्रव्य मिलता है ।
खेद ! जूआ रचा जाता,
धरम और धन न'साता है ॥ १० ॥
भ्रमे तुमऽनादिसे जगमें,
यही मिथ्यात्व पकड़ा है ।
पढ़ो अब मित्र ! शास्त्रोंको,
हिताहित जान पड़ता है ॥ ११ ॥
करो श्रद्धान जिनवाणी,
तजो मिथ्यात तुम प्यारे ।
मिलेगा सुक्ख अविनाशी,
"चन्द्र" यह अर्ज़ करता है ॥ १२ ॥

**अमोलकचन्द्र पी. जे. (इंदोर)**

## एवा 'दिगंवर जैन'नो जग विजय ने जश पामजो.

અરપે રહસ્ય ધર્મનું છે જ્ઞાનથી ભરપૂર જો,
શિક્ષાઓ આપે પ્રેમથી ધાર્યું ન પક્ષપાત જો;
સત્ય માર્ગે દોરીને દૂરે કરે દૂરગુણ જો,
એવા 'દિગંબર જૈન'નો જગ વિજયને જશ પામજો. ૧

ઉદ્ગાર ઉત્તમ ઉરમાં ઉપજાવી તોડે ઉંઘ જો,
આનંદ અંતર અવનવા અરિહંતના દેનાર જો;
સેવા બજાવી ધ્યાનથી આપ્યું છે જ્ઞાન ભંડાર જો,
એવા 'દિગંબર જૈન'નો જગ વિજયને જશ પામજો. ૨

વિરોધતા રાખી નથી ધાર્યાં છે એક સમાન જો,
પ્રસરતી કિરતી અધિકી જગતમાં આ વાર જો;
અધિક પ્રસરે માન પામે એહુ મનમાં ધાર જો;
એવા 'દિગંબર જૈન'નો જગ વિજય ને જશ પામજો, ૩

જેવી વૃતી નિજ ધર્મમાં રાખોછો તેવી રાખ જો,
રહસ્ય અધિકું જાણવા સ્નેહે '**દિગંબર**' વાંચજો;
ધાર્મિક અને સંસારના અરપે છે શુધ્ધ વિચારજો,
એવા 'દિગંબર જૈન'નો જગ વિજયને જશ પામજો. ૪

## प्रभूस्तुती.

(સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લહજે.)

[1]દિલાવર દિલના [2]દિલદાર [3]દિલોજાન દિલારા.
ગરીબ ગમાર છું ગજરાજ ગમ્ભીર રંગવાલા. દિલાવર.
મહાવીરજી મદાંધ હું મનાવું મનોહર મણીછો.
બહાદૂરી બતાવીને બન્યા બળવાન બહુજો. દિલાવર.
[4]રતિપતિ રસને ત્યજી રત્ન [5]રમાશીવને [6]રળી.
જય જય જગદીશ જગતનામ જમાવ્યું જનમી. દિલાવર.
[7]ઈતઃપર ઈચ્છના [8]ઇજાની ઇચ્છૂ ના [9]ઇનજો.
નમે નરનાર [10]નન્દનનાથ નમેરા નયજો. દિલાવર.

**(પુનશી અરજુન શાહ—ધુળીઆ)**

---

૧-દિલાવર-બહાદુર, હિંમતવાન. ૨-દિલદાર-આત્માનો સ્વામિ. ૩-દિલોજાન-જીવનાજેવું વહાલું. ૪-રતિ પતિ-મદન, કામ. ૫-રમાશીવને-મોક્ષને. ૬-રળી-પામી, મેળવી. ૭-ઈતઃપર-હવે પછી. ૮-ઇજાની-પીડાની. ૯-ઈન જો-પ્રભૂ ૧૦-નંન્દનનાથ-પુત્રના ધણી.

# दिव्य संदेशो !

(હરિગિત છંદ.)

શ્રી આદ્ય ઇશ આરોગ્યના પ્રગટી પ્રભુ દિગંબરી,
અમૃતભરી વાણિવડે આ લોકપર કરૂણા કરી;
આરોગ્યતાના સાધકો સૌ સાંભળો શ્રવણો ભરી,
સંદેશ, મ્હારો સૂચવશે માસિક શુભ દિગંબરી. ૧

હું દિવ્ય દઉં આશિષ એ માસિકનું શુભ સાધવા,
અર્પિશ હું આ નવિન વર્ષે નિયમો એને નવા;
જેનું પરિપાલન કરી પ્રાણી અખંડિત સુખનો,
અધિકારી થઈ ત્યજશે સદા સંતાપ સઘળા દુઃખનો. ૨

કળિકાળનાં નરનારીઓ ને ચરોપથીના ભંગથી,
વળિ એશને આરામ વિપરિત ખાનપાન કુઢંગથી;
આરોગ્યનાં તત્વો ઘટાડી વિષયવશ્ય વધતાં જતાં,
શતશરદનું આયુષ્ય તજીને અલ્પ મૃત્યુ પામતાં. ૩

આયુષ્ય પૂર્ણ કીધા વિના મરવું તે આત્મઘાત છે,
એ સમ નથી બીજું પાપ તે શાસ્ત્રો વિષે વિખ્યાત છે;
એ પાપને અલ્પાયુથી ઉગારવા હું શ્રી હરિ,
દિગંબરિ માસિકમાં વસું આવી હું દિગંબરી. ૪

દિગંબરી માસિક તણા સેવનવડે આ જગ વિષે,
સ્વર્લોક સમ સુખ જામશે ને પ્રાણિ સૌ સુખ પામશે;
ના'ના નિયમો પાળશે ને ચરતણા નરનારીઓ,
સુખ સિંધુનીજ છોળોવડે ભરશે મહેલ અટારીઓ. ૫

નિર્દયપણું વળી કલેશ ઇર્ષા દંભતા પણ દુર જશે,
વ્યાધિ ઉપાધિ મનતણી અહિંથી સમુળી નાસશે;
આરોગ્યના નિયમો વડે કંચન સ્વરૂપ કાયા થશે,
માનવનું મંદિર થશે હરિનો દિવસ એ આવશે. ૬

અભિધર અમીવૃષ્ટિ થશે ધરણી ભરાશે રસકસે,
એહવો વખત પણ આવશે નેચર પુજા ઘરઘર થશે;
રે ! ! ! દિવસ પણ એ આવશે ને આવશે એ પણ ઘડી,
સુખશાન્તિના સાગર વિષેને ચરની તરશે નાવડી.

(એ. એન. રંગવાળા.)

## संपादकीय वक्तव्य.

दिगंबरं जैनमिदं सुपत्रम् ।
ख्यातिं यथाप्तं हि तथैव यातु ॥
सुबोधकैर्धार्मिकलेखवृन्दैं ।
युतं मुदा ग्राह्यमिति ब्रवीमि ॥

This is the second time that this journal appears with English articles. Last year's special issue of this journal was published with four small articles while that of this year is published with five English very intellectual articles which occupy 24 long pages. Upto yet no other journal than this has appeared from the Jain community with articles in five different languages and decorated with so many photos to divert the readers for which we have every reason to be proud. This is the special issue in the beginning of Vir Nirvan Samvat 2440 and the first number of the seventh volume of ' Digamber Jain' containing about fifty articles in five different languages, viz., English, Sanskrit, Hindi, Marathi & Gujarati, from various illustrious personages from different parts of the country and no trouble has been saved to decorate it with the photos of some of the Jain Tyagis, Sidhakshetras, Public Institutions. and educated illustrious and charitable persons, making a totle of fifty-nine, in which seven are of the western Jain literary persons as Prof. Dr. Hermann Jecobi, Mr. H. Warren, Mr. A. Gordon, Dr. Johannes Hertal and others.

We offer our heartfelt gratitude to our learned brethren, Mr. Herbert Warren (London), Prof. Baboo Jagmanderlal Jaini M. A. Bar-at-law (Allahabad), Mr. Manilal H. Udani, M. A., LL. B.; F. LL. C. (Bombay), Baboo Motilal Jain B.A. (Agra), and T. P. Kuppuswami Shastri M. A. (Assist. Govt. Musium, Tanjore) for sending in their valuable articles which they duly deserve.

Finally we pray our last Tirthanker Lord Mahavir that this year may prove happy & prosperous to all the living beings and give us sufficient power to serve the community to a better extent.

✤ ✤ ✤

आहा ! आजनो शुभ दिवस केवो आनंदनो छे ! आजे **नूतन वर्षमां प्रवेश** महावीर निर्वाण सं. २४३९ बदलाइ जइ २४४०नी शरुआत थाय छे, विक्रम संवत् १९६९ बदलाइ १९७० शरु थाय छे अने तेज साथे आ मासिक रुपी नूतन बाळक पण दिन प्रतिदीन सुधारा वधारा साथे छ वर्ष पूर्ण करी आजे सातमा वर्षमां प्रवेश करे छे. नवीन वर्षनी खुशालीमां घेरघेर बारणे सुशोभित साथीआओ पूराइ, सुशोभित शणगार रचाइ, सुंदर वस्त्रो पहेराइ अने मीठां मीठां स्वादीष्ट भोजनो आरोगीने सर्वे स्थळे नवीन वर्ष नूतन ठाठथी उजववामां आवे छे तेम आ बाळक पण आ नवीन वर्षे अवनवा रुपमां नवीन रंगबेरंगी वस्त्रो ! सर्जीने जन समाज आगळ बेसतां वर्षनी मुबारकबादी आपवा उपस्थित थाय छे. ज्यारथी आ बाळकनो जन्म थयो छे त्यारथी ते दर वर्षे नवीन नवीन सुधारो वधारो करवाने चुकतुं नथी तेम गये वर्षे १२५ पानांनो सचित्र खास अंक बहार पाडयो हतो पण आ वर्षे तो १७५ पानांनो अने ५९ चित्रो अने रंगबेरंगी टाइटलथी सुशोभित थइने आ बाळक प्रकट थाय छे के जेवो प्रसंग जैनोमां प्रथमज छे. आ बाळकनी आटली बधी प्रगति थवानुं कारण कंई हशे के ? हा, शा माटे नहि ? कारण वगर तो कार्य थायज नहि. आटली बधी प्रगति आ बाळकनी थवानुं कारण बीजुं कांइ नहि, पण एना पालनपोषण करनाराना प्रेमाळ दृष्टिज हशे. बीजुं वळी शुं होय !

✤ ✤ ✤

गत वर्षनो खास अंक जनसमाजमां एटलो बधो प्रिय थई पडयो हतो के तेनी १५०० प्रतो जोतजोतमां उपडी गई अने एवो गंजावर अंक कंई दर वखते बहार पडशे नहि एवो ग्राहकोनो ख्याल हतो अने अमारो विचार पण एवोज हतो के आवो गंजावर खर्च कंई दर वर्षे उपाडी शकाय नहि. पण गत वर्षनो खास अंक प्रकट थया पछी ग्राहक संख्यामां जे मोटो उछाळो थयो तेथी अमने एम लाग्युं के दर वर्षे आवोज खास अंक प्रकट थतो रहे तो ग्राहक संख्यामां घणो मोटो वधारो थई जाय अने पत्रने वधु लोकप्रिय बनावी शकाय तेथी अमोए आ वर्षनो आ प्रथम अंक पण विशेष रुपथी प्रकट करवानो निश्चय करी त्रण मास थयां ते माटे सामग्री एकत्रित करवा मांडी हती. प्रथम अमारो विचार एवो हतो के ३०-४० फोटा साथे १००--१२५ पृष्ठनो अंक बहार पाडवो पण धीमे धीमे अमोने ए माटे एटली बधी सामग्री मळी के ते विचार अमारे फेरववो पड्यो अने आखरे आ १७५ पृष्ठनो अने ५९ चित्रोवाळो रंगबेरंगी अंक प्रकट करी शक्या छीए. आ अंकमां गुजराती, अंग्रेजी, हिंदी, मराठी अने संस्कृत एम पांच भाषाना ५० लेखोनो संग्रह छे. आवो गंजावर अंक जैनोमां बहार पडतो होय तो ते आ प्रथमज छे.

✤ ✤ ✤

आ अंक माटे अमोने एटला बधा लेखो मळेला छे के ते जो बधा प्रकट करीए तो आथी त्रणगणो मोटो आ अंक थइ जाय

जेथी अमारे घणा लेखो लाचारीए मुलत्वी राखवा पडया छे, पण बाकी रहेला सारा लेखोने हवे पछीना अंकोमां क्रमवार अवश्य प्रकट करवामां आवशे. आ अंकमांना ५९ चित्रो ते दरेकना परिचय साथे एटला माटेज प्रकट करवामां आव्या छे के ते दरेक फोटाना दर्शन अने परीचयथी जैन समाजमां जाग्रति थवा पामे अने ते विद्वानो, श्रीमानो, दानवीरो, त्यागीओ अने जाहेर संस्थाओना गुणो अने कार्योनुं अनुकरण बीजाओ करे. आ अंकमां एक पण फोटो एवो नथी के जे मात्र मनने खुशी करवा माटेनो बनावटी होय. पण दरेक चित्रथी वांचकने नवुं नवुं जाणवानुं, जोवानुं अने मनन करवानुं मळे तेम छे. गत वर्षना खास अंक करतां आ अंकमां विशेष ए जोवामां आवशे के एमां आपणी जाणीती संस्थाओ जेवी के ऋषभब्रह्मचर्याश्रम, मथुरा महाविद्यालय, स्याद्वाद महाविद्यालय, अने जैन सिद्धांत पाठशाळा मोरेना वगेरेना ग्रुप फोटाओ प्रकट करवा उपरांत बे लाखनुं विद्यादान करनार सखी शेठ कल्याणमलजीनो फोटो गंजावर खर्च करी रंगीन कलरमां प्रकट कर्यो छे तथा महान खटपट अने शोधखोळ करी आज सुधीमां प्रकट थई गएला अने प्रकट थतां दिगंबर जैन पत्रोना संपादकोना बे ग्रुप फोटाओ नवीन तैयार करीने तेना इतिहास सहित प्रकट करवामां आव्या छे, तेमज लंडन, पेरिस, जर्मनी, इटाली वगेरे पाश्चात्य मुलकना, जैन धर्म प्रेमी विद्वानोना ७ फोटाओ प्रकट करी शक्या छीए जेथी जैन समाजमां विशेष अजवाळुं पडशे एम आशा छे.

✤　✤　✤

आ अंक प्रकट करवामां ब्रह्मचारी शीतलप्रसादजी, पं. पन्नालाल बाकलीवाल, श्री नाथुराम प्रेमी, बाबू ज्योतिप्रसादजी ए.जे., श्रीयुत तात्या नेमीनाथ पांगळ, मा. दीपचंदजी उपदेशक वगेरे जे जे बंधुओए जे जे मदद करी छे ते माटे तेमनो तथा आ अंक माटे लेखो, फोटाओ वगेरे मोकलनार बंधुओनो तेमज त्वराथी अने काळजीपूर्वक रीते आ अंक तैयार करी आपनार 'सुरत जैन' प्रेसनो अमे धन्यवादपूर्वक आभार मानीए छीए. तेमज आ खास अंक माटे अंग्रेजी लेखो लखी मोकलनार बंधुओ मी. जुगमंदरलाल जैनी बेरीस्टर, मी. हर्बर्ट वोरन, मी. मणीलाल एच. उदाणी, डॉ. पी कुप्पुस्वामी शास्त्री [तंजावर] अने बाबू मोतीलाल जैन [आग्रा]ना अमो विशेष आभारी थया छीए. छेवटमां एटलुंज जणावीशुं के आ बाळकनुं आ सातमुं वर्ष निर्विघ्ने पसार थाओ, धारवा करतां पण वधु लाभ ए बाळक आपी शके तथा दिन प्रतिदिन आ बाळकने हृष्टपुष्ट बनाववाने हे शासन देव! अमोने अधिक सामर्थ्य अर्पण करो.　　इत्यलम्.

✤　✤　✤

आ अंक जोतांनी साथेज वांचकोने जणाशे के ए तैयार करवा पाछळ केटली बधी जहेमत उठाववी पडी हशे? जो के अमोए आसोना अंकमां प्रकट कर्युं हतुं के आ अंक मोडामां मोडो कार्तक सुद १९

उपर प्रकट थशे ते छतां पण कार्तक सुद १ थी दररोज अमोने **'खास अंक वी. पी थी तरत मोकलो'** एवा पुष्कळ कागळो आव्या कर्या हता, पण आ अंक माटे एटली बधी सामग्रीओ एकत्र करवानी हती के पुष्कळ खटपट अने उतावळ करवा छतां पण एने प्रकट करतां कार्तक वद ७ थई छे. जो बधाज ग्राहको अने मेम्बरोनी फी अगाउथी आवी गई होत, तो तो आ खास अंक प्रकट थतांनी साथेज जुनां नवां बधां ग्राहकोने एके दीने आ अंक रवाना थई जात, पण अमारे घणीज दिलगीरी साथे जणाववुं पडे छे के त्रण महीना थयां अनेक रीते खबर आप्या छतां ग्राहको अने मेम्बरो मळी मात्र ३०० जणनुंज लवाजम वसुल थयेलुं होवाथी तेटलानेज आ अंक तरत मोकलवामां आव्यो छे अने बाकीना बधा आशरे १२००-१३०० ग्राहकोने आ अंक वी. पी. थी रवाना थतां केटलाक दिवसनी ढील थशे, जे माटे ग्राहकोए जरापण नाराज थवानुं नथी. जो खास अंक जल्दी मेळववानी आतुरता हती तो बधाज ग्राहकोए आळसने तजी दई दीवाळी पहेला मनीओर्डरथीज लवाजम मोकली दीधुं होत, तो आ अंक तरतज मळी जात, पण हवे तो धीरजज राखवी पडशे. पुष्कळ वी. पी. ओ रवाना करवानां होवाथी तेमज समय समीप होवाथी **आवतो अंक मागसर सुद १५ उपर प्रकट करवामां आवशे.**

✤ ✤ ✤

प्रिय हिंदी पाठकगण ! हमारी मातृ-भाषा गुजराती है, हमने हिंदी भाषाका खास कुछ ज्ञान प्राप्त नहि किया है और गुजरातके सुरत जैसे शहरमें बम्बई आदी जैसी हिंदी छपानेकी सुभीता भी नहि है तौभी हमारा मात्र परिचयद्वारा हमने इस सचित्र खास अंकमें हिंदी लेखों लिखने और प्रकट करनेका साहस किया है, जिसमें हमारा अनुमान है कि भाषाशुद्धि, व्याकरण-शुद्धि व प्रुफ संशोधनमें त्रुटिएं रही होगी जिसके लिये आपके हम क्षमाप्रार्थी है। इस सचित्र खास अंकमें प्रकट करनेके लिये 'वंदेजिनवरम्' के प्रकाशक श्री. लाटकर और 'जैन सिद्धांत भास्कर'के संपादक शेठ पदमराजजीने कितनेक ब्लोक भेजकर जो कृपादृष्टि दिखलाइ है जिसके लिये आपके हम आभारी हैं। गत वर्षसे इस खास अंकमें हिंदी लेखोंकी विशेषता की गइ है और अब 'दिगंबर जैन' के आगामी अंकोंमें भी हिंदी लेखों गत वर्षकी अपेक्षासे विशेष रुपमें प्रकट होते रहेंगे। हमारे हिंदी पाठकोंको गुजराती भाषाका परिचय हो सके इसलिये इस अंकमें कितनेक लेखों गुजराती भाषामें और देवनागरी लिपिमें प्रकट किये हैं जो भी हमारे हिंदी पाठकोंको रुचिकर होगा। इस वर्षके सभी ग्राहकोंको यह खास अंक उपहार स्वरुप दिया गया है और इस वर्षमें रु. २) के मुल्यकी हिंदी और गुजराती भाषाकी छोटी बड़ी १० पुस्तकें भी उपहारमें मिलेंगी, जो तैयार होनेपर क्रमशः भेज दी जायगी।

श्रीमान त्यागी ग्यारह प्रतिमाधारी ऐलक पन्नालालजी महाराज.
Shriman Tyagi Gyarah Pratimadhari Ailak *Pannalalji* Maharaj

JAIN PRESS SURAT.

## जैन समाचार संग्रह.

**રતલામ બોર્ડિંગનો મેલાવડો:—** રતલામમમાં શેઠ માણેકચંદ પાનાચંદ દિગંબર જૈન બોર્ડિંગ સ્કુલનો બીજો વાર્ષિક મેલાવડો આસો સુદ ૧૧ને દીને સવારે ખાસ મંડપમાં રા. રા. દોરાબજી ફરદુનજી દલાલ (મેમ્બર ઇનકાઉન્સીલ રતલામ સ્ટેટ)ના પ્રમુખપણા નીચે સારા ઠાઠથી થયો હતો, જે પ્રસંગે દાહોદ, વડનગર, ઇંદોર, અંકલેશ્વર, પરતાપગઢ વિગેરે સ્થળેથી પધારેલા તથા રતલામ સ્ટેટના કારભારીઓ, શહેરના જાણીતા ગ્રહસ્થો અને બીજી બોર્ડિંગોના વિદ્યાર્થીઓ મળી ૫૦૦ ની સંખ્યા હાજર હતી. પ્રથમ મંગલાચરણ થયા પછી મી. કાંતીલાલ નાણાવટી એમ. એ. ની દરખાસ્ત અને માસ્ટર દર્યાવસિંહજીના ટેકાથી મી. દલાલને પ્રમુખપદ અપાયું હતું. બાદ શા. છોટાલાલ ઘેલાભાઇએ બોર્ડિંગનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો જે પછી વિદ્યાર્થીઓએ પંચ પરદેશીનો સંવાદ તથા કેટલાંક ગાયનો કર્યાં હતાં બાદ પ્રમુખે પોતાનું વિદ્વતાભરેલું લંબાણ ભાષણ આપી તેમાં શેઠ માણેકચંદજીનો આવું ઉપયોગી ખાતું ખોલવા માટે આભાર માની મી. નાણાવટીની બદલી અત્રેથી થવા માટે દિલગીરી દર્શાવી તેમને મળનારી ઉંચી પદ્વી માટે ખુશી દેખાડી હતી. (પ્રમુખનું લંબાણ ભાષણ સ્થાનાભાવને લીધે હવે પછીના અંકમાં પ્રકટ કરીશું.) બાદ મા. દર્યાવસિંહજીએ કેટલુંક ધાર્મિક વિવેચન કર્યાં પછી શેઠ કસ્તુરચંદજીએ પ્રમુખ તથા સર્વેનો આભાર માન્યો હતો તથા રતલામના મહારાજા સાહેબનો પણ આભાર માન્યો હતો, બાદ પાન, ગુલાબ, હારતોરા, અત્તર અપાયા પછી ૧૧ વાગતે મેલાવડો વિસર્જન થયો હતો. બપોરે વિદ્યાર્થીઓની ધર્મ શિક્ષણની પરીક્ષા લેવાઇ હતી અને રાત્રે વડનગરવાળા શ્રીયુત કિરોડીમલજીના પ્રમુખપણા નીચે પં. કસ્તુરચંદજી ઉપદેશકે 'વીતરાગ વિજ્ઞાનતા' ઉપર અનેક દાખલા દલીલોવાળું અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું બાદ શેઠ અમરચંદજી ઓસવાળે કેટલુંક વિવેચન કર્યાં પછી વિદ્યાર્થીઓએ કેટલીક ખાસ કવિતાઓ ગાઇ સંભળાવી હતી અને પ્રમુખે કેટલુંક વિવેચન કરી રતલામ બોર્ડિંગના સ્થાપક તથા સુપ્રીન્ટેન્ડંટને ધન્યવાદ આપી રતલામના દિ. જૈનોમાં સંપ કરવા માટે જોશીલું વિવેચન કર્યું હતું તથા એક જૈન સભા સ્થાપન કરવાની સૂચના કરતાંની સાથે તેજ વખતે એક 'જૈન સભા'ની સ્થાપના થઇ હતી બાદ શા. છોટાલાલ ઘેલાભાઇએ સર્વેનો આભાર માની કેટલુંક વિવેચન કરવાથી તેજ વખતે વીઝીટર્સ કમીટીમાં કેટલાક નવા મેમ્બરો દાખલ થયા હતા અને આ સભા બરખાસ્ત થઇ હતી, જે પ્રસંગે જૈન અજૈનો મળી ૩૦૦ની સંખ્યા હાજર હતી.

**आळंदमां गया मासमां एक धर्मादा दवाखानुं खोलायुं छे.**

**महासभानी बेठक:—भारत दि. जैन** महासभानी १८ मी बेठक मथुराजीमां गया मासमां मेळा प्रसंगे सारा ठाठथी राय साहेब लाला पन्नालालजी ओ. मेजीस्ट्रेट नकुडवाळाना प्रमुखपणा नीचे थई हती, जेमां श्रीमान शेठ हुकमचंदजीने 'दानवीर' नी पदवी आपवामां आवी हती तथा केटलाक ठरावो थया हता तेमज शेठ हुकमचंदजीए महाविद्यालयना फंडमां रु. २९००] भर्या हता तथा बीजी पण रु. ९००] नी उपज थई हती.

**मृत्यु अने शास्त्रदान:—वडोदराथी** शा. केशवलाल त्रीभोवनदास जणावे छे

के अत्रेना शा. नारणदास गंगादास संघवीना पुत्र जमनादास आसो वद ०)) ने दीने मृत्यु पाम्या छे जेनी पाछळ अमुक रकम धर्मादा काढवामां आवी छे तेमांथी रु. ४१) 'दिगंबर जैन' ना ग्राहकोने एक पुस्तक भेट आपवा माटे खास काढवामां आव्या छे.

**बोर्डिंगमां सुधारो अने विद्यार्थीनी जरुर:**—इंदोरनी शेठ हुकमचंदजी बोर्डिंगमां प्रथम करतां घणो सुधारो करवामां आव्यो छे अने हवे संस्कृत अने अंग्रेजी बंने शिक्षण अपाय छे. हाल एमां संस्कृत भणनारा १० विद्यार्थीओनी जरुर छे, माटे भणवा ईच्छनारे ताकीदे अरजी करवी.

**चुलेश्वरजीमां मेळो:**—भीलवाडाथी धर्मचंद्रजी चौधरी जणावे छे के अत्रेथी ३० माईल उपर पगरस्ते आवेला श्री चुलेश्वरजी अतिशय क्षेत्रमां मागसर वद ९ उपर वार्षिक मेळो भरानार छे.

**मृत्युना स्मरणार्थे शास्त्रदान:**—गोरळवाला शा. पुंजीराम बहेचरदास जणावे छे के चीत्रोडा निवासी शा. मुळचंद मोतीचंद मृत्यु पाम्या छे जेमना स्मरणार्थे रु. ५०) 'दिगंबर जैन' ना ग्राहकोने एक पुस्तक भेट आपवा शास्त्रदान माटे काढी गया छे. आ रु. ५०) अमने मनीओर्डरथी तरतज मळी गया छे जे साभार स्वीकारीए छीए. आज मुजब शास्त्रदान के विद्यादान माटे काढेली रकम तरतज ज्यां त्यां मोकली देवी जोईए.

**અમદાવાદ બોર્ડિંગનો મેળાવડો:-** શેઠ પ્રેમચંદ મોતીચંદ દિ. જૈન બોર્ડિંગનો ૧૧મો મેળાવડો આસો સુદ ૧૩ને દીને સારા ઉત્સાહથી રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરના પ્રમુખપણા નીચે થયો હતો, જે વખતે ગુજરાત પ્રાંતના કેટલાક ભાઈઓ તથા અમદાવાદના જાણીતા શહેરથી મળી ૩૦૦ની સંખ્યા હાજર હતી. પ્રથમ મંગલાચરણ થવા પછી દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈની દરખાસ્ત અને આમોદવાળા હરજીવનભાઈ રાયચંદના ટેકાથી ભાઈશંકરભાઈને પ્રમુખપદ અપાયું હતું. બાદ સેક્રેટરી શા. લલ્લુભાઈ લખમીચંદ ચોકસીએ બોર્ડિંગનો તથા રૂપાબહેન અને ચંપાબાઈના દેશી દવાખાનાનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો બાદ 'સિદ્ધરાજની કચેરી' એ વિષય ઉપર વિદ્યાર્થીઓનો સંવાદ થવા પછી રા. ચીમનલાલ નથુભાઈ દોશી, દિ. બ. અંબાલાલભાઈ, વૈદ જટાશંકર લીલાધર, પં. નંદનલાલજી (ઇડર), માસ્તર વર્ધમાન શાકરચંદ, રા. બાપુજી જગન્નાથ વગેરેએ કેળવણી તથા દેશી દવાખાનાથી થતા લાભો વિષે વિવેચન કર્યું હતું, બાદ પ્રમુખે અસરકારક ભાષણ કરી બોર્ડિંગના કારોબારની પ્રશંસા કરી હતી અને વિદ્યાર્થીઓને ઈનામ વહેંચાયા પછી મેળાવડો વિસર્જન થયો હતો.

**મળી નથી:**-ભાટવાસમાં ચોરાયલી સ્ફટીકની પ્રતિમાનો પત્તો ડુંગરપુરમાં મળ્યો છે એમ ખબર મળી હતી પણ ત્યાં તે ગામવાળાએ જઈને તપાસ કરતાં તે પ્રતિમા તો બીજી જોવામાં આવી છે જેથી ભાટવાસમાંથી ગયેલી પ્રતિમાઓનો પત્તો હજી મળ્યો નથી.

**रु. ३५००)नुं दान:**—भादरवा मासमां इंदोरनिवासी शेठ तीलोकचंदजी श्री चुलगीरी [बावनगजाजी] यात्रार्थे पधार्या हता, ज्यां जीर्णोद्धार करवा माटे रुपीया

३६००) नी रकम काढी आपी छे. आ शेठे ईंदोरमां जैन हाईस्कुल खोलवाने बे लाख रुप्यानी रकम काढी छे. ते रकममां मोटो वधारो करी आपवानुं सांभळवामां आवे छे.

**हृदय विदारक जीवहिंसा**:-ईडिथी शा. गोविंदजी बहेचरदास जणावे छे के अत्रेना मुसलमानो महोरमना महीनानी ७ मी तारीखे पीरोनी सामे दर वर्षे १०००० बकरानो वध करे छे ते बंध करावबा **धुळीयानी** प्राणिरक्षक संस्थाए तरत ताकीदे कोशीश करवी जोईए. गये वर्षे पण ए दीने ९००० बकरानो वध थयो हतो.

**श्री रुषभ ब्रह्मचर्याश्रमः**-(हस्तीनापुर)नो बीजो वार्षिक मेलावडो आ मासमां सुद ८ थी १९ सुधी वार्षिक मेळा प्रसंगे भारे उत्साहथी थयो हतो जेना वीगतवार समाचार आवता अंकमां प्रकट करीशुं.

**परतावगढमां कळशोत्सवः**-परतावगढमां दशा हुमड दिगंबर जैनोना पंच तरफथी जुना मंदिर उपर कळश चढाववानो भारी उत्सव मागसर सुद ५ ने दीने थनार छे.

**माळवा दि. जैन प्रांतिक सभाना** मंत्री लाला भगवानदासजी (बडनगर) नीमायाथी हवे ए सभा संबंधी पत्रव्यवहार बडनगरज करवो.

**खुशखबर**:-टेहरीमां महाराजा साहेबनी दादी श्री जीयादीसाहबाए मांसमक्षणनो त्याग कर्यो छे तथा जे कोइ **ब्राह्मण** मांसाहारी हशे, तेने दान नहि आपवानो नियम थयो छे.

**પાલીતાણામાં દિ. જૈન કોન્ફરંસઃ**-મુંબાઈ દિ. જૈન પ્રાંતિક કોન્ફરંસની ગઈ બેઠક સમયે આમંત્રણ આપ્યા મુજબ ઘોઘા ભાવનગરના ભાઈઓએ આવતા માહા માસમાં આ કોન્ફરંસની તેરમી બેઠક **સિદ્ધક્ષેત્ર શ્રી** પાલીતાણા (શેત્રુંજયજી)માં કરવાનું કામ ઉપાડી લીધું છે તેમજ કોન્ફરંસ ઓફીસ તરફથી પણ એ માટે ગોઠવણો ચાલી રહેલી છે. ઘોઘા ભાવનગરના ભાઈઓની એક સ્વાગત કમીટી ભાવનગરમાં આસો વદી ૩ ને દીને ૧૮ ગ્રહસ્થોની નીમાઈ છે જેના પ્રમુખ ભાવનગરવાળા શેઠ વીઠ્ઠલદાસ ભીખાભાઈ **ધામી**, ઉપપ્રમુખ શેઠ રાયચંદ ત્રીભોવનદાસ ઘોઘાવાળા અને સેક્રેટરીઓ શા. ત્રીભોવનદાસ દયાળજી અને શા માણેકચંદ વેણીચંદ નીમાયા છે. કોન્ફરંસની બેઠકો માહા સુદ ૩-૪-૬ના દીવસોએ થશે. તથા પાંચમે રથોત્સવ તથા ધ્વજા દંડ ઉત્સવ થશે તેમજ વળી આ પ્રસંગે શેઠ રાયચંદ ત્રીભોવન ઘોઘાવાળા તરફથી સમેદશિખરજીના પહાડની ૨૦ ટુંકોની સુંદર રચના કરવામાં આવનાર છે. રેલ્વે ભાડું ઓછું કરવા માટે ખટપટ ચાલી રહેલી છે. કોન્ફરંસના પ્રમુખ માટે ઈંદોર કે સોલાપુરના જાણીતા ગ્રહસ્થને નીમવાની ગોઠવણ ચાલે છે. એકંદરે આવતી કોન્ફરંસ પાલીતાણા ખાતે કરવા માટેનું કાર્ય ઘણાજ ઉત્સાહથી અને ત્વરાથી ઉપાડી લેવામાં આવ્યું છે. આ સંબંધી પત્રવ્યવહાર કરનારે નીચેને સ્થળે લખવું-શા. ત્રીભોવનદાસ દયાળજી સેક્રેટરી, પાલીતાણા દિ. જૈન કોન્ફરંસ ઓફીસ. ઘોઘા દરવાજા **ભાવનગર.**

**અલુવામાં મળેલી પ્રાંતિક સભાના ઠરાવોઃ**-જણાવ્યા મુજબ પ્રાંતિક દિ. જૈન હિતવર્ધક સભાની સાતમી બેઠક

મિથ્યાદર્શન કે જડભાવથી થાય છે–ભ્રાંતિ કે અજ્ઞાનથી ઉદ્ભવે છે. આ દર્શન ઉપયોગની ખરેખરી ખૂબી સર્વત્ર એકરસ અભેદતાને જોનારામાં પ્રગટ હોય છે. સર્વત્ર એક-સમ-અભેદ-પ્રેમ-અખંડ પૂર્ણ હોય છે. આ અભેદ ઉપાસીઓ કે અભેદના અનુભવીઓમાં વિષમભાવનો છાંટો પણ નથી હોતો. દાખલા તરીકે આત્મા, પુદ્ગલ, આકાશ, કાળ, ધર્મ, અધર્મ; એમ ૭ ભિન્નભિન્ન જ્ઞાન ઉપયોગ જાણવાનો પ્રયત્ન નહિં આદરતા એ બધામાં દ્રવ્યત્વ છે. દ્રવ્યત્વ તેજ સર્વત્ર એક દેખાય છે. તેઓએ દ્રવ્યત્વના ૭ ખંડ કરવા માગતા નથી પણ દ્રવ્યત્વ-દ્રવ્ય એને જોઇ દર્શનઉપયોગનું સાધક સમભાવમાં આણે છે. આ દર્શનઉપયોગ વેદાંતમાં મૂખ્ય છે અને દર્શનઉપયોગ જૈનમાં પણ સમ્યક્દર્શન-સમતા-સમભાવને પ્રથમ ગણેલું છે તેથી વેદાંતને આનંદઘનાદિ જિનદર્શનનું અંગ કહે છે. જૈનો અભેદ માન્યતાના વિરોધી નથી. પરંતુ પ્રેમી છે. પ્રથમ તેમાં સમ્યગ્દર્શન એટલા માટે કહેલ છે કે, પ્રથમ દ્રવ્યને ઓળખવા-દ્રવ્ય તે શું તે જુઓ. આ કેવળ દર્શનઉપયોગવાળા-અભેદ ઉપાસી-સમભાવીઓમાં તે દર્શન ઉપયોગ વિનાનું હોવાથી તે જ્ઞાન નહિં પણ અજ્ઞાન છે અને વિશેષ ક્લેશ એ જગતમાં અજ્ઞાનનો છે. દર્શનઉપયોગ વડે જેનો સમભાવ દર્શનથી થયો તેને છે. દાખલા તરીકે જે માણસને એમ થયું કે હું મનુષ્ય છું અને સર્વ મનુષ્યો અને મારામાં મનુષ્યત્વ એકસરખું છે. એ ભૂલી જાય અને પ્રથમ એમ અજ્ઞાનથી જાણી જાય કે હું મુસલમીન છું અને આ હિંદુ છે-આ હિંદુ કાફર છે. હિંદુ એમ જાણે કે આ મુસલમાન યવન છે, તો એકે કાફર એટલે પરદેશી ગણ્યા બીજાએ યવન એટલે પરદેશી ગણ્યા. પરંતુ પ્રથમ જો દર્શન એવું હોય કે આપણે બધા મનુષ્ય છીએ. પછી સ્વદેશ અને પરદેશ બન્ને એકજ પૃથ્વીપર છે. એવું મુસલમાન સમભાવીને દેખાય, તો પછી મનુષ્યત્વ એક, પૃથ્વી એક તો વિરોધ કોની સાથે રહે. તેજ પ્રમાણે હિંદુ પણ-અમે બન્ને મનુષ્ય છીએ, એકજ ભૂમિપર વસીએ છીએ, માટે અમે બન્ને માનવ બાંધવો છીએ-એક પૃથ્વી રૂપી ભૂમિમાં વસીએ છીએ. આર્ય અને યવન એટલે સ્વદેશી અને પરદેશી, પણ પૃથ્વીરૂપ મહાન્ દેશના અમે બન્ને માનવ બાંધવો છીએ. હવે જેને પ્રથમ મનુષ્યરૂપે આ બન્નેને જણાતું દર્શન હોય, પછી એકને કાફર એટલે અજ્ઞાન જણાય તો તેને બીજો માનવ બાંધવ જ્ઞાન આપે, પરંતુ તિરસ્કાર ન કરે. તેમ પોતાના માનવ બંધુને જુદો ભિન્ન એમ ન દેખે. **હવે તે જૂદા જૂદા ન દેખાય** પણ વિદ્ધ વિદ્ધ દેખાય different પરંતુ vaiacous diurrpified જણાય.

જેને દર્શન ઉપયોગ પ્રથમ ન હોય કે હોય તે ભૂલી ગયો હોય તો એકજ વસ્તુના વિધવિધ રૂપો દેખવાને બદલે ભિન્ન ભિન્ન દેખાશે, પરંતુ જેને સુવર્ણનું દર્શન થયું છે અને પછી જેને એક સુવર્ણમાં નાના પ્રકારના અલંકારો જણાય છે, તેને સર્વ અલંકારપર સમભાવ રહેશે. બે અલંકાર સરખા હોશે તો બન્નેપર પ્રીતિ કરી એક વધારે સારો હોશે, તેથી રાજી થશે અને જરા થોડો સુંદર હોશે તો થોડો સ્નેહ કરશે પરંતુ ખેદ નહિં પામશે. સુવર્ણ દેખાયું પછી સુંદરતા સર્વમાં દેખાઈ, પછી આ ૨૦ ટકા સુંદર, આ ૫૦ ટકા સુંદર, આ ૭૫ ટકા સુંદર આમ સુંદરતા ચડતા ક્રમે હોશે, પણ અભાવ વિરોધ કે ખેદ ન હોશે. તેજ પ્રકારે જેને સમભાવ મનુષ્યમાં હોશે. તે મનુષ્ય સામાન્ય વર્ગવાળો મનુષ્ય, નીચા વર્ગના મનુષ્ય પર મનુષ્ય રૂપે પોતાનો નાનો બંધુ ગણી તેનાપર અનુકંપાની નજરે જોશે, સમાન વર્ગવાળાપર પ્રીતિની નજરે દેખશે ઉચ્ચ વર્ણવાળા હોશે ત્યાં ભકિત ભરી આંખે નિહાળશે.

આમ દર્શનથી સર્વને સમાન જાણ્યા પછી જ્ઞાનથી જે જણાશે, તે વિધવિધ. અને એ વિધ વિધ જણાવ્યા પછી જે ઉપયોગને કામે લગાડવાનો તેને ચારિત્ર ઉપયોગ કહે છે.

જેમ દર્શન વડે સવર દેખાયો, જ્ઞાન વડે વિધ વિધ સ્વર, સારી, ગમ, પધ, નીસા જણાઇ; પછી ચરિત્ર વડે તેને ગોઠવી વગાડતાં જે થાય તેને સુસ્વરગાન કે Harmony કહેવામાં આવે છે તેમ જો પણ સુરને સાંભળે અને સારી, ગમ, ધની, ને જાણે તો પછી તેના સુરપરના નંબરને તેમજ મનુષ્યને પ્રથમ દર્શન ઉપયોગથી મનુષ્યની અભેદના Unity પછી જ્ઞાન ઉપયોગથી અભેદ છોડયા વિના તેમાંજ વિધ વિધ Oivisity builty upon Unity પછી અભેદના પૂર્વક વિધ વિધતા. આ ક્રમે કામ લેનાર પણ સમાન સિદ્ધ થયો જાણવો.

માટે હે બાંધવો, જો તમે દિગંબર સંપ્રદાયી જૈન હો તો પ્રથમ તમે શ્રી અર્હંત ભગવાનના હિતકર ઉપદેશ પ્રમાણે પ્રથમ સર્વને જૈનરૂપે દેખો પછી તે ઉપયોગપૂર્વક જો તમને શ્વેતાંબર જૈન ભૂલ કરતા જણાય તો તે તમારા જૈન બાંધવો છે તેવું જાણી તેની સાથે દયાનું વર્તન રાખો, પણ સમભાવ દર્શનને ન છોડો. જો તમે શ્વેતાંબર સંપ્રદાયી હો તો તેજ પ્રકારે **દિગમ્બર** જૈનો પર પ્રીતિ રાખો અને તેમની ભૂલ છે એમ જ્યાં જણાય ત્યાં તમારા નાના બાંધવો પર અનુકંપાની દૃષ્ટિથી જુઓ. જો તમે મંદિર માર્ગી **શ્વેતાંબર** હો, તો જે મંદિરમાર્ગી હોય તેના પર પ્રીતિ રાખો અને જે **સ્થાનક વાસી** શ્વેતાંબર હોય તેનાપર દયા કરો કારણ કે તે તમારા નાનાભાઇ છે. જો કોઇને અધિક કોઈ જણાય તો તેની ભક્તિ કરો, પણ ઇર્ષ્યા નહિ.

જેના ચિત્તમાં દર્શન ઉપયોગે સમભાવ સિદ્ધ થયો છે, તેને સર્વત્ર પ્રેમ પ્રેમ અને પ્રેમજ હોય છે. તેનું જીવનજ પ્રેમમય હોય છે. પછી કોઇ દ્રવ્યે, જ્ઞાને, સંપ્રદાયે, રૂપે, ગુણે સમાન જણાયા તો તેને દ્વેષ નથી આપતો પરંતુ પ્રીતિ, કારણ કે સમાન બંધુ છે. જો ગુણમાં ઓછો લાગે તો નાનો ભાઈ જાણી તેના પર તિરસ્કાર નહિં પણ દયા લાવે છે. અને અધિક જણાય તો ભકિત કરે છે, પણ તેને ઇર્ષા નહિ. માટે સર્વ કલ્યાણકાર સમભાવ સિદ્ધિ જેમ શાસ્ત્રમાં કહ્યું છે તેમ પ્રથમ સમ્યકદર્શન અભેદ (એક) પછી સમ્યકજ્ઞાનથી જોઈ (અનેક) અને પછી સમ્યકચારિત્રથી ભેદાભેદ એટલે અભેદપૂર્વક ભેદ અર્થાત્ builtion University

મહાત્મા હરિભદ્ર કહે છે કે ધર્મ મિથ્યાદિ યુકત હોય છે પરંતુ મિથ્યાદિ સમભાવ હોય તો ક્રિયામાં આવે છે. પ્રથમ સર્વ સાથે મૈત્રી હોય છે, કારણકે સર્વ જીવ છે. પછી મનુષ્યની સાથે પ્રીતિ રહે છે, મનુષ્યથી નીચા તીર્યંચ–નારકી ઉપર કરૂણા–અનુકંપા રહે છે, અને મનુષ્યથી ઉંચા દેવ, દેવાધિ દેવપર પ્રમોદભકિત રહે છે, માટે **ધર્મને વર્તનમાં લાવનાર પણ સમભાવ છે.** વ્યવહારમાં સમ અપૂર્વ હોય છે કારણ કે સમભાવ વડે ઐકય સતત્ તેમના હૃદયમાં પ્રવાહ રૂપ વહ્યા કરે છે. બાળ આમ અણસમજે પણ સમાનતા સેવે છે. અમેરિકાનો મનુષ્ય કંઇક સમજે છે સમાનતા જુવે છે. અને વેદાંતિઓ અનુભવે સર્વત્ર સમભાવ વડે એક તત્વ દેખી રહે છે. અને આતો સર્વનો તેમ સિદ્ધાંત છે કે જ્યાં સમભાવ છે ત્યાં દુ:ખનો અભાવ છે અને ત્યાં ક્રોધ, માન, માયા, લોભ, કામ, તેની ઉત્પત્તિનોજ સંભવ નથી. એ ષડ્રૂપિને જૈનો કષાય કહે છે અને કષાયનો અર્થ સંસાર છે. જેને કષાય નથી એટલે ષડ્રૂપિ નથી એટલે સમભાવ છે, તે મોક્ષમાં છે–અર્થાત્ મુક્ત છે–તેનો સંસાર નાશ પામ્યો છે.

દર્શન ઉપયોગ એ નિરાકાર છે અને જેને એ નિરાકાર ઉપયોગ નથી હોતો કે હોય

ને જતો રહે છે તેને જ્ઞાન ઉપયોગ થતો નથીજ. સોનું જોયા વિના જેમ જૂદાજૂદા અલંકારો ન જણાય, તેમ સામાન્ય ઉપયોગ વિના વિશેષ ઉપયોગ ન થાય. નિરાકાર ઉપયોગ પ્રથમ થયા વિના સાકાર ઉપયોગ ન થાય

આ ઉપરથી એવો પણ સાર ખેંચી શકાય કે દુનિયામાં દ્રવ્ય વધારવું હોય તો પ્રત્યેક મનુષ્યે ઉપયોગી મેહેનત કરતા જવી અને સંસારમાં સુખની અભિવૃદ્ધિ કરવી હોય હોયતો સમભાવ વધરતા જવો.

કોઇને શંકા આવશે કે દ્રવ્યથી કયાં આપણને સુખ નથી મળતું કે સમભાવમાં સુખ ખોળવા જઇએ ?

દાખલા તરીકે **અમેરીકા** દેશ આજે પોતાની દ્રવ્ય સમૃદ્ધિમાં સર્વ દેશોમાં શિરોમણિ રૂપ છે. લક્ષાધિપતિજ નથી પણ ત્યાં અબ્જાધિપતિ હોઇ લાખોની વાર્ષિક આવકવાળા હોય છે. આ દુનિયાની નજરમાં આજે પ્રત્યક્ષ પુરાવો છે. તે છતાં જેમને પ્રતીતિ ન થતી હોય તેમણે આજકાલ સુગમ થઇ પડેલો અમેરિકાનો પ્રવાશ કરવો અને તેમ જેનાથી હાલ ન બને તેણે અમેરિકાની ચડતી જે ૧૫૦ વર્ષનીજ છે તેનો ઇતિહાસ ધ્યાનપૂર્વક વાંચવો. હવે જો દ્રવ્યથી સુખ મળે છે એ વાત નિર્વિવાદ છે અને દ્રવ્યની ઉત્પત્તિ દ્રવ્યની જનની મેહેનત છે તે કરવી પરંતુ **સમભાવ** અમે કયાં લેવા જઇએ? સદ્ઉદ્યોગવડે પ્રાપ્ત થયેલા વિજ્ઞાનશાસ્ત્ર (Science) એ અમારૂં કલ્પવૃક્ષ અને કળા (sits) એને અમે કલ્પલત્તા ગણીએ છીએ. આ વિજ્ઞાન-કળાવડે પૃથ્વીનાપડમાંથી, આકાશના ગર્ભમાંથી, સમુદ્રના નળીઆમાંથી, વાતાવરણના મિશ્રણમાંથી અમે લક્ષ્મીને ખેંચી લાવીને સદ્ઉદ્યોગને પરણાવીશું. નીતિશાસ્ત્ર પણ જગતમાં પોતાની ડીંડિમ વગાડી રહ્યું છે કે—

**उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः**

અર્થાત્ બળવાન ઉદ્યોગી પુરૂષને વરમાળ આરોપવા લક્ષ્મી સામે ચાલી આવે છે. લક્ષ્મીનું સામર્થ્ય એવું છે કે સુખને ગમે ત્યાંથી તે આણી આપે છે. આ લોકમાંજ સુખની જનક લક્ષ્મી છે એટલુંજ નહિં પરંતુ પરલોકના સુખ પણ સદ્ઉદ્યોગવડે ન્યાયોપાર્જિત લક્ષ્મીવડે પ્રાપ્ત કરી શકાય છે, કારણકે ધર્મ જે આ લોક અને પરલોકના સુખ આપવાનો દાવો કરે છે તે પણ લક્ષ્મીથી થઇ શકે છે. જુઓ જૈનોના સાત ક્ષેત્રમાં પોષક શ્રાવક ગણવામાં આવે છે. બાકી રહેલા છ એ ધર્મક્ષેત્રો પોષ્ય છે. કારણકે શ્રાવકજ ન્યાયોપાર્જિત લક્ષ્મી પ્રાપ્ત કરી, તેવડે પોષ્ય એવા ધર્મક્ષેત્રોને પોષી સુખનું પરલોકને માટે પણ ભાતુ બાંધી લે છે.

આમ લક્ષ્મી આ લોકમાં સુખ આપે છે, એ સર્વને પ્રત્યક્ષ છે, પરલોકમાં સુખ આપશે એ આગમ પ્રત્યક્ષ છે. તો પછી સર્વ જીવની પ્રવૃત્તિનું પ્રયોજન એ સુખ છે અને તે લક્ષ્મીથી મળે છે. માટે સમભાવને શોધવા શા માટે ફાંફાં મારવા પડે !

આનું ઉત્તર સરળ છે. જગતમાં દ્રવ્ય છે ? હા. જગતમાં દારિદ્ર છે ? હા. જેટલો ઉદ્યોગ છે એટલું દ્રવ્ય છે, જેટલું આળસ છે તેટલું દરિદ્ર છે. જગતમાં સુખ છે ? હા. જગતમાં દુઃખ છે ? હા. જેટલો સમભાવ છે એટલો સહકાર ઉદ્યોગ Co-operative Industry છે. અને જેટલો સહકાર ઉદ્યોગ છે તેટલું સુખ છે. જેટલો વિષમ ભાવ છે અને જેટલો વિભકત ઉદ્યોગ છે તેટલું દારિદ્રય દુઃખ છે. આટલુંજ નહિં પરંતુ લક્ષ્મીવડે સુખ પ્રાપ્ત થાય અને ન પણ થાય પરંતુ સમભાવવડે જો એકાંત સુખજ પ્રાપ્ત થાય છે, એટલુંજ નહિ પણ બ્રહ્માંડની દશે દિશામાંથી દોડી આવે છે.

આટલું સમભાવનું પ્રયોજન દાખવ્યા પછી હવે સમભાવ શું તે આ—

**સમભાવનો અર્થ**—સમભાવનો અર્થ એવો છે કે સર્વથી તે સમજાય તેવો છે. કારણકે તેની ઉત્પત્તિ પ્રેમભાવ એ મનુષ્યને સહજ સિદ્ધ છે. જોવામાં સર્વ કોઇને પ્રેમ હોય છે, અને જે માણુસ પોતાને શરીર એટલે હાથ, પગ, મુખ, ધડ, માથું અને પાંચે ઇંદ્રિયો, તથા મન અને બુદ્ધિ એટલુંજ સમજતા હોય તો તેટલાપર પ્રેમ રાખે અને પ્રેમ રાખે તેટલા પુરતો આ અવયવો અને ઇંદ્રિયોપર સમભાવ-સરખો પ્રેમ રાખે અને જેટલો સરખો પ્રેમ કે સમભાવ હોય તેટલું સુખ મનુષ્યને વગર વિલંબે મળતું પોતાને જણાય છે.

વળી એક રસેંદ્રિયને લઇએ, અને તેનો જો બીજા બધા અવયવો અને ઇંદ્રિયોની સાથે સમભાવ હોય Sympathy Harmony તો સર્વ તેની સાથે સહકારી કાર્ય co-operation કરી તેને પૂર્ણ સુખ આપશે. તેજ પ્રકારે બીજા કોઇ અવયવ કે ઇંદ્રિનું પણ સમજવું.

આજ પ્રકારે કુટુંબમાં પ્રેમીજન આખા કુટુંબને પોતેજ સમજે છે. જ્ઞાતિમાં પ્રેમીજન જ્ઞાતિને પોતે સમજે છે. કોમ-સમાજ-સંઘનો પ્રેમી સંઘને પોતારૂપ સમજે છે. પ્રજાપ્રેમી જન પ્રજાને પોતારૂપ સમજે છે. માનવપ્રેમી માનવના Heumanity ને પોતે લેખે છે અને આત્મપ્રેમીજન સર્વ જીવ માત્રની સાથે પોતે અભેદભાવે-પ્રેમભાવે-ઐક્યભાવે-કે સમભાવે દેખાય છે.

હવે જેમ ઇંદ્રિય એજ પોતાનો એક અંશ છે તેમ કુટુંબનો પોતે પણ એક અંશ છે, પ્રજાનો, માનવનો વગેરે પોતે પણ એક અવયવ છે. માટે તેની સાથે પ્રેમભાવપૂર્વક સમભાવ રાખી વર્તે છે અને તેથી સ્વનું, કુટુંબનું, કોમનું, સમાજનું, પ્રજાનું, મનુષ્યનું અને અખિલ જીવોનું સુખ સમભાવે પ્રાપ્ત કરે છે.

**સમભાવની પ્રાપ્તિ**—સમભાવની પ્રાપ્તિ Metydas of Universal આત્માના દર્શન ઉપયોગવડે છે આપણો કોની કોની સાથે સમભાવ છે તે દર્શન નામના આપણા સ્વાભાવિકવડે આપણે દેખીએ છીએ. આત્માના બાર ઉપયોગ જૈન શાસ્ત્રમાં જણાવેલા છે તેમાં દર્શન ઉપયોગ સમભાવ કે જનક છે. સમભાવ એટલે સામાન્ય ઉપયોગ. જેમ અનેક અલંકારો હોય, તેમાં સુવર્ણ સર્વત્ર સામાન્ય રીતે સમજાય છે-દેખાય છે તે દર્શનવડે દેખાય છે. પરમસુખ પ્રાપ્તિના પરમ સ્વતંત્ર પામવાના—મુક્તિ—મોક્ષ પામવાના જૈનશાસ્ત્રે જે ત્રણ માર્ગો કહેલ છે, તેમાં પણ **દર્શન** તે પ્રથમ મૂક્યું છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે જેને મનુષ્યદેહ બંધન નથી પણ મોક્ષનો માર્ગ છે તો પોતાપર સમભાવ રાખવો. કુટુંબ એ બંધન નથી પણ મોક્ષનો માર્ગ છે તો કુટુંબપર સમભાવ દર્શન ઉપયોગવડે રાખવો. આજ પ્રકારે સંઘ, શાસન, સમાજ-પ્રજા-માનવના અને જીવનાપર સમભાવ રાખવો તો તે બંધન નથી પણ મોક્ષનો માર્ગ છે.

અભેદતા—પ્રેમમયતા એ આત્માને સ્વાભાવિક ગુણ દર્શનવડે પ્રાપ્ત થયા પછીજ જ્ઞાન ઉપયોગને કામે લગાડવો જોઇએ. કારણકે જ્ઞાન એ સાકાર ઉપયોગજનક છે, જુદા જુદાપણું જણાવનાર નથી. પરંતુ પ્રથમ જે દર્શનઉપયોગ ન લગાડતા જાણવામાં જ્ઞાન ઉપયોગ લગાડવામાં આવે તો જૂદા જૂદા ભિન્ન ભિન્ન ભેદયુક્ત જણાશે. જે વસ્તુતઃ તેમ નથી, પણ વિધવિધ છે. નાના પ્રકારના એક અભેદતાના ખોળામાં ઉત્સંગમાં રમતાં બાળકો-સ્વરૂપો છે. માટે સમભાવના જનકે દર્શન ઉપયોગપૂર્વક જ્ઞાનઉપયોગને કામે લગાડવો જરૂરનો જણાય છે.

ઉટાકામંડ, ता १४-८-१३ } લઘુતમ **લાલન.**

---

# पहेलुं सुख ते जाते नर्या !

By no means can a man come nearer to the God than by conferring health. (CICERO)

અર્થાત્-મનુષ્યોને આરોગ્ય અર્પવાથી પુરૂષ જેટલો પ્રભુતાના પદ સમીપ જાય છે, તેટલો બીજા કોઇ ઉપાયથી જઈ શકતો નથી-સીસેરો, વર્તમાન પત્રો અને માસિક પત્રોના કોલમોમાં, સ્ટેશન અને નાટયગૃહોના થીએટરોમાં અને મોટા શહેરોની દિવાલો પર **લોહી સુધારનારી, વિર્યને વધારનારી, અમૃતના જેવો ગુણ કરનારી,** એવા સેંકડો ચમત્કારી ગુણોના બણગા ફુંકનારી દવાઓ, ગોળીઓ અને માત્રાઓ વાંચીને વૈદો અને ડૉકટરોની વિપુલ સંખ્યા દિન પ્રતિ દિન વધતી જતી જોઇને, શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ કે જેઓ ભવિષ્યમાં નાગરીકો-પીતાઓ થવાના છે, જેઓના પર ભવિષ્યની ઉન્નતિનો આધાર અવલંબી રહેલો છે. તેઓ કમરમાંથી વાંકા વળી ગયેલા, પાતળા હાથ અને પાતળા પગવાળા, ઉઘાડું શરીર હોય તો છાતીની પાંસળીયો જણાતાં, ડાચાં બળી ગયેલા, તેજ વિનાની આંખોવાળા, ફીકી ચામડી અને ફીકા વદનવાળા અને કેટલાક તો પાંચ સાત ચોપડીયોના દફતર ઉંચકવાને પણ કંટાળનારા, વર્ગમાં ટેકા વિના ટટાર બેસી નહિ શકનારા, કલાક બેસીને વાંસો ફાટે અને તેથી સુતા સુતા વાંચનાર વિદ્યાર્થીઓને નિહાળીને **આરોગ્યતાની બાબતમાં આપણું કેટલું દુર્લક્ષ સુચવે છે** તે જણાઈ આવે છે. આરોગ્યતા કે જેના પર આપણા માનવ જીવનની સાફલ્યતાનો આધાર અવલંબી રહેલો છે, કારણ કે નિરોગી શરીર સિવાય મનુષ્ય કાંઇપણ કરી શકતો નથી. નિરોગી મનુષ્યજ જગતમાં કરવા યોગ્ય કાર્યો કરી શકે છે અર્થાત્ તે સ્વાર્થ અને પરમાર્થ બંને સાધી શકે છે. એક સ્થાને કહ્યું છે કે **धमार्थकाममोक्षाणां, आरोग्यम् मूल कारणम्** અર્થાત-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પદાર્થની પ્રાપ્તિનું મુળ કારણ આરોગ્યતાજ છે. પશ્ચીમના વિદ્વાનો પણ આરોગ્ય માગતા કહે છે કે—

O blessed health! thou art above all gold and treasure, tis thou who enlargest the soul, and openest all its powers to receive instruction and relish virtue. He that has thee hath little more to wish for, and he that is so wretched as to want thee, wants everything thee. (STERNE)

અર્થાત્-સુખદ આરોગ્ય! સઘળા સુવર્ણ અને દ્રવ્યના ભડાર કરતાં તું શ્રેષ્ટ છે; બુદ્ધિને ખીલવનાર અને શિક્ષણ ગ્રહણ કરવા માટે અને સદ્દગુણ ઉપર અભિરૂચિ થવા માટે તેની સઘળી શકિતઓને વિકાસને પમાડનાર તુંજ છે. જે મનુષ્યને તારી પ્રાપ્તિ થઈ છે, તેને આ જગત્માં ઇચ્છવા સરખું થોડુંજ રહ્યું હોય છે, તારા વિનાના દરિદ્રી માણસને તારી સાથે સઘળી વસ્તુઓનો તોટો છે—સ્ટર્ન

The first wealth is health........ Give me health and a day and I will make the pomp of emperors ridiculous. (EMERSON)

અર્થાત્-આરોગ્ય એ સઉથી શ્રેષ્ટ ધન છે...મને આરોગ્ય અને તે પણ માત્ર એકજ દિવસ આપો; અને ચક્રવર્તી મહારાજાઓના વૈભવને પણ હું હસી કહાવીસ-(ઇમર્સન)

Better is the poor, being sound and strong of constitution, than the rich man grievously afflicted in his body. Health and good estate of body are above all gold, and a strong body above infinite wealth. There is no richness above a sound body and death is better than a life of continual sickness. (ECCLESIASTICUS)

श्रीमान राय बहादुर पंडित शेठ मेवारामजी, ऑनररी मेजीस्ट्रेट–खुर्जा.

Shriman Rai Bahadur Pandit Sheth Mevaramji–Khurja.

( श्रीमान, विद्वान, राजमान्य अने दि. जैनोमां अग्रगण्य जाणीता ग्रहस्थ )

શરીરે અત્યંત દુઃખી શ્રીમાન્ મનુષ્ય કરતાં નીરોગ અને બળવાન શરીરવાળો ગરીબ માણસ વધારે સારો છે. આરોગ્ય અને સારી શરીર સંપત્તિ સમસ્ત સુવર્ણ કરતાં શ્રેષ્ઠ છે, અને સુદ્દઢ શરીર અપાર ધન કરતા પણ ચઢીઆતું છે. નિરોગ શરીર કરતાં ચઢીઆતું કોઇપણ શ્રીમંતપણું નથી, અને નિત્યના મંદવાડ કરતા મરણ વધારે સારૂં છે—(એકલેઝીયાસ્ટિકસ)

Oh! it is excellent to have a giant's strength.

અસાધારણ શરીર બળ હોવું એ અહો! બહુજ ઉત્તમ છે. (શેકસ્પીઅર)

Men generally let the body–the sacred temple of the spirit on earth–take care of itself, nay, worse, they abuse it. A clean, rounded, muscular, elastic form, ready for any emergency, reliable study responsive to all calls upon it; healthful painless, feeling ever an affirmative pleasurable emotion in its currents of vitality, resisting the wear and tear of daily duties, and furnishing the soul a play-ground for geniality, good nature, enjoyment and even work itself. What a born! What a treasure. (Luther. R. Marsh)

શરીર કે જે આ મૃત્યુ લોકમાં આત્માનું પવિત્ર મંદિર છે. તેની મનુષ્યો ઘણું કરીને જરાપણ કાળજી રાખતા નથી; અરે! એથી પણ વધારે ખરાબ એ છે કે તેઓ તેનો દુરૂપયોગ કરે છે. સ્વચ્છ, ભરાવદાર, મજબુત, પ્રતિકુળ પ્રસંગો પ્રાપ્ત થયા છતાં પણ પોતાની મુળ સ્થિતિમાં પાછું આવી જનાર, ગમે તેવા સંકટના સમય માટે તત્પર, વિશ્વાસ કરવા લાયક, દૃઢ, ગમે તે કામને માટે તૈયાર, તનદુરસ્ત, દુઃખ રહિત, પોતાના ઓજસના પ્રવાહમાં સર્વદા નિઃશંક આનંદ રસનું ભાન કરનાર, નિત્યના ધંધાના રગડાથી પડતા ઘસારા સામે ટકી રહેનાર, અને પ્રસન્નતા, સુસ્વભાવ સુખોપભોગ અને સાક્ષાત્ શ્રમને માટે પણ જીવાત્માને વિનોદનું સ્થાન અર્પનાર શરીર મળવું—એ આહા! કેવી અમુલ્ય કુદરતી બક્ષિસ છે! કેવો ઉત્તમ દ્રવ્ય કોશ છે.

(લ્યુથર આર. માર્શ)

**પ્રિય વાંચકો!** આ પરથી કદાચ તમે પણ કહી ઉઠશો કે નિરોગી રહેવા અમે પણ ઇચ્છીએ છીએ પણ નિરોગી રહેવું આપણા હાથમાં છે?

તે પરમેશ્વર આપે છે. આપણે તો નિરૂપાય છીએ પણ હું છાતી ઠોકીને કહું છું કે નિરોગી કે રોગી રહેવું તે આપણા હાથમાંજ છે. કુદરતી નિયમોનું આજ્ઞાપાલન કરવાથી નિરોગી રહી શકાય છે અને તે વિરૂદ્ધ વર્તન કરવાથી રોગી રહેવાય છે. તે નિયમો પાળવા મુસ્કેલ નથી. તમે તે ઘણી વખત સાંભળ્યું પણ હશે છતાં રૂપરેષા તરીકે જણાવવું અયોગ્ય ગણાશે નહિ.

(૧) નિત્ય સુર્યોદય પહેલા ઉઠી શૌચાદિક મુખમાર્જન કરવું. (૨) સ્વચ્છ જળથી સ્નાન કરવું અને સ્વચ્છ જળ પીવું. (૩) નિયમિત સમય પર તાજો, પથ્ય અને મિતાહાર ખોરાક લેવો અને તે ખુબ ચાવવો. (૪) સવાર સાંજ શુદ્ધ હવા લેવી. (૫) જેટલી બની શકે તેટલી વ્યાયામ (કસરત) કરવી. (૬) મૈથુન સેવનની બાબતમાં મર્યાદિત રહેવું.

આવી રીતે જણીતા સાદા અને નજીવા જેવા લાગતા નિયમો પાળ્યા વિના હજારો કે લાખો રૂપૈયા ખરચે કે અતિ મુલ્યવાળી દવાઓના રગડા ગળામાં રેડીએ કે **લોહી સુધારનારી, વિર્યને વધારનારી, અમૃતના જેવો ગુણકરનારી** એવા સેંકડો ચમત્કારી ગુણોનાં બણગા ફુંકનારી દવાઓ, ગોળીઓ, માત્રાઓ, રસો કે અમૃતો રોજ પીવાથી કે ડૉકટરો કે વૈદ્યોની ટૉનિક (પૌષ્ટિક) દવાઓ ખાવાથી કે વીજળીની વીંટીઓ પહેરેથી, આખા શરીરના સઘળા ભાગમાં પ્રસન્નતા ઉપજાવનારી, તનનું અને મનનું કામ કરવાને

ઉત્સાહ અને શક્તિ આપનારી, દુઃખથી ભરેલા સંસારમાં વિવિધ દુઃખો આવી પડતો પણ તેમને સંતોષપૂર્વક સહન કરવાનું બળ આપનારી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થો તે સર્વોતમ પ્રકારે સધાવી આપનારી ઇન્દ્રિયોને, મનને અને બુદ્ધિને પવિત્ર અને નિર્દોષ તેમજ આનંદમાં રાખનારી ખરી નિરોગતા મળતી નથી તે કુદરતી નિયમોના પાલનથીજ મળી શકે છે.

અંતમાં સર્વને નૂતન વર્ષ આરોગ્ય અને આબાદી ભર્યું ઇચ્છું છું.

**વાડીલાલ મૂળજીભાઈ સંઘવી. લીંબડી**

# राग अने द्वेष.

**( લેખકઃ-હરજીવન રાયચંદ શાહ-આમોદ.)**

**વીતરાગ ભગવાન** (રાગ અને દ્વેષથી રહિત પરમેશ્વર) ના કહેલા ધર્મને પાળનાર જૈન વર્ગમાં, રાગ અને દ્વેષ કેટલો વધી ગયેલો છે, તેનું શું પરિણામ આવ્યું છે, તથા હવે પછીથી શું આવવાનો સંભવ છે, એ વિગેરે બાબતો ઉપર મારા બંધુઓનું લક્ષ ખેંચવાનો આ લેખમાં મારો હેતુ છે.

**રાગ અને દ્વેષ** શબ્દનો અર્થ સામાન્ય રીતે પ્રીતિ અને અપ્રીતિ એટલો કરવામાં આવે છે, પણ મારા સમજવા પ્રમાણે એ બેઉ શબ્દની આગળ "**હદથી જાદે**" એટલો સાદો શબ્દ ઉમેરવાની જરૂર છે. મતલબ હદથી જાદે પ્રીતિને રાગ કહેવો તેમજ હદથી જાદે અપ્રીતિને દ્વેષ કહેવો અને તેથી આ લેખમાં હવે પછીથી જ્યાં જ્યાં રાગ અને દ્વેષ શબ્દ વાપરવામાં આવેલો ત્યાં ત્યાં એજ અર્થમાં એ શબ્દો વાપરવામાં આવેલા છે, એમ ખાસ ધ્યાનમાં રાખવું.

આ માસિકના છઠ્ઠા વર્ષના પહેલા અંકમાં મેં "**માનસિક વ્યાધિ**" એ નામનો એક લેખ લખ્યો હતો ( જુઓ દિગમ્બર જૈન, પુસ્તક ૬ ઠ્ઠું અંક ૧ લો પૃષ્ટ ૯૦) તેજ વિષયમાં સમાવેશ કરવા જેવો આ લેખ પણ છે. રાગ અને દ્વેષ એ પણ એક માનસિક વ્યાધિજ છે. આપણા સમાજમાં હાલમાં સેંકડે ૮૦ ટકા જેટલો રાગ દ્વેષ ફેલાયલો છે, એમ દરેક વિચારશીલ પુરૂષને જણાયા સિવાય રહેતું નથી. રાગ અને દ્વેષ સઘળા અનર્થોનું મૂળ છે. પૈસા મેળવવામાં રાગવાળો માણસ ન્યાય અન્યાય, સત્ય અસત્ય, પારકું પોતાનું કાંઇ પણ જોતો નથી અને તેજ માણસને લોકો લોભીની ઉપમા આપે છે તથા લોભથી જે જે અવગુણો આવે છે તે સર્વે આવીને ત્યાં હાજર થાય છે. પુત્રમાં, મિત્રમાં કે સ્ત્રીમાં રાગવાળો માણસ **પુત્રને** હદથી જાદે લાડ લડાવીને બગાડે છે. તેણે વિદ્યા ભણવા જવા દેવાને માટે, વ્યાપારાદિ કાર્યોને માટે બહાર ગામ જવા દેવામાં, અને ખોટે રસ્તે ચઢતો અટકાવવામાં પણ તે પાછો પડે છે. એટલુંજ નહીં પણ બાળલગ્નવિગેરે કાર્યો કરવાની ઇચ્છા થાય છે.

એ રીતે પોતાના પુત્રની કિંમતી જીંદગી તેના રાગના ભોગ થઇ પડે છે. **મિત્રમાં** રાગ થાય છે ત્યારે તેના ગુણ અને અવગુણ ઉપર લક્ષ રહેતું નથી, તેના ઉપર હદથી જાદે ભરોંશો રાખવામાં આવે છે, અને તેને હદથી જાદે છુટ આપવામાં આવે છે, જેથી પરિણામ કેવાં વિપરીત આવે છે તેના દાખલા શોધવા પડે તેમ નથી. એજ પ્રમાણે સ્ત્રીમાં રાગવાળો માણસ સ્ત્રીને આધિન થઇ જાય છે અને હાલની **કેળવણી વિનાની સ્ત્રીયો** તેને પોતાની બુદ્ધિ અનુસાર સહેજે વર્તાવી શકે છે. જેથી કુટુમ્બ કલેશ, સાંકડું મન, મારૂં તારૂં અને વાંધા પાડવાની ટેવ પડી જાય છે. તથા છેવટે ઘરને ઠેકાણે

ધર્માંધલીયું થઇ જાય છે. તદુપરાંત, આબરૂને હાનિ પહોંચે છે તથા ધનનો ખોટી રીતે વ્યય થઇ જાય છે તે તો જૂદોજ. સ્વસ્ત્રીમાં રાગ થવાથી ઉપર મુજબ પરિણામ આવે છે અને જો **પરસ્ત્રીમાં રાગ** થાય છે, તો તેનું પરિણામ વ્યભિચારમાં આવે; જેથી તેના ફળરૂપે અનેક પ્રકારનાં **દુઃખો** ભોગવવાં પડે છે. મેળવેલી **સંપત્તિમાં** રાગ થવાથી માણસ **કંજુસ** થાય છે. **સ્વધર્મને** વિષે રાગ થવાથી માણસ **અંધશ્રદ્ધાળુ** થાય છે, અને અન્ય ધર્મો સામે અવટતાં ચડાં કાઢવા માંડે છે, તેમજ ધર્મને નામે છેવટે અધર્મની મર્યાદામાં પગ મૂકે છે અને તેનો ખરા ખોટાનો વિવેક જતો રહે છે. ટુંકામાં એટલુંજ કે—**રાગ એટલે હદથી જાદે પ્રીતિ, દુનિયાના કોઇ પણ કાર્યમાં લાભદાયક થતીજ નથી, પણ ઉલટી તેનાથી હાનિજ થાય છે.**

હવે **દ્વેષના** સંબંધમાં થોડા વિચાર કરીએ. જેમ રાગનો સ્વાદ શરૂઆતમાં મીઠાસભરેલો લાગે છે, અને તેને લીધે માણસ આગળ આગળ વધતો જાય છે તથા પરિણામે રાગી માણસ પોતે દુઃખી થાય છે અને બીજાને દુઃખી કરે છે; તેમ દ્વેષનું પણ થાય છે. દ્વેષથી માણસમાંના ક્રોધ, અદેખાઇ, માન, અને બીજા મનોવિકારો પેદા થાય છે.

એ મનોવિકારો કેટલા ભયંકર છે તે વિષે લખવાની ખાસ જરૂર નથી. ક્રોધથી માણસ ગાળો ભાંડે છે, માર મારે છે, ખુન કરે છે, આપઘાત કરે છે, વળી બાળવું, બુડવું, ઇત્યાદિક બીજાં અનેક નિર્દય અને વિચાર રહિત કાર્યોમાં જોડાય છે. એ સઘળું દ્વેષનુંજ પરિણામ છે. જેમ રાગ સારી અથવા માઠી, બેમાંથી એક પણ બાબતમાં રાખવા જેવો નથી: તેમજ દ્વેષપણ સારી અથવા નઠારી લાગતી બાબતમાં અથવા કોઇપ્રણ મનુષ્યમાં રાખવા જેવો નથી. મતલબકે રાગ અને દ્વેષ બેઉ, માણસને પોતાના યોગ્ય કર્તવ્યોથી અવળે માર્ગેજ દોરનાર છે. ક્રોધ, માન, માયા, અને લોભ એ **ચારે કષાયો** રાગ અને દ્વેષમાંથીજ ઉપજે છે, અને સઘળા મનોવિકારોનું મૂળ પણ આગળ કહેવા પ્રમાણે રાગ દ્વેષજ છે. કષાયોથી થતી હાનિ વિષે જૈન શાસ્ત્રોમાં અને બીજી અનેક જગ્યાએએ (જેમકે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવેલા "**મનોવિકાર** અને **આશા નિરાશા** વિષે નિબંધ" વિષેના પુસ્તકમાં) ઘણી સારી રીતે કહેવામાં આવેલું છે. રાગ અને દ્વેષને જૂદા જૂદા માનીએ તેના કરતા એકજ વસ્તુની અવળી સવળી બે બાજુઓ હોય અને એવોજ સંબંધ હોય તેમ સમજાય છે. આપણા જૈનોના **તિર્થંકરોને** અનેક શ્રેષ્ઠ વિશેષણો આપેલાં છે, પણ તે સઘળાં ગૌણ ગણાયાં છે, અને '**વીતરાગ ભગવાન**' એ નામ ઘણા માનપૂર્વક અને વારંવાર બોલવામાં આવે છે, આ ઉપરથી પણ આપણને ખાસ સૂચીત થાય છે કે વીતરાગપણું એટલે **રાગ દ્વેષથી રહિતપણું** એ મોટામાં મોટું પદ છે અને પરમેશ્વરપદને લાયક બનવાને રાગ દ્વેષથી રહિત થવું એ સર્વથી **પ્રથમ**જ અગત્યનું છે. **राग द्वेष मली मसाम्॥** એ વાક્યનો અર્થ પણ એવોજ છે કે રાગ અને દ્વેષ વિનાનું મન હોય, તોજ તેને નિર્મળ મન કહી શકાય છે. આપણામાં સામાન્ય માણસો વાતચીતમાં વારંવાર એમ કહે છે કે "અમુક માણસમાં જરાએ રાગ દ્વેષ નથી, એ તો **પરમેશ્વરનો લોક છે**" આવું કહેનાર અને સાંભળનાર, **દશલક્ષણીક ધર્મના** ધારણ કરનાર, અને વીતરાગ ભગવાનના શિષ્યોની રાગ દ્વેષની બાબતમાં કેવી સ્થિતિ છે, તેનો વિચાર કરીએ છીએ ત્યારે **અતિશય** દીલગિરી ઉપજ્યા વિના રહેતી નથી. વંશપરંપરાથી ઉતરી આવેલું આ **ઝેર** હવે આપણી

નસેનસમાં વ્યાપિ ગયું છે. અને ચોવિસે કલાકના જાગૃત અવસ્થાના વ્યવહારમાં તેમજ ઉંઘમાં સ્વપ્નો પણ રાગ દ્વેપની અસરવાળાંજ આવ્યાં કરે છે. આ સ્થિતિને પરિણામે તન, મન, ધન, અને ધર્મનો હ્રાસ થાય તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? લડાઇ ટંટા, અદેખાઇ, પક્ષપાત, અને સઘળા દૂર્ગુણો જે, એ રાગ દ્વેપના સૈન્ય રૂપ છે તે સર્વે મૂર્તિમાન રૂપે આવીને આપણી ચારે પાસે વીંટાઇ વળ્યા છે. જો **શાંત મનથી** બરબર વિચાર કરીને જોઇએ તો આપણાં હાલનાં બધાં દુઃખો અને બુમ બરાડાનું મળ એજ છે. **રાગ દ્વેષથી રહિત થવું એનેજ** સામાઇક કહે છે. આ રાગ દ્વેપ રૂપી માનસિક વ્યાધિનું સ્થુળ રૂપ એજ **શારિરીક રોગો** છે. જેમકે રાગ શબ્દમાં એક માત્રા વધારવાથી જેમ "**રોગ**" શબ્દ થાય છે તેજ પ્રમાણે રાગમાં પણ થોડાકજ વધારો થવાથી રોગ થાય છે તેમાં જરા પણ સંશય જેવું નથી. अति सर्वत्र वर्जयेत् અતિ એટલે વધારે=હદથી જાદે હંમેશાં છોડી દેવું જોઇએ. આ સામાન્ય વાક્યમાં જે "**અતિ**" ઉપસર્ગનો નિષેધ કરવામાં આવ્યો છે તેજ શબ્દ પ્રીતિ, સ્નેહ, અથવા પ્રેમ શબ્દની આગળ ઉપસર્ગ તરીકે આવીને જોડાયાથી રાગ થાય છે, એમ રાગ શબ્દના અર્થનું નિરૂપણ કરતાં આ લેખમાં આગળ જણાવવામાં આવેલું છે. એ અતિ ઉપસર્ગેજ આપણને અતિ ઉપસર્ગ એટલે અત્યંત દુઃખ ઉત્પન્ન કરેલું છે. હવે એક બીજો પ્રશ્ન એ થાય છે કે આપણા જૈન વર્ગમાંથી ચોવિહાર કરનાર, કંદમૂળ નહીં ખાનાર, સોલસકારણ અને દશલાક્ષણિક, વ્રત કરનાર, ઉપવાસ અને એકાસણાં કરનાર, સામાઇક અને નવકાર મંત્રનો જાપ કરનાર એ વિગેરે માણુસોની સારી સંખ્યા છે ખરી, પણ એ બધામાંથી રાગદ્વેપ નહીં રાખનાર કેટલા નીકળશે? વળી ભિન્ન ભિન્ન પ્રકારની બાધાઓ લીધેલા માણસો માલુમ પડે છે, પણ **રાગ દ્વેષ નહીં રાખવાની બાધા (પ્રતિજ્ઞા) લીધેલા કોઇ માણસો છે કે?** આ પ્રમાણે હાલની સ્થિતિ કફોડી થઇ પડી છે. હાલમાં તીર્થક્ષેત્રોમાં શ્વેતામ્બરો અને દિગમ્બરોમાં ચાલતા ઝગડાનું મૂળ કારણ રાગ દ્વેપ નહીંતો બીજું શું છે? તુર્કી અને બાલ્કનનાં રાજ્યોની લડાઈનું કારણ શું હતું? સઘળી દિવાની અને ફોજદારી ફરીયાદોનું મૂળ શું છે? રાગ દ્વેપ કે કાંઇ બીજું? એ રાગ દ્વેપ દુનિયામાંથી નાબુદ થાય, તો પછી આ જગતની સુખશાંતિનો કાંઈ પાર રહે ખરો?

આપણા ગામમાંથી અને આપણા ઘરમાંથી એટલે કુટુમ્બમાંથી જો રાગ દ્વેપ ટળી જાય, તો વિચાર કરી જુઓ કે આપણા સુખમાં અને **સામર્થ્યમાં** કેટલો બધો વધારો થાય? આપણને **આનંદ** કેટલો બધો વધે? અને **ધર્મ** પાળવામાં, **ધન** મેળવવામાં અને બીજાં ઇપ્સીત કાર્યો કરવામાં તેમજ **શારીરીક બળ** બુદ્ધિ વધારવામાં પણ આપણે કેટલા બધા ફાવી શકીયે? કેટલા બધા આત્મશત્રુઓને આપણે જીતી શકીએ? કેટલા બધા દુર્ગુણો દૂરથીજ તજી શકાય અને આ બધું થાય તો તેનો **સ્વાદ** આપણને કેટલો બધો **મીઠો** લાગે? આવો વિચાર આવતાની સાથેજ આપણું મોઢું પણ કેવું ભરાઇ જાય છે અને જાણે રગ દ્વેપ હમણાંથીજ દુનિયામાંથી પોતાના વગોણાથી શરમાઇને ગાંસડાપોટલા બાંધીને જતો રહ્યો હોય તેથી લીલાલહેર થઇ રહી હોય. અમૃતની વૃષ્ટિ થઈ હોય, કે કલ્પવૃક્ષની પ્રાપ્તિ થઈ હોય એવો આભાસ શું થતો નથી? ત્યારે જે વસ્તુ તજવાના વિચારથીજ આપણને **આશાદેવી** આવું સ્વપ્ન બતાવે છે, તેનો જો ત્યાગ કરવામાં આવે તો ભવિષ્ય કાળ આપણને એવું સુખ પ્રત્યક્ષ મેળવી આપશેજ એમ નહીં માનવાનું શું કાંઈપણ ખાસ કારણ છે ખરૂં? **अलमति विस्तरेण.**

## धार्मीक शीक्षणनुं समालोचन.

**આપણી પાઠશાળાઓ.**

શ્વેતાંબર કોમમાં ચાલતા ધાર્મીક શીક્ષણની સાથે આપણા દિગંબર ધર્મના શીક્ષણને સરખાવતાં માલુમ પડે છે કે આપણે એ બાબતમાં ઘણા પછાત રહીએ છીએ. દરેક મોટા ગામમાં તેઓની પાઠશાળા, બોર્ડીંગો અને વખતે જૈનહાઇસ્કુલ પણ જોવામાં આવે છે, ત્યારે આપણી કોમમાં જૈનહાઇસ્કુલ તો બાજુએ રહી, પરંતુ પાઠશાળાઓ પણ જોઇએ તેટલી નથી. મુંબાઇમાં શેઠ હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડીંગમાં ધાર્મીક શીક્ષણ અપાય છે અને તેનાથી અલબત વિદ્યાર્થીઓને લાભ મળી શકે છે, પણ હજુ તેમાં વિદ્યાર્થીઓએ વધારે ધ્યાન આપી શાસ્ત્રોનો ઉંડો અભ્યાસ કરવાની જરૂર છે. અને કાર્યવાહકો તરફથી બોર્ડીંગમાં અપાતાં ધાર્મીક કેળવણી વધારે રસમય બનાવવાની જરૂર છે. વળી સર્વ સ્થળે ચાલતી પાઠશાળા તરફ કાર્યકર્ત્તાઓએ વધારે ધ્યાન આપવાની જરૂર છે. ધર્મ તરફ આપણા શ્રાવકોની અભિરૂચી નથી અને વળી ભટ્ટારકો વીગેરે આ બાબત તરફ દુર્લક્ષ આપતા હોવાથી આપણા ધર્મની પ્રભાવના વધવી બહુ મુશ્કેલ છે.

❦ ❦ ❦

**ઉપદેશક ખાતું.**

ઘણી દીલગીરીની વાત છે કે ઉપદેશક ખાતું બંધ કરવાની જરૂર પડી છે. આપણે ભટ્ટારકોને ટેકસ આપી શકીએ છીએ, પણ ઉપદેશક ખાતું, જેનો કોઇ ઉપર કોઈ જાતનો હક કરી શકાય નહીં એવા ખાતા તરફ કોણ નજર કરે? ઇસુખ્રિસ્તના ધર્મમાં સંખ્યાબંધ ઉપદેશકો છે, તેઓ ગામે ગામ, ચકલે અને મોહલ્લે ફરી પોતાના ધર્મનો ઉપદેશ આપે છે. વળી એવું પણ બને છે કે એવા ઉપદેશકો તરફ જ્યારે રસ્તે જનારા બેચાર માણસો પણ સાંભળવા ઉભા રહેતા નથી, તો પણ તેઓ બુમો પાડી ભાષણ આપ્યાજ જાય છે. એમ કરતાં કદાચ તેઓને કડુ વચન, ગાળી પ્રદાન, અને મુષ્ટિપ્રહાર પણ મળે છે, છતાં પણ પોતાના કામમાં જરા પણ નાઉમેદ થતા નથી. આજ કાલ આપણા નામદાર ઇંગ્રેજ સરકારનું રાજ્ય હિંદુસ્થાન ઉપર લગભગ ૨૫૦ વર્ષથી ચાલે છે, તો પણ હિંદુ ઉચ્ચ કોમમાંથી પોતાના ધર્મમાં લાવવાને બહુજ થોડાનેજ લલચાવી શકયા છે, તો પણ લાખો રૂપીઆનો ખર્ચ કરી બાઇબલની સસ્તી નકલો છપાવી કરોડાની સંખ્યામાં મફત વહેંચે છે, પણ તેમનો ધર્મ ફેલાવવામાં મુખ્ય અડચણ જ્ઞાતિભેદ છે કારણ કે જો કોઇ સ્વધર્મમાંથી વિમુખ થાય, તો તેને જ્ઞાતિ બહાર મૂકવામાં આવે છે. વળી તેઓ કહે છે કે જો હિંદુસ્થનમાંથી આ જ્ઞાતિભેદ દૂર થાય. કેળવણીનો પ્રચાર થાય, રેલ્વે જેમ બને તેમ વધારે વિસ્તારમાં થાય અને બ્રાહ્મો સમાજ જેવાં સમાજો ઉભાં થાય તો ખ્રિસ્તિ ધર્મને ફેલાતાં વાર ન લાગે. બીજી અડચણ એ છે કે સ્ત્રીઓ ઘણા જુના વિચારને વળગી રહેનારી હોય છે, માટે જ્યાં સુધી ઇંગ્રેજી કેળવણીના પ્રસાદથી ખ્રિસ્તિ ધર્મનો સ્વાદ ચખાડવામાં નહીં આવે ત્યાં સુધી આ ધર્મ ફેલાવો મુસ્કેલ છે એમ તેમના મોટા મોટા પાદરીઓનું કહેવું થાય છે. હવે વિચાર કરજો કે હિંદુસ્થાનની સ્ત્રીજાતને કઇ જાતની કેળવણી માફક આવશે?

❦ ❦ ❦

**હરીફાઇની પરીક્ષાઓ.**

આપણા પડોશી શ્વેતાંબર સમાજમાં શું થાય છે તે તો જુઓ. તેઓ પોતાના ધર્મના પુસ્તકો સંખ્યા-

બંધ છપાવા લાગ્યા છે, લ્હાણીરૂપે પુસ્તકો વેહેંચાય છે અને ઇનામરૂપે પાઠશાળાઓમાં અપાય છે. વળી શ્રેણીબદ્ધ (series of books) પુસ્તકો પણ બહાર પડે છે. **રાયચંદ્ર જૈન શાસ્ત્રમાળાના** ઘણા ઉત્તમ ગ્રંથો છપાયા છે.

થીઓસોફીકલ સોસાયટીની હરીફાઇની પરીક્ષા જેમ દરેક મોટા શેહેરમાં લેવાય છે તેવી હરીફાઇની પરીક્ષાઓ (Competitive examinations) શ્વેતાંબર સમાજમાં શરૂ થઇ ગઇ છે અને તેનાં ઇનામો ભારે રકમોના દરેક વર્ષે અપાય છે. આવી પરીક્ષાઓથી સૌથી વધારે લાભ થવા સંભવછે કારણ કે તેમાં જૈન તો શું પણ અન્યધર્મી પણ વાંચવા લલચાય છે. કહો વારૂ, ત્યારે આપણી દિગંબર કોમમાં આનો ભાસ કે કંઇ હીલચાલ પણ માલુમ પડે છે? અરે કેટલાકને ખબરજ નહીં હોય કે તેમનામાં કેવાં કેવાં નવીન પગલાં લેવાય છે! વળી અન્ન ફળ ખોરાકના હીમાયતીઓ તરફથી આ વિષય ઉપર નીબંધ લખાવાય છે, તેમાં ઉત્તમ નીબંધ લખનારને રૂ. બસો સુધીનું ઇનામ આપે છે. તેવું કાંઇ આપણી કોમ કરશે કે? શ્વેતાંબર સમાજમાં એક સેંટ્રલ લાયબ્રેરી સ્થાપવા દરેક સ્વધર્મી બંધુ પાસેથી ઓછામાં ઓછી ચાર આના જેટલી પણ રકમ લેઇ એક મોટું ફંડ કરવામાં આવે છે અને તેમાં પૈસા પણ દરેક ગામમાંથી ધીમે ધીમે આવતા જાય છે. વળી તેઓ ગુજરાતી સાહિત્યની એક કીમતી સેવા બજાવી રહ્યા છે. જૂના જૂના ગુજરાતી ગ્રંથો, તેમની ભાષા, તેમના વિષયો, તેમની શૈલી વીગેરે બાબત ઉપર ચર્ચા ચલાવે છે. જુના પુરાણ **લેખો, સ્તંભો, ગુરૂની પટ્ટાવળીઓ**, યાત્રાનાં સ્થળ, તેમનુ ટુંકવર્ણન, **વસ્તીના** આંકડા, વીગેરે વીગેરે અંધારામાંથી કાઢી છપાવી ઘેરે ઘેર મોકલાવે છે. તેવું આપણામાં જલદી થાય એવી ધર્માભિમાની દરેક બંધુને જીજ્ઞાસા થવા જોઇએ.

❦ ❦ ❦

**વાંચનમાળાની જરૂર** આપણી કોમના વિદ્વાન વર્ગ તરફથી એવી એક વાંચનમાળા તૈયાર થવી જોઇએ કે જેમાં ગુજરાતી તેમજ શાસ્ત્રીય મૂળાક્ષર વીગેરેથી માંડી બોધદાયક ધાર્મીક પાઠો, કવીતાઓ, તિર્થંકરોનાજીવન ચરિત્રો, સ્તુતિ, વીગેરેનો સમાવેશ કરવામાં આવે. વળી તે ઉપરાંત એકજ રસ્તે ન જતાં સામાન્ય વ્યવહારીક બાબતો, આચાર, પદાર્થ વિજ્ઞાન, મુસાફરી, અન્ય દેશોનું બયાન ઉમેરી રસીક અને રમુજી બનાવવી જોઇએ. આ વાંચનમાળા નં. ૫ સુધી એવી બનાવવી જોઈએ કે ગામઠી કે સરકારી ગુજરાતી શાળાઓમાં બાળકોને જવાની જરૂર પડે નહીં. આથી **બાળ મન ઉપર ધર્મની સચોટ છાપ** એવા પડશે કે એ વખતના સંસ્કાર કદી પણ ભુસાઇ જશે નહી અને મિથ્યાત્વી ધર્મ તરફની અભિરૂચી નાબુદ થશે.

❦ ❦ ❦

**ભંડારનાં શાસ્ત્રો** આજ વખત એવો આવ્યો છે કે આપણા પૂજ્ય મુનિઓના જેવા, ગ્રંથો લખનાર નથી, પણ તેમની ટીકા કરવાની કે તેને સમજવાની શક્તિવાળા **પણ** નથી. જ્યારે વસ્તુસ્થીતિ આવી છે, તો કહો વારૂ આપણે કુંભકર્ણની નિંદ્રામાં પડયા રહેવું ક્યાં સુધી પાલવશે? માટે આપણા જૂના **શાસ્ત્રો** ભંડારમાંથી કાઢી ઉધીઇમાંથી બચાવી **સંશોધન** કરી વધારે ઉપયોગમાં આવે તેવા ઉપાય મંદિરોના વહીવટ કરનારાએ લેવા જોઇએ. **વિદ્વાન વર્ગ**ની ફરજ એ છે કે આવી બાબતો તરફ લક્ષ દોડાવી પ્રયાસ આ-

દરવો જોઇએ. પણ **સરસ્વતી અને લક્ષ્મી** એક જગ્યાએ વાસો નહીં કરતી હોવાથી બિચારો વિદ્વાન વર્ગ લાચાર છે. **પંડીત પન્નાલાલ બાકલીવાલને** દિગંબર કોમે કોટી ધન્યવાદ આપવા જોઇએ કે જેમણે અનેક ઉત્તમ ગ્રંથો છપાવવા હીંમત સાથે પગલું ભર્યું છે, તેવાઓને શ્રીમંતોએ બનતી મદદ કરવી જોઇએ. દરેક દેરાસરમાં એમની સ્યાદ્વાદ ગ્રંથમાળાની નકલો વાર્ષીક લવાજમ રૂપીઆ પાંચ પોતા પાસેથી કે દહેરાના ખર્ચથી ભરી જરૂર જરૂર મંગાવવી જોઈએ.

**મુંબાઇ, અમદાવાદ, સુરત અથવા વડોદરા** જેવા મુખ્ય

**સેંટ્રલ લાયબ્રેરી.**

સ્થળે એક દિગંબર જૈનશાસ્ત્રોની સેંટ્રલ લાયબ્રેરી સ્થાપવી જોઇએ કે જેમાં હસ્ત લીખીત તેમજ છાપેલાં શાસ્ત્રોનો સંગ્રહ કરવામાં આવે. તેમજ તમામ જૈન ચોપાનીઆં, માસીકો, છાપાં વીગેરે મંગાવવા જોઇએ. આવી લાયબ્રેરીમાંથી જે કોઇ ગૃહસ્થને બહારગામ પુસ્તક વાંચવા જોઈએ, તે તેના ખર્ચે મોકલી આપવું જોઇએ અથવા **ફરતી લાયબ્રેરી** (Travelling box) ના જેવી કાંઇક યોજના કરવી જોઈએ. વળી ગુજરાતી, ઈંગ્રેજી શાળાઓ, બોર્ડીંગો, પાઠશાળાઓમાં ધર્મની અમુક બાબત ઉપર **ઉત્તમ નિબંધ** (essay) લખનારને એક સારી રકમનાં પુસ્તકો **ઇનામ** તરીકે આપવા જોઇએ. ૭ વરસમાં "દિગંબર જૈન" માસીકે ઘણાખરાની શાસ્ત્રપ્રતિ અભિરૂચી ઉત્પન્ન કરી છે, તેમાં શંકા નથી પણ હજુ આ માસિક સમગ્ર વિદ્વાન વર્ગમાં વધારે ઉત્સાહ સાથે વંચાય એવું બનાવવાની જરૂર છે. જેમ બને તેમ આ માસીકનો વધારે સુધારા સાથે વધારે ફેલાવો થવાની અત્યંત જરૂર છે. ભેટ તરીકે અપાતાં પુસ્તકોના વિષયો વધારે ગંભીર અને પુસ્તકો દળદાર થવાં જોઇએ અને તે માટે દાતારોએ પોતાનો હાથ લંબાવવો જોઇએ.

**સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ**

આપણો સ્ત્રીવર્ગ ધાર્મિક ક્રિયા અને જ્ઞાનની બાબતમાં દક્ષિણની સ્ત્રીઓ કરતાં પછાત છે, માટે દરેક મોટા ગામમાં અને બને તો નાના ગામમાં પણ એક સ્ત્રી ઉપયોગી સંસ્થા ખોલવી જોઇએ કે જયાં તેઓ બપોરના બેત્રણ કલાક આવી ધર્મ સંબંધી પાઠ, પૂજા, સ્તુતિ, સ્તવન, ભરત, ગુંથણ, શીવણ, ઘરવૈદકનું વ્યવહારીક જ્ઞાન, (કે જેને અભાવે આજકાલ જરાક બાળક માંદુ પડ્યુ કે તરત બગલમાં ઘાલી ડાક્તરને ત્યાં દોડવું પડે છે) માંદાની માવજત વીગેરે વીગેરે બાબતનું થોડું થોડું જ્ઞાન મેળવે, તો ભવિષ્યમાં થનારી પ્રજાના કુમળા મન ઉપર સારી છાપ પાડી શકે. એક સ્ત્રી શીક્ષક રાખી તેનો તમામ ખર્ચ ફાળે પડતો વેહેંચી નાંખવો જોઇએ.

**ઉપસંહાર**

આ બધા વિચાર તો ઘણા ઉત્તમ છે, પણ કદાચ કોઈ એમ ધારે કે એમા **પૈસાની જરૂર** છે, ઘણા વિદ્વાન ઉત્પન્ન થાય, ત્યાં સુધી રાહ જોવાની જરૂર છે તો એ વાત પણ ખરી છે, કિંતુ સમય અને સવડ પ્રમાણે જો આપણે યથાશક્તિ ઉત્સાહપૂર્વક કામ ઉઠાવીએ, તો થોડુંક તો કરી શકીએ.

N. P.

# AN INTERPRETATION OF THE JAIN PHILOSOPHY.

*(As Understood by the Writer of this Article.)*

Philosophy is born of reflection, especially about knowledge and reality. Long before we trouble to reflect upon these subjects, however, we have the usual metaphysical theories that things exist and that we can and do know what they are. What are houses, for instance, according to the metaphysics of the ordinary man? They are brick and mortar shelters, occupiers of a certain space, durable for a certain time, and inanimate. They are called real; and all this consciousness of what they are is called knowledge. The houses are not called illusions, nor are they thought of as ideas. The knowledge of them is not called dreaming, nor is it thought of as a property of the houses themselves. Before we begin to reflect upon these subjects we are not critical in any way about our knowledge being knowledge of reality as far as it goes; nor do we question the real existence of that which is known. We are convinced that we know; and we act upon the conviction that known things and beings are real—including ourselves. However, any endeavour to enrich our understanding of knowledge and reality is to enter the field of philosophy. The Jain philosophy is claimed to be very ancient. It maintains that knowledge is possible, and that that which is known is reality.

## KNOWLEDGE.

Knowing is the nature of every living being, from the highest to the lowest. The differentia of knowledge is consciousness, and in the lowest forms of life it exists in the sense of touch. One purpose of philosophy is to advance from the known to the unknown; and the process is a threefold one, synstatis, analysis, and synthesis. Synstatis is our first acquaintance with the object, a vague idea, we know only that it is something, we do not yet know what it is Next comes analysis; then synthesis; the various parts, properties, qualities, aspects, and relations found in the analysis are mentally added to the first vague idea and are conceived as being one thing; in place of the first vague idea there is a clear and detailed knowledge of the thing; the diversity found in the analysis is known as a unity. All knowledge is based on the five senses. Sensuous knowledge is the first to be developed. Afterwards comes knowledge by interpretation of signs. We develop knowledge by interpreting words, which are signs of ideas. After this comes what may be called psychic knowledge—we have direct knowledge of things without the intermediary of the five senses, but still, in the waking state while the senses are operative, it is not any kind of sleep or trance condition, it is a sort of clairvoyance. Mind knowing is next developed, whereby the person knows the minds of others; and, finally, comes unlimited knowledge, omniscience. This is latent in every living being. Know-

श्रीमान लाला विशेश्वरनाथजी जैन
यहिया गंज—लखनउ
(धर्मनिष्ठ, सदाचारी वयोवृद्ध श्रीमान ग्रहस्थ)

बाबु फतेहचंदजी ओसवाल दि. जैन
छापाबाजार—लखनउ
(धर्म प्रेमी प्रतिष्ठित श्रीमान ग्रहस्थ)

JAIN PRESS SURAT.

**जैनधर्म प्रचारणी सभा—मेरठका सालाना जलसा (१९१२) का ग्रुप.**

कुर्सीपर बैठेहुए महाशयों—१ बा. ज्योतिप्रसादजी ए. जे. (अहश्य). २ बा. जुगलकिशोरजी मुखत्यार. ३ बाबू सूरजभानूजी वकिल. ४ बाबू अर्जुनलालजी शेठी बी. ए.(जैपुर). ५ बा. प्यारेलाल एम.ए. बेरीस्टर-एट लो-मेरठ, ६ रीखबदास बी.ए. वकिल. ७बा. सुलतानसिंह वकिल, ८ बाबू कीर्तिप्रसादजी बी.ए. एल एल. बी. ९ लाला मन्नूलाल बेंकर, १० बा. प्रभोलाल लाहौर. ११ पंडित उमरावसिंहजी (संस्कृत अध्यापक, रुषभ ब्रह्मचर्याश्रम—हस्तीनापुर)

ledge has to be developed. Knowledge is the experience of the individual and cannot be imparted from one to another; everyone's is different from, though like, that of others. Knowledge goes hand in hand with life; it is of two kinds, true and false. Truth is knowledge purged of intoxicating elements. Fear, for instance, disturbs the mind, we fail to see the truth, and so we make wrong judgments about people, etc. True knowledge does not accompany a vicious life. Knowledge is not merely perception; perception is followed by a desire to act, and this again is followed by a determination to act. If we see a butterfly, we desire to let it live, and this feeling is followed by a determination not to kill or hurt it. Knowledge, whether ordinary, scientific, philosophical, or religious, ends in a determination to act. If the knowledge is true the action will be good. The Jain philosophy recognises that there are two ways of knowing things. There is a sense in which things have a beginning, and there is a sense in which things do not have a beginning; and this is true of every real thing. As far as its substance is concerned there is no beginning to it, but so far as the particular mode of its manifestation is concerned there is a beginning. A butterfly begins to exist when the chrysalis dies, but the living being in the chrysalis was never out of existence; immortality extends backwards as well as forwards. The universe is the totality of realities, and, according to how they are thought of, it does and it does not have a beginning; both statements are true from different points of view.

## REALITY.

The word has many meanings, but here that which is real is called substance. Substance is not an illusion, it never was and never will be one homogeneous thing, nor one individual being. According to the point of view from which it is regarded, substance is that which performs a special action, that in which there are origination, destruction and permanence, that which is the subject of qualities and modifications, or that in which the differences of space, time, and modification inhere together. Making a division by dichotomy, substance is (1) alive and (2) not alive. Under this latter heading are matter, space, and two more real things, dharmastikaya and adharmastikaya, not recognised in any other philosophy, and for which there are consequently no English names. These serve respectively as the means by which moving things move, and resting things remain stationary in the sense of not moving. In this philosophy space is regarded as something real; it is that which contains everything else and does not need to be contained itself. Time is, as a matter of convenience, figuratively called a substance, but it is not really so. Really it is the modification of substance; it is that modification which

enables us to know the anteriority or posterity of a thing. Time is really the duration of the states of substances. Matter is composed of atoms, the atom is the ultimate unit, it is smaller than that contemplated by modern chemistry, and is not a compound of other units. It is one of the permanently lifeless realities; matter is unconscious whether stationary or moving, in life or out of it. Life is an abstract idea; having life is the nature of living beings, and these are concrete realities The characteristic which differentiates them is not movement but consciousness. Movement is not always a sign of life, while consciousness is. It never leaves the living being even in sleep or other so-called states of unconsciousness. It may be more or less obscured. A quality never leaves its substance. Consciousness does leave the body at death, and consequently cannot be a quality of the body. Skin, brain tissue, and all parts of the body are composed of chemical elements, lifeless, unconscious atoms. Vibration is not an event of consciousness but of motion. Consciousness is awareness, a synthesis of percepts and concepts, something quite different in kind from movement of matter. As consciousness is not a property of the body it must be the property of something else; in the absence of a more suitable word, that thing may as well be called the "soul." It is the living being, the individual, the self, the ego. It is only in the sense of being in combination with the ego that the body of a living being is alive, as it is only in the sense of being in combination with salt that water is salt; the salt is salt, not the water; the living being is alive, not the body. The living being is a soul with a body; he is not a body (with a soul looked upon as not himself). No self can ever be wiped out; always, and for ever, each one of us is part of reality, and never becomes any other part.

## CONCLUSION.

There is not any other reality in the whole universe than one of the five above-named realities, viz., living beings, matter, space, and two others. The malefaction, misery, and ignorance of living beings are caused by the essentially divine qualities being obscured by matter—dross; its combination with the self is a subtle one and cannot be mechanically separated; this foreign element does not leave the being at death, but accompanies it in its re-birth elsewhere until it is finally removed. To remove it is to reach an ideal existence. The process of removal is through stages of development in which the latent qualities are gradually brought out; it takes place either naturally or scientifically. The means by which it is effected form a system of ethics; these are based on the philosophy in the Jain faith; and, in conclusion, the remark may be allowed that not all the philosophy is given in this article.

ERTWA (HERBERT WARREN)

T. P.'s Weekly (London) 3-1-13.

# LORD MAHAVIRA'S COURT.

## (THE BRILLIANT HALL OF LIFE)

( By **Jagmandarlal Jaini** M. A. Bar-at-law, LONDON).

Twelve months have passed and Lord Mahavira's Candles uncovered by the **"Digambara Jaina"** have gone on shedding their undying lusture on the portals of the Lord's Palace. The first Candle illuminated the legend. Thou art independent; thou art free; and therefore thou art responsible. The second Candle showed us: All life is sacred; all living beings are brethren.

The light at the portal prepares us for the greater illumination in the Lord's Court. We enter and we are in an ocean of light that defies description. Yet we are not dazzled or dazed so much as calmed and strengthened. In the Court we find two pillers of divine purity and whitest brilliance. The light seems to circle and circulate round the rose-pearl steadiness of these two white columns of solid splendour One of these is Firm Knowledge. The other is Conduct. Beyond them is Eternity and Bliss which are palpable, visible, but still not quite comprehensible by us, as they extend onward in an endless vista of Light, Glory and Life. The only way to reach this Great Goal is through the Pillars of Firm Knowledge and Right Conduct!

The wanderer who enters the hall says: Indeed all are free. Every one who chooses can enter here. There is Peace too. How can life really clash with life? Struggle for Listence? There is no push on or push aside here; there is Co-operation—willing and loving **Co-operation for Listence.** Not struggle but support for Listence. Great Science is supplemented by eternal Religion. Science makes matter handy and obedient to Man's mind. Religion fills this mind with aim, courage and inspiration. Science gives us Ambition. Religion gives this Ambition eyes. Science makes creature comforts ours. Religion slakes the thirst and fills the depths that are beyond science. The wanderer feels the undercurrent of science entwined in loving fraternity with the keen and busy light of Religion. By the habit of division of mental labour, he distinguishes the two, but really he feels they are one

The Philosophy and the Conduct of Life—the two white pillars, lend lustre and greatness to each other. They are like the two hands working at the rope of life drawing it up from the pit of **Samsara** (cycle of existences). Alternately the right and left hand support and push on each other's work, till the rope is all drawn up and the drawer gets the invaluable jewel of Nirvana.

Two objections are frequently taken to Jainism. (1) That it is

narrow, sectarian. (2) That it is no good in practice.

Jainism is narrow, only if it fills a narrow heart. Its narrowness may be borrowed from the vehicle in which it is carried. A religion, which prima facie a hourly insists upon an Universal Brotherhood not of mankind only, but also of all living beings,—how can such a religion be narrow? Jainism is not narrow at all. It is not narrow in its contents, in its aim nor in its theory or in its practice. It is very cosmopolitan. Its contents give room to all kinds of Sciences, philosophy and arts. Its aim is the happiness of all living beings. Its theory is perfect Conduct based on perfect knowledge. Its practice is scrupulous care of all life.

As to the charge of sectarianism Jainism is sectarian, because its followers are not many, and these also are not fully aware of the urgent universality of their faith. Their sympathies are sectarian, because their knowledge is incomplete and the spring of Love in their hearts is not full and steady. To say the least, it is unfair to transfer the blame from the followers (so-called) of a creed to the creed itself. Some say, sactarianism is incompatible with the new national aspiration in India. This is a misconception. A good Jaina would make a better Indian, than the Jaina—Indian who is not a good Jaina. This is the rule, and an exception, if there be one, cannot disprove it. Why only the national aspirations?—A true Jaina breaths the still rarer and higher air of international and indeed universal peace and prosperity. Jainism is not only tolerant of other religions. It sees and appreciates the truth that is in them. It only refuses their claim to confine perfection and Salvation to some particular individual and his advocacy or intermediation on our behalf with someone at whose sweet will our life is carried on. Jainism may be said to be the ancient Theosophy of the world that has continued and shall continue on for as long as Truth and Humanity go together.

The second objection is: Jainism is no good in practice. It may mean either that Jainism is impracticable; or that people who follow its tenets cannot be very good citizens. This last construction is refuted as soon as stated. Jainas are a small, but a select community. They are prominent business men and well-to-do public men and philanthropists also in all parts of India. Indians have but only recently begun to go beyond the seas, and the Jainas have been the first to cross the waters and establish business and other relations with the countries East and West of India. They flourish in Burma, Aden, Africa, Paris and London.

As to the practice of Jainism, a distinction must be made between the rules of conduct for Jaina mouths and Jaina laymen. The ancient culture of India may not be revivable and to that extent, the rules of Conduct for Jaina monks are antiquated. But the norm of Jaina lay ethics is fast becoming the standard of conduct of a numerous and important body of men and women in the Western countries.

Thus Jainism is hardly open to criticism of the kind that is levelled against it.

The fact is, that presented properly and shorn of its unessential excrescences, Jainism, despite its antiquity of three thousand years and more, is an up-to-date system of thought and life, and as practicable and useful in Paris, London and Berlin today, as it was in Pataliputra, Ajodhya and Vesali, when the Railway were not and telegraph pole did not contest the living height of the palm in the plains of Behar, nor the whirr and creak of factory and mill disturbed the noonday stillness of the Mahavana (the great Forest) at the foot of the Himalayas. Lovers of Jainism then retired in the solitude of the forests to learn and digest the Jaina solution of life. Now they retire into the busiest towns of modern civilisation to see if the forest-born doctrine of Lord Mahavira is sturdy and steady enough for the shock and struggle of the changed conditions of our life. Our conviction is that Jainism is not and cannot be *dehors decombat*; only the changed point of view must be thoroughly realised and our activity must be organised in the oldest spirit but on modern lines. Thus alone Jainism can be extricated from oblivion and opprobrium and made the living blessing for the world's millions that it surely deserves to be. This is the inspiration and illumination of the Lord's Court & the Faith & Conduct pillars point to the *modus operandi*. Serious individual & collective effort must be made to give fixity & publicity to the Jaina tradition; & to bring the peace & love of a true Jaina life as near to as many of our fellow-beings as possible. For us Jainas, the true attitude is that of the chant of the Yasna, hymn to Ahura-Mazda.

"Shine on the whole race of man,
Believing and unbelieving."

Great indeed is the marvel of Jainism. To be a Jaina you need not necessarily even call yourself a Jaina. Live the life of a Jaina, and whatever you are, whatever your name, creed or country, you are a good Jaina. Thus you enjoy Virtve with Liberty. There are hardly any Dont's or Do's in the inmost heart of Jainism. Be and Live are its short and sweet commandments. "Be in the light of Firm Knowledge," says Pillar number one; "Live in this light", says Pillar number Two. The spirit of Love whispers sweet music. Unseen bells tinkle softly lulling murmurous hum of rose-fragrance and dew delicacy. The ears bring the dawn of Aurora nearer to the eyes and the seas and seas of the light and delight heave huge and endless beyond the Pillars. The whole seems to taper into a mingled sight and feeling of Peace and Bliss. The Wanderer would fain linger and gain the self, by losing himself in the divine Hall for ever. But the Karmic body is still on and he must go out to try and doff it so that he can slip through the pure white Pillars to Eternity, to Nirvana!

We hope the readers of the *Digambara Jaina* will walk into the Hall of Light themselves and introduce their friends and families also to the brilliant significance of the Candles and the Pillars.

Peace to All!!!

79 Linden Gardens,
Bayswater, London,
August 12, 1913.　　J. L. JAINI.

करनेका भी ठहराव किया गया था। परंतु उस ठहरावमात्रसे क्यों हो सकता है? जब तक कि उचित प्रयत्न न किया जावे। इस-लिए अब भी हमारी उक्त कमेटीके मेंबरोंको और भी हमारी समाजके धुरीण आंग्ल शिक्षाविशारद वकील--बॅरिस्टर आदि लोगोंको इस महत्त्वपूर्णविषयपर फिरसे लक्ष्य देना चाहिए।

पित्रार्जित स्थावर और जंगम संपत्तिपर किसका और कैसा कैसा हक्क प्राप्त है? दत्तक कैसा और किसे लेना चाहिए? इत्यादि महत्त्वके विषयोंमें हिंदूधर्म और जैनधर्मके नियमोंमें बहुत कुछ अन्तर है। जैनधर्मके अनुसार, किसी स्त्रीको दत्तक पुत्र लेना हो तो वह उस स्त्रीकी उमरसे छोटा और अविवाहित होना चाहिए। और दत्तक पुत्र सगोत्रज हो तो ठीक; नहीं तो उस स्त्रीके साथ उसका किसी भी संबन्धसे पुत्रवत् नाता रहना चाहिए तथा पित्रार्जित द्रव्यका थोड़ा बहुत हिस्सा पुत्रीको भी मिलना चाहिए। इसलिए ऐसे ऐसे विषयोंपर अर्थात् दायभागके संबंधमें जैनशास्त्रकी क्या आज्ञा है? अच्छी जाँच (संशोधन) होकर एक विश्वसनीय ग्रंथ प्रगट होना चाहिए और उसे दोनों फिरकोंको मिलकर सरकारसे स्वीकृत करा लेना चाहिए। हमारी समझसे श्वेतांबरोंके श्रीहेमचंद्राचार्यकृत 'अर्हन्नीति' और दिगंबरोंके "श्रीभद्रबाहुसंहितांतर्गत 'दायभाग" 'श्रीजिनसेनसंहिता स्मृति संग्रह (कनड़ी)' आदि ग्रंथोंमें इस विषयका अच्छा विवेचन किया गया है। इनके अलावा भी और कई ग्रंथोंमें इसका विवेचन मिलना संभव है।

अब थोड़ेसे शब्दोंमें उक्त दक्षिण प्रांतके अलिय-संतान--भागिनेय-संतानके वि-लक्षण कानूनका थोड़ासा इतिहास पाठ-कोंको बताकर इस लेखको हम समाप्त करेंगे।

प्राचीन कालमें अर्थात् शालिवाहन शकके आरंभमें और ई० स० ७७ के लगभग दक्षिण प्रांतके 'कुंडोदर' नामके एक राक्षसराजको एक दिन एक नरबलिकी आवश्यकता हुई। उसने इसके लिए उसी प्रांतके अपने आधीनस्थ एक राजाको आज्ञा भेजी कि अमुक समयके भीतर २ किसी एक मनुष्यको बलिके लिए हमारे पास अवश्य भेजो, नहीं तो खास तुम्हारी ही बलि हमें चढ़ानी होगी। इस घोर आज्ञाको सुनकर उस राजाने भी अपने राज्यमें यह सूचना करवा दी कि 'जो कोई आदमी अपनी बलि देनेके लिए अपनेको हमें समर्पित करेगा उसके कुटुम्बको हम अपना आधा राज्य और संपत्ति बाँट देंगे' परंतु इस दुनियामें प्राणसे बढ़कर क्या वस्तु है? इसलिए राज्य-संपत्तिके लोभसे कोई भी आदमी अपने प्राणोंकी बलि देनेको तैय्यार न हुआ। तब राजाने अपने राज-भवनमें अपने वास्ते कोई प्राण अर्पण कर-नेको तैय्यार है? यह जानना चाहा, परंतु पुत्र, पुत्री, माता और उनकी खुद अर्धां-

गिनी तक अपने स्वामीके बदले अपने प्राण देनेको तैय्यार न हुई। तब उनकी एक भगिनीने अपने भाईके प्राण बचानेके लिए अपने इकलौते पुत्रको बलि अर्पण करनेका निश्चय किया। और वह भगिनी-पुत्र भी अपने मामाके वास्ते अपने प्राण अर्पण करनेको संतोषसे तैय्यार हुआ।

नियत समयपर भानजा राक्षस राजाके समक्ष उपस्थित किया गया। मामापर भानजेका इतना सच्चा प्रेम देखकर राक्षसराजका हृदय दयासे भीग गया और उसकी नरबलि इच्छा शांत हो गई। उसने उसको अभयदान दिया। और उसके मामाको उसका सब राज्य भानजेको अर्पण करनेको कह दिया। तब उस राजाने राक्षस राजाकी आज्ञानुसार अपने पुत्र आदि किसीको भी अपना राज्य वैभव न देकर अपने प्राण रक्षणके लिए स्वप्राण अर्पण करनेवाले उस भानजेको ही दिया। और उस भानजेका 'भूताळपांड्य' नाम पड़ा। पीछे उस 'भूताळपांड्य' राजाने भी अपने मातुलसे प्राप्त हुई वह राज्य संपत्ति अपने खास पुत्रको न देकर अपने भगिनी पुत्रको ही दी। इतना ही नहीं, वरन् उसकी सब प्रजा भी इसी प्रकार करे इसके लिए वह इस विषयका एक दसकी कानून बनाकर रख गया। बस तभीसे उस प्रांतमें पुत्र- संतानको तिलांजलि दी जाकर भानजे--संतानको अपनी सब तरहकी--स्थावर और जंगम संपत्ति दी जानेकी विलक्षण रूढी प्रचलित है[१]।

वर्तमानमें इस कानूनका अमल उस प्रांतके ब्राह्मण जातिको छोड़कर जैन, लिंगायत, मुसलमान, हिंदू आदि लोगोंपर होता है। क्योंकि बीचमेंसे-हमारी ब्रिटिश सरकारके शासनकालके प्रारंभमें--सरकारी तौरपर वहाँकी प्रजासे यह पूछा भी गया था कि वह 'अलिय-संतान' का ही कायदा अपने यहाँ रखना चाहती है अथवा अन्य प्रांतोंकी तरह 'पुत्र-संतान'का कायदा प्रचलित करवाना चाहती है?' इसका उत्तर जैन, लिंगायत आदि सब लोगोंने अपने अज्ञानवश पूर्वका ही कायदा रखनेके लिए दिया, परन्तु ब्राह्मण लोगोंने अपनी बुद्धिमानीसे वह कायदा पसन्द न किया और अपनी सम्मति 'पुत्र-संतान' के पक्षमें दी। तबसे ब्राह्मणेतर जातियोंपर इस कानूनका विलक्षण परिणाम यह होता है कि यदि किसीको कोई भानजा नहीं है तो उसकी तमाम जायदाद सरकारमें जमा हो जाती है। और अपने खूनसे बनी हुई, अपनी शिक्षासे रँगी हुई, अपनी औरस पुत्र-संतति मुँह ताकती रह जाती है यह कितनी गर्हणीय बात है? इसका सुज्ञ पाठक स्वयं विचार करें!!

हमारी सरकारको तो इस कानूनके निकाल डालनेमें कुछ भी उज्र नहीं है, पर उस प्रान्तके भाइयोंको ही इस 'राक्षसीय'

१--यह कथन 'मेन्स हिंदु लॉ' (Mayne's Hindu Law) नामकी सरकारी कानूनी पुस्तमें विस्तीर्णताके साथ वर्णित है।

कानूनको देश निकाला देनेके लिए कटिबद्ध होना चाहिए। थोड़े दिन पहिले इस ओर हमारी मद्रास सरकारका चित्त आकर्षित हुआ भी था, पर उसका फल क्या हुआ सो समझमें नहीं आया।

इसलिए दक्षिण कन्नड़ा प्रान्तस्थ जैन भाइयोंपरसे भानजा-संतानके विलक्षण कानूनकी बुनियाद मिटानेके लिए और एक जैनलॉ का प्रचार सब ओर होनेके लिए हमारे श्वेताम्बर और दिगम्बर दोनों भाइयोंको जोरसे प्रयत्न करना समुचित और आवश्यक है। देखें, इस लेखकी हमारे भाई कितनी कद्र करते हैं!

---



## સિંહરાજ અને ચોગીરાજ

લેખક-શાહ નાનચંદ પુંજાભાઈ બી. એ. સાયન્સ ટીચર, બરોડા હાઇસ્કુલ.)

પવિત્ર ભારતભુમિના કોઇ એક વનમાં શરદઋતુના આશો શુદી ૧૦ની રાત્રે ચંદ્રનું ઝગઝગાટ રૂપેરી તેજ પથરાઇ રહ્યું હતું, વનના બધાં ઝાડને નવાં પાન.ફળફુલાદિ આવી સુગંધીથી આખું વન મગમગાટ થઇ રહ્યું હતું, સરોવરોના નિર્મળ જળમાં કમળનાં ફુલ ખીલી રહ્યાં હતાં, વનના મધ્ય ભાગે એક મોટું વિશાળ મેદાન આવેલું હતું, લીલુંછમ ઘાસ ચારચાર આંગળ ઉગી નીકળ્યું હતું. આ મેદાનની ચારે બાજુએ પર્વતના ઉંચી ઉંચી ગગનભેદી ટેકરીઓ આવી રહેલી હતી. આંબો, આમલી, જાંબુ, તાડ વગેરે ઝાડ પવનની મંદમંદ લહેરોથી ડોલી રહ્યાં હતાં. તેવા સમયે આ મેદાનમાં એક **અલૌકિક દેખાવ** થઇ રહ્યો હતો, પૂર્ણિમાની પહોર રાત્રિ ગયા બાદ **સિંહરાજ**ના પ્રમુખપણા નીચે મનુષ્ય સિવાય **સર્વ પ્રાણીમાત્રની સભા** ભરાઇ હતી, આવો અપૂર્વ દેખાવ કોઇ વિરલા ભાગ્યશાળી પુરૂષનાજ જોવામાં આવે.

સિંહ, હાથી, વાઘ, હરણ, રીંછ, શિયાળ, વરૂ, ભેંસ, ગાય, ઘોડા, બકરાં, ઘેટાં કુતરાં, સસલાં, મોર, પોપટ, માંકડાં, સર્પ, ચકલી, માખી, કીડી વગેરે અસંખ્યાત જીવો પોતાના નક્કી કરેલા કોઠામાં આવી બરાબર ગોઠવઇ ગયા હતા. જાનવરો છતાં પણ એટલી તો શાંતિ ફેલાઈ રહી હતી કે દૂરથી કોઇ માનવ જાત આવે તો તેનો પગરવ સંભળાયા વગર રહે નહિં. મદોન્મત્ત હાથીઓ પોતાના પગ વાળી સૂંઢ બે પગપર ગુંચળું વાળી હાલ્યાચાલ્યા વગર બેસી રહ્યા હતા. એજ પ્રમાણે સર્વે પ્રાણી વિનયસર બેસી એક ચિત્ત થઇ રહ્યાં હતાં, એટલામાં પ્રમુખ

સિંહરાજે પોતાના ઉંચા સિંહાસન ઉપરથી ઉભા થઇ બગાસું ખાઇ એવી એક ગર્જના કરી કે પ્રાણીમાત્રનાં શરીર થરથર કંપવા લાગ્યાં. જરાવાર પછી સિંહરાજે પ્રાણીની નિરક્ષરી વાણીમાં પોતાનું ભાષણ શરૂ કર્યું જેનો અર્થ માનુષિક ભાષામાં નીચે પ્રમાણે થાય છે—

" ભો વનવાસીઓ ! આજનો પ્રસંગ ઘણો આનંદદાયક છે. આપણા એક વૃદ્ધ અને શાણા શિયાળ ભાઇએ મને વનના પ્રાણીઓની રહેણી કરણી કહી બતાવી તે ઉપરથી આજે તમોને ઉપદેશ આપવા એકઠા કરવામાં આવ્યા છે. અમારા જેવા રાજવંશીઓ પ્રયોજન વિના વનમાં આમતેમ ભટકતા નહિં હોવાથી વનવાસીઓની સ્થીતિથી બરાબર વાકેફ ન રહીએ એ સ્વાભાવિક છે. અમે અમારી ભવ્ય એકાંત ગિરિકંદરામાં આત્મ કલ્યાણ સાધવામાં લીન રહીએ છીએ. રાત્રે આહાર, વિહારના અર્થે મોતની શિક્ષાને પાત્ર થયેલાજ જીવો જે અમારા ભોગ બને છે તેમનાથી સંતોષ માની, નિર્મળ ઝરા, નદીનું જળ પી, વનચર્યા જોઇ અમારા સ્થાને પાછા ફરીએ છીએ. કદાચ વનના પ્રાણીઓ ઉપર કોઇ આફત આવી હોય તો તે દૂર કરી પરોપકારનું પુણ્ય સાધીએ છીએ, સર્વ પ્રાણી ઉપર સમાન દૃષ્ટિ રાખવી એ અમારો અને પ્રાણી માત્રનો પરમ ધર્મ છે એમ અમે સમજીએ છીએ. વનમાં જ્યારે અતિશય જુલ્મ્યાઇ અને અનીતિ વધી જાય છે ત્યારે આવી સભાઓ ભરી ઉપદેશ આપીએ છીએ. અમારા ઉપદેશની અસર કેટલાક ભવ્ય પ્રાણીઓને તરત લાગે છે અને કેટલાક અધમ જીવોને જ્યારે ઉપદેશ કરતાં પણ સમજણ આવતી નથી ત્યારે અમે અમારી વનરાજ તરીકેની સત્તાનો ઉપયોગ કરીએ છીએ એટલે કે તેવા અપરાધી જીવોને તેઓના તડમાંથી દૂર કરીએ છીએ પછી તે રખડીરવડી મોતને આધીન થાય છે. તેમ કરતાં પણ જેઓ પોતા-ની અનીતિ જારી રાખે છે તેમને અમારા જેવા અધિકારી જીવો જાતેજ ભોગ લઇ અમારો નિર્વાહ કરીએ છીએ, આટલું છતાં પણ તમે અજ્ઞાનતાને વશ થઇ અનેક કુકર્મો કરવા લાગ્યા છો તે જોઇ મને ઘણીજ દીલગીરી થાય છે. આજની તમારી સ્થીતિ જોઈ મને ઘણીજ દીલગીરી થાય છે. તમે પહેલાં સર્વે ઘણા પ્રેમથી એક બીજા સાથે હળીમળી રહેતા હતા. કોઇના મનમાં દ્વેષ અને અનીતિનો જરા પણ અંશ હતો નહિં. સર્વે જીવો પોતપોતાના અધિકાર પ્રમાણે વર્તી જંગલની મોજ માણતા હતા. કોઇ કોઇનો જીવ પ્રયોજન વિના લેવાનું વ્યાજબી સમજતા નહિં. અમારીજ જ્ઞાતિના આ વાઘજીભાઇનું કામ તો છેક બગડી ગયલું લાગે છે. પોતાની જ્ઞાતિના રિવાજને છોડી દઇ, સ્વછંદપણે વર્તી મોજ વિલાસ કરવા લાગ્યા છે; બકરાં, ઘેટાં, ગાય જેવાં નિરપરાધી પ્રાણીઓના ભોગ લેતાં શીખ્યા છે. વાત તો એટલે સુધી બગડી ગયલી છે કે મનુષ્ય જેવા ઉત્તમ જીવને પણ મારતા ડરતા નથી. તમારા પાપે માનવ જાતિ અમારા રાજવંશીઓને (સિંહને) ઘણુ દુઃખ આપવા લાગી છે. તેમના શિકારના ભોગ થઇ પડીએ છીએ, પાંજરામાં પૂરાઇએ છીએ, અમારી પાસેથી સરકસના ખેલોમાં સખત મજુરી કરાવે છે, ભૂખે મારે છે, અમારી વ્હાલી પ્રજા અને પ્રિય માદાથી વિખૂટા પાડી એકાંત જગ્યામાં ગોંધી મૂકે છે. અસલના સુખી દિવસોમાં અમે સ્વતંત્ર રીતે વિના ભયે આખા જંગલમાં રાત્રે તેમજ દહાડે વિહાર કરી શકતા હતા. સૃષ્ટિની અપાર લીલા નિહાળતા હતા, મનુષ્ય જેવાં ઉત્તમ પ્રાણીનાં ક્વચિતજ દર્શન થતાં હતાં. વળી કોઇ કોઇ વખતે અમારા વડવાઓને ચારણ મુનિ જેવા મહાત્માનાં દર્શન થતાં અને તેઓશ્રી જ્ઞાનના બળે તેમના પૂર્વ ભવની હકીકત કહી તેમને ધર્મને રસ્તે દોરતા હતા. અહો ! આજ અમે એવા ભાગ્યહીણ થઇ ગયા છીએ કે એવા

મહાત્માનાં દર્શન તો થતાં નથી એટલુંજ નહિં પણ મનુષ્યો એટલા નિર્દયી થઇ ગયા છે કે અમારી તિર્યંચગતિ ઉપર દયા કરવાને બદલે અમારો પ્રાણ લેવા તૈયાર થયા છે. દુનીઆ બધી ઉલટી થઇ ગઇ છે. આમાં આપણે એકલા વાઘજીભાઇનો દોષ કાઢવાનો નથી. તેઓ પહેલાં ઘણા ભવ્ય ચહેરાવાળા, ઉપરથી દેખીતા વિક્રાળ દેખાવવાળા પણ અંદરથી શાંત અને કોમળ પરિણામ વાળા હતા, પણ જ્યારે વનની અંદરના ક્ષુદ્ર પ્રાણીઓના મનમાં અદેખાઇ, લુચ્ચાઇ, અને અનીતિએ પ્રવેશ કર્યો ત્યારે દરેક જીવ પરમાર્થ ભૂલી જઇ સ્વાર્થ સાધવા તત્પર થયો એટલે વાઘજીભાઇને પણ અનીતિનો રસ્તો પકડવાની ફરજ પડી.

### તમારી વર્તમાન સ્થિતિ.

તમે જ્ઞાતિના અને ધર્મના બંધનો તોડી શિથિલાચારી બન્યા છો. પોતાની જાતવાળાનું લાવેલુંજ ખાવું, બીજાનું આણેલું ખાવું નહિં તે નિયમ સર્વેએ તોડયો છે. કેટલાક સેવકનું કામ કરનાર સેવ્ય ગમે તેવા હલકા સ્વભાવનો અને પરજાતીલો હોય, તોપણ ગમે તે બાનું કાઢી ખાવા એકઠા થઈ જાઓ છો તે બહુ શરમભરેલું છે. તમે આત્મગૌરવ ભૂલી ગયા છો. ભોજન વેળાએ જ્યાં ઉંચનીચની લાગણી એક બીજાના મનમાં પ્રાદુર્ભાવ થાય, તેવા જગ્યાએ આત્મ ગૌરવ સમજનારાએ જમવું નહિં. આજ તો સિંહ, શિયાળ, કુતરા અને કાગડા એકજ ખાદ્ય વસ્તુ ઉપર મારામારી કરી એક બીજાથી દૂર બેસીને પણ ખાવાનું જાણે મળતું ન હોય તેમ લુંટાલુંટ કરે છે. એક બીજાનું ઉચ્છિષ્ટ જમે છે. તમે સર્વેએ જીભા ઇંદ્રિયને બહુ છુટવી મૂકી છે. જરા પણ ક્ષુધા તૃષાની વેદના સહન કરી શકાતી નથી."

પાસેના શહેરમાંથી છટકી આવેલો એક અશ્વ વચમાં બોલી ઉઠયો—"મહારાજાધિરાજ, અવિનય થાય તો ક્ષમા કરશો, અમારે સખત મજુરી કરવી પડે છે, અમારા મુકામથી દર-રોજ દશ પંદર ગાઉ ધણીના કામે જવું પડે છે. રસ્તામાં જે ખાવાનું ધરે છે તે ખાવું પડે છે, કદાચ લાગ મળે તો ક્ષુધાની પીડાને લીધે રસ્તામાં જે કંઇ મળી આવે તે આરોગીએ છીએ."

સિંહરાજ ગર્જી ઉઠયા—"અલ્યા મૂર્ખા, તું તારી ઉમદા જાતિ ભૂલી જઇ અધમ સ્થીતિએ પહોંચ્યો છે. પ્રાણીમાં ઘોડો એ એક ઉમદા જાનવર છે. ઘણાં ખરાં જાનવર કરતાં તમારામાં વિશેષ બુદ્ધિ હોય છે, પણ તમે તેનો દુરુપયોગ કરવા માંડયો છે. શું તમને તમારા માલિક ભુખ્યા કામે મોકલે છે? શું તમને ઓછું ખાવાનું આપે છે? માનવ જાત એવી અધમ બની ગઇ નથી કે અવાચક પ્રાણિની દયા બીલકુલ નજ જાણે. તમે એક વખત રસ્તામાં પડેલું લીલું ઘાસ ચાખ્યું કે તમારી દાઢ સળકી. બીજી વખતે ઉકરડામાં ઉગેલું ઘાસ પણ ખાવા દોડશો. એક જીભા લંપટી બની જશો તો સુખનો આભાસ સરખો પણ દેખશો નહિં. તમારી અશ્વ જેવી ઉમદા જાતિ એકલીનો વાંક નથી. ગાય, ભેંસ, કુતરાં, શિયાળ, માખી સર્વે જીવ આ દોષને પાત્ર બન્યાં છે. ગાય જેને કેટલાક મનુષ્ય પૂજ્ય ગણે છે, તે તો વિષ્ટા ખાતાં તો શરમાતીજ નથી. શો ગજબ!!! જેને ફકત વનસ્પતિપરજ નિર્વાહ ચલાવવાનો અધિકાર છે, જે પવિત્ર, નિર્દોષ અને પરોપકારી છે તે આ દશાને પાત્ર થઇ છે! બહુ શરમની વાત છે. કુતરાં બિલાડાંની તો વાતજ જવા દો કારણકે તેમનો અવતાર ઘણો કનિષ્ટ છે. તિર્યચ ગતિમાંથી તેમનો ઉદ્ધાર થવાને ઘણી વાર છે, પણ એમનો દાખલો લઇ જે એમનું અનુકરણ કરે, તે ખરેખર મૂઢમતિ જાણવો."

એટલામાં પેલા ઘોડાને કંઇ કહેવાનું બાકી રહી ગયું હશે તે બોલી ઉઠયો-"કૃપાવંત, હજુર સમક્ષ હું જુઠું નહિ બોલું. અમે રસ્તે ચાલતાં ચાલતાં ખાઇએ છીએ એમ વાત ખરી, પણ અમારો

માલિક જો વિચારવાન હોય છે તો એકનું જમેલું પાત્ર પાણીમાં ઝબકોળી સાફ કરી તેમાં ફરી ચંદી ભરી બીજાને મોંઢે ચઢાવે છે એજ પાત્ર ફરીથી પાણીમાં ઝબકોળી ત્રીજાને ધરે છે.'

એટલામાંજ સિંહરાજ ભુરકીને બોલી ઉઠયા—"તમારી બુદ્ધિ કેમ જતી રહી છે? જે પાણીમાં એક પાત્ર બોળ્યું, તે પાણીમાં બીજું બોળાય, તેમાંજ ત્રીજું બોળાય એમ સેંકડો વખત બોળાય તો તે પાણી પવિત્ર રહે કે અપવિત્ર બને. જો પવિત્ર રહે, તો તમે તે પીશો ખરા કે? જો અપવિત્ર થાય તો અપવિત્ર વસ્તુ બીજીને પવિત્ર કેવી રીતે કરી શકે? આ સાંભળી ઘોડા તો શું પણ હાથી, ગાય, ઊંટ વીગેરે તો સજ્જડજ થઇ ગયા-શરમાઇ નીચું જોઇ રહ્યા. સિંહરાજ તરફ દૃષ્ટિ સરખી પણ કરવાની કોઇની હિંમત ચાલી નહિં. સર્વેને ખાત્રી થઇ કે મહારાજ જે કહે છે તે તદ્દન વ્યાજબી છે. સર્વેએ દૃઢ **પ્રતિજ્ઞા લીધી કે ચાલતાં ચાલતાં રસ્તે ખાવું કે પીવું નહિ** અને સેવાના બદલામાં સેવ્ય પરનાતનો હોય તો તેનો આપેલો પદાર્થ ખાવો નહિં".

સિંહરાજે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું-"આવી વધારે તિરસ્કારને પાત્ર જે રસ્તો તમે પ્રાણીમાત્રે પકડયો છે તે કહેતાં તો મારી જીભ ઉપડતી નથી. બ્રહ્મચર્ય અને શીલવ્રત તો જાણે દુનીયા પારજ જતાં રહ્યાં છે. વીર્યની તો જાણે કીંમતજ નથી!

આ **શ્વાન** તરફ જરા નજર તો કરો! કેવી વર્ણસંકર જાત બની ગઇ છે!!! કેવા કદરૂપા કઢંગા અને એક બીજાથી જુદા પડી ગયા છે. તેઓએ પોતાનું અસલ શ્વાનનું સુંદર સ્વરૂપ ગુમાવી દીધું છે. કોઇ તો વાઘજી-ભાઇમાં ખપે તેવા છે તો કોઇ શિયાળજી ભેગા બેસી જાય તેવા છે. કોઇ માર્જાર મંડળમાં ભળી જાય તેવા છે, તો કોઇ રીંછડામાં રમવા દોડી જાય તેવા છે. વળી કેટલાક તો એવા બેડોળ બની ગયા છે કે એમને કઇ નાતમાં નાંખવા તે પણ મારા જેવાને મુશ્કેલ લાગે છે!

આ સાંભળી ચકલા અને કબુતર ચીં-ચીં કરી હસી પડયાં તે ઉપર સિંહ મહારાજે તેઓને કહ્યું--તમે શું હસો છો? જે હું કહું છું તે એકલા શ્વાનવર્ગને લાગુ પડે છે એમ નહિં, પણ પ્રાણીમાત્રને લાગુ પડે છે. તમે કંઇ તેમનાથી કોઇ રીતે સારાં નથી.

શ્વાન કબુતર વગેરેની જાતમાં આટલા બધા બાહ્ય ભેદ, તો આંતરિક ભેદનું તો પૂછવુંજ શું! **તમારા કરતાં તો કીડી, મંકોડા જેવાં ક્ષુદ્ર પ્રાણી સારાં કે કંઇક નિયમમાં રહી પોતાની જાતમાં ફરક પડવા દીધો નથી.** વર્ણસંકર પ્રજામાં આંતરિક વિચારો ઘણા ભિન્ન ભિન્ન હોય છે, તેઓ એકમતથી કંઇ પણ સારૂં કાર્ય કરી શકતાં નથી. સંપથી રહી શકતા નથી. ઇર્ષાના ભોગ બની એક બીજાનું નિકંદન કાઢવા તત્પર થાય છે. **લાલ ઝીણી કીડીઓના** કોઠા તરફ જરા નજર તો કરો, કોઇ જુદા પડે છે? **કાળી કીડીના** સમુહ તરફ નજર કરો કે કાળીમાં કોઇ ધોળી લાલ થઇ ગઇ છે? તમે પ્રાણીમાં શાણા, બુદ્ધિમાન અને નિમકહલાલ ગણાવ છો તેમ છતાં પણ આટલાં બધાં અધમ થઇ ગયાં છો, તે ઘણું ખેદકારક છે.

યાદ રાખો કે **દેહના બળનો આધાર વીર્ય ઉપર છે.** જેમ જેમ વીર્યની ક્ષતિ થાય છે તેમ તેમ બળ ઘટે છે, મનની વ્યાકુળતા વધે છે, સ્વભાવ ચીઢીઓ થઇ જાય છે, ક્રોધી અને સ્વાર્થપરાયણ થઇ જાય છે. અમારોજ દાખલો લો. પ્રાણીમાત્રમાં **અમારૂં બળ અતુલ ગણાય છે, તે વીર્યની રક્ષાનોજ પ્રતાપ છે.** અમે અમારા બળનું અભિમાન ધરાવીએ છીએ. અમારા જેવું **બ્રહ્મચર્ય (સ્વદારસંતોષવ્રત)** ભાગ્યેજ કોઇ પાળી શકતું હશે! કેટલાક મૂઢમતિ જીવો

સૃષ્ટિક્રમ વિરૂદ્ધ કામ આદરે છે, કેટલાક પરિપકવ ઉમર થવા વિના વીર્યનું પતન થવા દે છે. કેટલાક કામોત્તેજક વિચારો કરી નિદ્રામાં વીર્ય સ્ખલીત થવા દે છે. કેટલાક ચક્ષુનો દુરૂપયોગ કરી વૃથા કામવાસના મનમાં ઉત્પન્ન કરે છે. આવા અધમ જીવો વીર્યની અગત્યતા બીલકુલ સમજતા નથી. યાદ રાખો કે ચાળીસ લોહીના ટીપામાંથી વીર્યનું એક ટીપું બને છે. એવી કિંમતી વસ્તુને નકામી ગુમાવી દેવી, એ અતિ અજ્ઞાનતાનું પરિણામ છે. જે પ્રાણી વર્ગમાં નરના વીર્યની અતિશય ક્ષતિ થાય છે તે વર્ગમાં નર અને માદા લગભગ સરખાજ ગુણો ધરાવે છે બલ્કે નર માદા જેવોજ થઇ જાય છે. કેટલાક વર્ગમાં નર બહુજ દરિદ્રી, આળસુ અને સુરત દશા ભોગવે છે. એટલામાં સિંહ મહારાજે એવી તો ગર્જના કરી કે જાણે આકાશ તૂટી પડશે ! નાનાં નાનાં બચ્ચાં તો માદાની સોડમાં લપાઇ ગયાં ! કેટલાંક જે ઉભાં હતાં તે ધબાક દઇને નીચે ગબડી ગયાં. થોડી વાર પછી જ્યારે બધાં સ્વસ્થ થયાં–ભય રહિત થયાં એટલે સિંહરાજ બોલ્યા–"કેમ સમજ્યા, આ શાનો પ્રતાપ છે?" પણ જ્યારે ઉત્તર વાળવાની કોઇની હિંમત ચાલી નહિં ત્યારે તેઓશ્રી બોલ્યા—

" આ બધો વીર્યનો પ્રતાપ છે. વીર્ય રક્ષાથી આયુષ્ય સંપૂર્ણ ભોગવાય છે, આનંદમાં દિવસ ગુજારી શકાય છે, તમારામાંનાં ઘણાં એવાં તો લજ્જા રહિત બની ગયા છે કે સ્થાન જોતાં નથી, સમય જોતા નથી, જાત વિચારતા નથી, અને હેતુ સમજતા નથી.

નરમાં એક પત્નીવ્રત રહ્યું નથી, માદામાથી પતિવ્રતાપણું પલાયન કરી ગયું છે. તમારામાંનાં કેટલાંક અધમ જીવો પોતાની માદા સિવાય અન્ય માદા સાથે ગેરકાયદે સંબંધ જોડે છે, તેમ કેટલીક માદાઓ પણ તેવું પાપ કરતાં ડરતી નથી, ટૂંકામાં એટલુંજ કહેવાનું કે **વિના પ્રયોજન વીર્યનું પતન થવા દેવું નહિં. પોતાના દેહ કરતાં પણ વીર્યને વધારે વહાલું ગણતાં શીખો.**

તમારા દરેક સમુહના આગેવાનો આ અને બીજા બધા દોષને પાત્ર છે. તેઓજ શિક્ષાને પાત્ર છે. દરેક સમુહમાં આવેલી દરેક વ્યક્તિનું દરેક પ્રકારે ભલું થાય તેવા હેતુથી દિગ્પાળ જેવા સમુહના રક્ષક તરીકે આગેવાનો નીમવામાં આવ્યા હતા. આવા આગેવાનો સ્વાર્થી, સાંકડા મનના, અધર્મી, અને દગાબાજ થઇ જવાથી પોતાની પવિત્ર ફરજો બજાવવાનું ભૂલી ગયા છે. તેઓને જે વખતે રક્ષક તરીકે નીમ્યા તે વખતે તેમનામાં જે ઉમદા ગુણો હતા તે ગુણોને લીધે પ્રધાન ગણવામાં આવ્યા હતા. આજ તો વખત એવો આવ્યો છે કે **અગ્રેસરનો વારસ ગમે તેવો અક્કલહીણ હોય, તો પણ તે આગેવાનનો છે.** તેની પાસેથી સત્તા કેમ છીનવી લેવાય ? એવી માન્યતા દૃઢ ચોંટી ગઇ છે, પણ કોઇ બહાદુર નર ગુણોની કદર કરનારા નીકળતા નથી, એ બહુ અજાયબ જેવું છે. આગેવાનો પણ બરાબર સમજી ગયા છે કે જ્યાં સુધી આવી માન્યતા છે ત્યાં સુધીજ આવું અંધેર ચાલશે, માટે જે માન મજા ભોગવ્યાં તે ખરાં ! આ આગેવાનોને રક્ષક નહીં પણ ભક્ષકપદવી આપવી ઘટે છે. દરેક સમુહના સુખનો આધાર આગેવાનની અક્કલ હોંશિયારી ઉપર છે. મર્કટ યુથનો આગેવાન જો ચાલાક નહિં હોય તો રાની જાનવરોના સપાટામાં ઝટ આવી જશે, અનેક પ્રાણીઓનો માર ખમવો પડશે, ભૂખે તરસે મરવું પડશે, માંહોમાંહે લડી મરશે, માનવ જાતિ તરફથી પણ અનેક દુઃખ સહન કરવાં પડશે. હાથી, હરણ, ગાય, મંકોડા દરેકનું આજ પ્રમાણે સમજવું. જ્યાં જ્યાં એકથી જ્યાં જ્યાં એકથી વિશેષ વ્યક્તિઓ એકઠી મળે ત્યાં ડાહ્યા અને શાણા આગેવાનની ખાસ જરૂર છે. નહીં તો શિયાળ તાણશે સીમ ભણી

અને કૂતરૂં તાણશે ગામ ભણી એટલે કોઇનું ભલું થવાનો વારો આવશેજ નહિં, માટે તમારા દરેક સમૂહમાં જે ડાહ્યા, **બુદ્ધિમાન અને ઉદાર મનના** ગણાતા હોય તેવાઓને **આગેવાન બનાવો.** આગેવાનવગર કોઇને માથે જોખમદારી રહેતી નથી અને વગર સત્તાએ જે કોઈ આગેવાની કરવા જાય તો મુર્ખ પ્રાણીઓ તરફથી તેઓ અપમાન પામે છે અને દોઢ-ડાહ્યામાં ગણાય છે.

આવી રીતે સિંહરાજનું ભાષણ ચાલતું હતુ તેવામાં એક **અજબ બનાવ** બન્યો, સર્વ પ્રાણી એકદમ એકજ દિશા તરફ જોવા લાગ્યા, સર્વેના મોંઢા ઉપર શાંતિ અને આનંદ છવાઇ રહ્યો. એક પાસેની ગુફામાં કોઇ **મહાન યોગી** સમાધિમાં બેઠા હશે. તેમની સમાધિ પૂરી થયે પ્રાણીઓની સભા ભરાવાની ખબર પડી, તેથી ગુફામાંથી નીકળી સભા તરફ આવવા લાગ્યા. સિંહરાજ યોગીરાજને દૂરથી આવતા જોઇ મૌન ધારણ કરી શાંત રીતે ઉભા થઇ રહ્યા. યોગીરાજ સિંહરાજ પાસે આવી ઉભા, એટલે સિંહરાજ પોતાનું મસ્તક તેમના ચરણારવિંદને સ્પર્શી શાંત ઉભા. યોગીરાજ રાગ દ્વેષ રહિત, પરમ શાંત મુદ્રા ધારી હતા. તેમનો ચ્હેરો ભવ્ય અને ગંભીર હતો. જેવા સિંહરાજ વૃદ્ધ હતા તેવાજ યોગીરાજ વૃદ્ધ હતા. સર્વે પ્રાણીઓ તેમની શાંત મુદ્રા નિહાળી વેરભાવ ભૂલી ગયા અને ભય રહિત હર્ષથી તેમના તરફ જોવા લાગ્યા, એટલે યોગીરાજ ગંભીર નાદથી દિવ્ય વાણીમાં બોલ્યા કે જેનો અર્થ આપણી ભાષામાં નીચે પ્રમાણે થાય છેઃ—પરમ આનંદનો સમય છે કે આજે જંગલવાસી તમામ પ્રાણીમાત્રને એકી વખતે જોવાનો સમય મને પ્રાપ્ત થયો છે. સિંહરાજે તમોને જે ઉપદેશ આપ્યો છે, તે સર્વે પ્રાણીઓએ લક્ષમાં લેવા યોગ્ય છે. (યોગીરાજ જ્ઞાનના બળે સિંહરાજનો ઉપદેશ જાણી શક્યા હતા). આ વસુંધરા ઉપર દરેક પ્રાણીને સુખ ભોગવવાનો અધિકાર છે, પણ ક્રોધ, માન, માયા અને લોભને વશ થઇ પ્રાણી જ્યારે સ્વાર્થ સાધવા તરફ નજર દોડાવે છે ત્યારે બીજાને નુકશાન કરતાં પણ ડરતાં નથી, તેથી નિર્બળને દુઃખ ભોગવવાનો પ્રસંગ આવે છે. તમારામાંનાં ઘણાં **પંચેંદ્રિય પ્રાણીઓ** છે. મનુષ્ય પણ સંજ્ઞી ( મનવાળો ) પંચેદ્રિય પ્રાણી છે અને જોકે તે પ્રાણીમાત્રમાં શ્રેષ્ઠ હોવાનો દાવો કરે છે, પણ ઘણાં માનવી જાન-વરથી પણ હલકાં કામ કરતાં ડરતાં નથી.

આજ કાલ મનુષ્ય જાતિમાંથી આહાર શુદ્ધિનો વિચાર નાશ પામવા લાગ્યો છે, જેને પરિણામે તેઓ અનેક દુઃસાધ્ય રોગને આધીન થાય છે.

ઘણા જડવાદ તરફ વળવાથી માનવી-ને ન છાજે તેવાં કામ કરી રહ્યા છે. દુનીઆ ઉપર સ્વાર્થ અને કુસંપ ઘણા મનુષ્યોમાં પ્રવેશ કરી અનેક નિરપરાધી જીવોને દુઃખ આપી રહ્યા છે.

સ્વાર્થ દેશ પરદેશમાં અનેક લડાઇઓ જગાડે છે. માબાપ અને છોકરાં વચ્ચે વેર ઉત્પન્ન કરે છે. સ્વાર્થ જ્ઞાતિ અને દેશની ઉન્નતિ અટકાવે છે.

ઘણા દેશો સાથે જોડાવાથી જે આનંદ અને શિક્ષણનો લાભ મળવો જોઇએ તેને બદલે ઉદર પોષણ માટે આજે મનુષ્યોને અણ-હદ મહેનત અને બળનો ક્ષય કરવો પડે છે તેથી નિવૃત્તિ જે મનની શાંતિનું કારણ છે તે જતી રહેવા લાગી છે. અભિમાન અને દ્વેષ જેવા યોદ્ધાને ઘુમવાને એક વિશાળ ક્ષેત્ર (ઘણી જ્ઞાતિઓ થવાથી ) મળ્યું છે. બ્રહ્મચર્યની કીંમત બહુજ ઓછી થઇ ગઇ છે. ટુંકામાં માનવી જાતમાં અનેક નાના નાના દુર્ગુણો પ્રવેશ કરવા લાગ્યા છે. મનુષ્યજાતિ વિષે વિશેષ વિવેચન અત્રે અયોગ્ય ગણાય માટે આટલુંજ કહેવું ઉચિત સમજુ છું. રાત્રિ વિશેષ ગઇ હતી તેથી સિંહરાજે સભા વિસર્જન કરી દીધી અને સર્વે પ્રાણી પોતપોતાને સ્થાને જવા લાગ્યાં. યોગી-રાજની પછવાડે સિંહરાજ કેટલેક દૂર સુધી ગયા.

**લેખકની ટીપઃ**—આ નાનકડી વાત લખવામાં લેખકનો એવો હેતુ નથી કે પ્રાણીઓ અસલ ઉન્નત દશામાં હતાં અને હાલજ અધમ દશામાં આવી ગયાં છે તેમની સ્થીતિ ગમે તેમ હોય, પણ મૂળ આશય એજ છે કે વાત રૂપે બોધ રસમય લાગે, જ્ઞાન અને ગમત બંન્ને

મળે, સિંહરાજ પ્રાણીની વર્તમાનસ્થીતિ વર્ણવતા શરૂઆતમાં કહે છે કે જ્યાં **આવે બસીને જમવું પડે, અમે શ્રેષ્ઠ અને તમે નીચા છો તેવી લાગણી** જ્યાં બતાવાય ત્યાં જમવું સારૂં નથી. **થોડા** વાંચનારને **આજની હોટલનું દર્શન** કરાવે છે. બીજી બાબતો સરળ હોવાથી વિશેષ ખુલાસાની જરૂર નથી. **સમોસરણમા** પ્રાણીમાત્રની સભા ભરાય છે. વળી થોડા વખત ઉપર મેં વાચ્યું હતું કે ઇટાલીમાં એક જગ્યાએ કાગડાની નિયમિત સભા ભરાય છે એટલે આવી સભા અયોગ્ય કે ઠીક અસંભવિત પણ ગણાશે. આમાં કોઇ વ્યક્તિ ઉપર આક્ષેપ છેજ નહિં.

## आत्मन् ! कल्याण कर ।

इस कदर विषयोंमें नादाँ !,
गर उलझता जायगा ।
आखरश भौसिंधुमें,
मँझ धार गोता खायगा ॥१॥
पाँच दुश्मन मिलिके तुमको,
दे रहे हरदम दगा ।
इनसे: दामन तू छुड़ा,
बरना भटकता जायगा ॥२॥
खाजकी मानिंद खुजला,—
नेमें ये उम्दा लगैं ।
लाइ लाजे जख्म भारी,
बाद बढ़ता जायगा ॥३॥
माता पिता दारा कबीला,
काम कुछ आता नहीं ।
काल आये जिस घड़ी,
तू सिर पटकता जायगा ॥४॥
लाख चौरासीमें सबसे,
यौनिनर उत्तम कही ।
पायकर कुछ धर्म करले,
यह पकड़ता जायगा ॥५॥
अब भी कहना मान ले,
सद्गुरु कहें तुझसे पुकार ।
वक्त निकले बाद 'पन्ना',
हाथ मलता जायगा ॥६॥

## सादुं जीवन अने ते गुजारवाना उपायो ।

(લેખક—જૈનમહિલારત્ન શ્રીમતી મગનબ્હેન વ્યવસ્થાપિકા, શ્રાવિકાશ્રમ, તારદેવ–મુંબાઈ.

વિચારશીલ બંધુઓ અને બ્હેનો ! મેં આ લેખ સંસારના વિષયભોગોમાં લિપ્ત થયેલા ગુજરાતી વર્ગને આગળ આવવાની જરૂર દેખી તેમાંથી કેટલાક વિદ્વાન બંધુઓ અને બ્હેનો જો પોતાના ઐહિક સુખને વિરામ કરી જરા રસાતળ પોંચેલી ગુજરાતી **જૈન** સમાજ તરફ દ્રષ્ટિ કરે અને તેમને **હાથ** પકડીને ઉભા કરે એમ વિચાર કરીનેજ લખ્યો છે. વળી જેણે આવું જીવન ગુજારવા પ્રથમ પગલાં ભરેલાં છે, તે લોકોની ચઢતી દેખાય છે, માટે આપણે પણ તેજ રસ્તો લેવો કે **જેથી** કેટલાક બંધુઓ અને બ્હેનો બહાર પડે. આ ઉપાયો જણાવના પહેલાં મારે **'સાદું જીવન'** શું છે ? અને અને તેનાં લક્ષણ શા છે તે કહેવું જોઇએ. આપણે જીંદગી અથવા અવસ્થા સુખમય, કલ્યાણકારી, આપત્તિઓ રહિત, સ્વતંત્રતા પુર્વક તેમજ સમસ્ત દેશ, તથા કાળના શ્રેયને અર્થે ગાળીએ તેનું નામ સાદું જીવન છે. આવું જીવન ગાળનારા મનુષ્યો જગતમાં ઘણા થોડા હોય છે. હાલમાં પણ તેવા **આદર્શ રૂપ જીવન ગાળતા મનુષ્ય** આપણી નજર આગળ ખડા થાય છે, તેમાંના થોડાક તો આ શતકમાંજ થઇ ગયેલા છે, જેમાંના થોડાંક નામો આપની પ્રતીતી માટે દ્રષ્ટાંતરૂપે આપું છું: **સ્વામી રામતીર્થ, સ્વામી રામકૃષ્ણ, બનારસીદાસ, તુકારામ, વિવેકાનંદ,**

રામચંદ્ર, આત્મારામજી વિગેરે, આવા આદર્શરૂપ થઇ ગએલા પુરૂષોના જીવનચરિત્રને સામે રાખીને કેટલાકોએ પોતાનું જીવન સાદું અને જગત્ ઉદ્ધારક બનાવ્યું છે. અને હાલમાં પણ **શ્રી. ગાંધી, સ્વ. ગોખલે, શ્રી. કર્વે, શ્રી. લાલન, મીસીસ રમાબાઇ રાનાડે, મીસીસ બીસેંટ** વગેરે પોતાના સાદા જીવનથી-ઉપયોગીપણાથી લોકોને જાગૃત કરી રહ્યાં છે અને લોકોના જીવન સુખમય બનાવવા શિક્ષણ પ્રચાર કરી રહ્યાં છે. વધારે સ્પષ્ટીકરણ કરતાં કહેવાનું કે સાદું જીવન ગાળતાં શીખવા માટે પ્રથમ વિરૂદ્ધ બાબતોથી બચવું જોઇએ.

**વિરૂદ્ધતાદર્શક બાબતો** ખાસ લક્ષમાં લેવા જેવી છે તે હવે જણાવીશ.

૧. આવક કરતાં વધારે ખર્ચ કરવો તે.

૨. બહારનો ડોળ.

૩. તત્ત્વ શ્રદ્ધામાં ભ્રમ—સંશય.

૪. સમય વ્યર્થ ગુમાવવો તે.

૫. વૃથા બકવાદ કરવો તે.

૬. વિષયોની અતિ લાલસા રાખવી તે.

આવાં આવાં કારણોને શનૈઃ શનૈઃ (ધીમે ધીમે) ઓછાં કરવામાં આવે, તો તમે સાદું જીવન ઘણી સહેલાઇથી ગાળી શકશો.

**૧. આવક કરતાં વધારે ખર્ચ કરવા બાબતઃ**—આપણા હિંદુ સંસારમાં ઘણીખરી અથવા કોઇ પણ સ્ત્રી નોકરી કે ધંધો કરતી નથી—કરી શકતી નથી, તેને લઇને એક પુરૂષની સામાન્ય આવક ઉપર આખા કુટુંબના ભરણ-પોષણનો આધાર રહેલો હોય છે. એક પુરૂષ મહિને ૫૦ કે ૧૦૦ રૂપીઆ કમાતો હોય અને ઘરમાં પોતાનાં બે બાળક, સ્કુલમાં ભણતો નાનો ભાઇ, એક વૃદ્ધમાતા, મોટાભાઇના મૃત્યુથી થયેલી વિધવા ભોજાઇ, વળી તેનાં પણ એક બાળક હોય તે વગેરેનું—આવી રીતના વસ્તારી કુટુંબનું;—જેમતેમ પુરૂં કરતો હોય, તેમ છતાં ઘરનાં શેઠાણી સાહેબને નાટક જોવાની ઇચ્છા થાય અથવા અમુક જેયલી સ્ત્રીના જેવાં સાડી પોલકાંથી ભભકો કરવા વિચાર થતો હોય, અથવા તો પગમાં પાંચ રૂપીઆના બુટ અને હાથમાં બે ત્રણ રૂપીઆની છત્રી તો જોઇએજ, એવા વિચારવાળી સ્ત્રીનો પતિ ખર્ચાળ જીંદગીનું ખર્ચ પુરૂં કરવા માટે પણ પુરો વખત મેળવી શકતો ન હોય, તો તેમાંથી નિવૃત્ત થઇ સત્સંગમાં કે સભાઓમાં જવાને માટે બિચારાને નવરાશ ક્યાંથીજ મળે ? નજ મળે, પણ બંધુઓ અને બહેનો ! હું આપને એટલુંજ પૂછીશ કે શું સાદાં સ્લીપર અને સાદા વસ્ત્રોથી આપણું જીવન નહીં ટકશે? થોડા ખર્ચમાં સાદું જીવન ગાળવાથી આપણને ન્હાનમ આવશે? શું તેથી આપણી આબરૂ ઓછી થશે? શું આપણે તેવા જીવનથી માણસ મટી દેવરૂપ નહિ બનીએ? જો તેથી આપ હીણપદ માનતા હો તો તે એક ગંભીર ભૂલ છે. **ખરચાળ જીવન ગાળનારા મનુષ્યો સાદું જીવન ગુજારી શકતાં નથી.** બહેતર છે કે વધારાના પૈસા કોઇ લોકોપયોગી કાર્યમાં વપરાય ! પણ સાદું જીવન ગાળવું હોય, તો ખર્ચાળ જીંદગી તો નજ શોભે અને સાદું જીવન ગાળતાં સ્ત્રી પુરૂષોની આપણા દેશને હાલમાં ખાસ જરૂર છે, તે જરૂર પુરી પાડવી તે આપણી સૌની ફરજ છે.

**૨ બહારનો ડોળઃ**—જે બહેનો અને બંધુઓ બહાર મોટી મોટી વાતો કરે છે, મોટા હોવાનો ડોળ કરે છે, ભભકામાં ફરે છે પણ ઘરમાં કલેશ હોવાથી શાન્તિ મળતી નથી, તેમ ગરીબાઇ હોવાથી ખાવાને પુરૂં અન્ન પણ મળતું નથી. તેવા માણસો ખરૂં શું છે અને ખોટું શું છે, અને શું હોવું જોઇએ તેનો વિચાર કરતા નથી. એવા માણસો કદી પણ સાદું જીવન ગુજારી શકે નહિ. સાદું જીવન ગાળવા માટે **બહારનો ડોળ દુર કરવો** એ ખાસ જરૂરનું છે.

**૩ તત્વજ્ઞાનનો અભાવઃ**—જેઓ આત્મા

અને પરવસ્તુઓના ભેદ જાણતા નથી તથ આત્મશ્રદ્ધા વગરના અને ધર્મજ્ઞાન રહિત હોય છે, તેવા **સમાજસેવા** કરવા આગળ પડેલાઓની ઉન્નતિ તે માત્ર અવનતિ રૂપે પરિણમે છે. અને અંતર દૃષ્ટિથી જે નિરાકુળતામય સુખ છે તેનાથી ઘણા દૂર રહેલા હોય છે. વળી થોડું ઘણું ઉપરચોટીયું **વાંચન** થયું કે સેવા કરવા નીકળી પડે છે પણ પાછળથી સેવાને બહાને વિષયોની સેવા થવા માંડે છે, માટે શુદ્ધ અને સાદું જીવન ગાળવા માટે **તત્વજ્ઞાનની ખાસ જરૂર છે.**

**૪. સમય વ્યર્થ ગુમાવવો તેઃ**–મ્હારી વડીલ બ્હેનો! મ્હને કહેતાં ઘણું દુઃખ થાય છે કે આપણે આપણા શરીરની કે રોગ વગેરેની જેટલી દરકાર કરીએ છીએ તેનો પા ભાગ પણ **વખતની દરકાર કરતા નથી** અને વખત એ શું ચીજ છે તેની કદર કરી શકતા નથી. દરેક કાર્ય વખતસર કરવાથી આપણી કેટલી બધી ઉન્નતિ થઇ શકે તે આપ સૌથી જરાપણ અજાણ્યું નથી. આજકાલ તો **આહાર, નિહાર, તથા વિહાર,** વિગેરેના જે નિયમો આરોગ્યશાસ્ત્રોમાં બાંધેલા છે તે દરેક માણસ એમજ સમજે છે કે તે તો બીજાને માટે છે પણ પોતાને માટે નથી. તેમના આચાર જાણે તેઓ આમ ન માનતા હોય એમ સૂચવે છે. એક ડાક્ટર કે વૈદ્ય પોતાના મિત્રમંડળ સાથે ભોજન કરવા બેસે, તો અનિયમિત (અપરિમિત) રીતે એક બીજાની મશ્કરીમાં ભોજન કરી લે છે, વળી ભોજનનો સમય પણ એક નિશ્ચિત કરેલો હોતો નથી. એક દિવસ દશ વાગે જમે તો બીજે દિવસે બાર વાગે જમે અને ત્રીજે દિવસે વળી આઠ વાગે પણ જમે, આવી રીતે ઉપદેશક પોતેજ અનિયમિત હોય તો પછી બીજાઓ હોય એમાં શું નવાઇ? આવી રીતે આપણે ઘણી ક્રિયાઓ અનિયમિતપણે કરીએ છીએ. વળી આપણી કેટલીક બ્હેનો બપોર તથા સવારનો અમુલ્ય વખત નકામો ગાળે છે. સવારે દશ વાગે પુરૂષવર્ગ જમ્યા પછી તેઓ માળાઓમાં ગમે તો લોકોનાં ઘર ગણે છે અથવા બપોર થતાં સુઇ જાય છે અને ઉંઘવામાં વખત ગુમાવીદે છે. વળી કોઇ કોઈ તો માથે લડાઈ વહોરીલે છે અથવા પારકાની નિંદા કરવામાં વખત ગાળે છે અથવા તો કેટલીક બહેનો તો પતિને ખર્ચ કરાવવા માટે કોઇ દાગીનો જોઇ મુકે છે. ધન્ય છે એમની વૃત્તિઓને!!! આના સિવાય તેઓને બીજું કંઈ સુઝતું નથી અથવા તેઓ બીજું કંઇ કરી શકતી પણ નથી. ભણવાનું કહીશું તો કહેશે કે આળસ થાય છે અથવા તો કહેશે કે મોંઢે ચઢતું નથી. આવા પ્રકારનાં બ્હાનાં કાઢે છે અને **નિયમિત ભણવા માટે** આવતાં પણ નથી. સ્ત્રી જાતિની સ્થીતિ આવી હોય ત્યાં તેઓની ઉન્નતિની આશા તો ક્યાંથીજ રાખી શકાય? તથા સાદું જીવન ગાળવાનું તો બનેજ કેમ? માટે તેઓને સમયનો સદુપયોગ કરતાં પ્રથમ શીખવવાની જરૂર છે. વળી જો **સભામાં જવું હોય તો બે વાગ્યાથી તૈયારી થવા માંડે**–કઇ સાડી પહેરીશું? બૂટને પાલીસ થયું કે નહિં? આજે વધારે કીમતી દાગીના જોઇશું કે સાધારણ? ગાડી યા મોટર તૈયાર છે કે નહિ? કે ભાડાની ગાડી કરવી પડશે? આવા વિચારોમાં ત્રણેક વાગે, પછી ચાહ થાય તે પીએ, વળી તે પછી વાળની ફેન્સી કરવામાં અર્ધો કલાક સહજ વહી જાય એટલે ત્યાં પહોંચતાં સુધીમાં સભા શેની છે કે તેનો શું હેતુ છે તેનો વિચાર કરવાનો બિલકુલ વખત મેળવી શકતાં નથી. ત્યાં કોઇ બોલવા કહે તો કહેશે કે છાતિમાં દુખાવો થાય છે. ડૉક્ટરે ના કહી છે. છેવટે કંઇ નહીં તો કહેશે કે **મને શરમ ચાલે છે।**

**૫ વૃથા બકવાદઃ**-કેટલીક બ્હેનો અને અશિક્ષિત પુરૂષો કંઇ પણ પ્રયોજન સિવાય ઘરમાં અને બહાર ઘણોજ બકવાદ કરે છે—અનુપયોગી વસ્તુઓ વિષે બોલ્યા કરે છે. નજીવી વાતને તાણી તાણીને લાંબી કરે છે, અને

આવો બકવાદ કરી બીજાઓને પણ કંટાળો આપે છે, તે લોકોને પણ સાદું જીવન અસાધ્ય છે.

**૬ વિષયોની લાલસાઃ-** ગમે તે સ્ત્રી કે પુરૂષ જેણે ઇન્દ્રિયદમન કર્યું નથી, ક્રોધાદિક શત્રુઓને વશ હોય છે, તથા જેઓ માનને આધીન હોય છે, તેઓ દેશ પરદેશમાં જઈ પોતાનો નિભાવ કરી શકતા નથી અને સાદાઇનો લાભ લઇ શકતા નથી. સાદાઇ માનસિક અને સ્થૂલ બન્ને પ્રકારની જરૂરની છે. **માનસિક સાદાઈ** હોવા માટે વિષયોની લાલસાને દૂર કરવી જોઇએ. જે મનુષ્યોને ઇન્દ્રિય સુખ માટે સારાં સારાં ખાવાનાં ભોજનોની, પહેરવા માટે સુંદર અને આકર્ષણ કરતાં આભૂષણો અને વસ્ત્રોની ખાસ જરૂર પડે છે તથા જોવાના, સાંભળવાના, તથા સુંઘવાના પદાર્થો પર મોહિત હોય છે, તેવા માણસો પોતાના જીવનને સાદું ન બનાવતાં કષ્ટમય બનાવે છે. તેઓને જરા વારમાં ગરમી લાગે, વળી પખા આઇસ વગેરે તો ખાસ જોઇએજ, તેઓ ટાઢ, તડકો પણ આવી રીતે જરા પણ વેઠી શકતાં નથી, તો સાદું જીવન તો ક્યાંથીજ ગાળે? વળી પુરૂષો પણ ઝીણાં ધોતીયાં, તથા પોતાની મર્યાદા ન સચવાય તેવાં કપડાં પહેરે છે. સ્ત્રીઓ પણ લજ્જા એ પોતાનું ભૂષણ છે એ ભૂલી જઈ ઉપર પ્રમાણે કરે છે, પણ આવાં કપડાં લાંબો વખત ટકતાં નથી તથા લાજ સચવાતી નથી, એ વાત ભૂલી જાય છે. વિષયોને આધીન આવા માણસો કદી સુખમય થઇ શકેજ નહિ. તેઓ આકુળતામાંજ પોતાનો અમુલ્ય સમય ગુમાવી દે છે માટે ઉપર જણાવેલી વિરૂદ્ધ વાતોને તિલાંજલી આપી દેશો અને શરીરને, મનને અને વચનને પોતાના કાબુમાં રાખશો ત્યારેજ સાદું જીવન કહેવાશે. બ્હેનો! જે સાધ્વીઓ પ્રાચીન કાળમાં થઇ ગઇ છે તેમણે પણ જે કાળે જે હતું તેમાંજ સંતોષ માન્યો હતો. આપણું જીવન એવું હોવું જોઇએ કે તે આપણને તેમજ બીજાને સુખમય થાય. જેમ જેમ શરીરનો મોહ ઓછો થશે અને આત્મા તરફ દૃષ્ટિ જશે તેમ તેમ આનંદ લાગશે. વળી આપત્તિઓ આવે ત્યારે તેઓને ધૈર્યથી દૂર કરતાં શીખવું એ આપણી ફરજ છે. આપણે જો સાદાં રહીશું તો આપણાથી નીચેના કોટીના મનુષ્યો વધારે સાદાં રહેશે અને તેઓને પણ સુખ થશે કારણકે તમે જો દશની સાડી પહેરો, તો તેમને પાંચની પહેરવીજ પડે, પણ તમે સાદાં હો તો એ પણ સાદાઇમાં રહી શકે. આપણા લોકો મંદિરે (દેહરે) જાય છે ત્યાં શું વિચાર કરવો જોઇએ? શું ચિંતવન કરવું જોઇએ? તે બધું બાજુએ મુકી ચારે તરફ બાહ્ય દૃશ્યોમાં મન ઘાલે છે. આવા મનુષ્યોનું જીવન કલ્યાણમય કેમ થાય? અમે સ્વતંત્રતાથી અમારૂં પોષણ કરવાને યોગ્ય થયા છીએ કે નહિ? અમારામાં લખવા વાંચવાની કે ઉદ્યોગ કરીને પેટ ભરવાની શક્તિ છે કે નહિ? આનો જે વિચાર કરે છે અને પોતાનાં શરીર પોષણના અર્થે બીજાને આપત્તિમાં નથી નાંખતા તેઓ સહેલાઇથી સાદું જીવન ગુજારી શકે છે, એટલુંજ નહિ પણ તેમનું જીવન જોઇને બીજાઓને બોધ મળે છે. **દેશભક્ત શ્રીયુત દાદાભાઇનું જીવન** લોકોને કેટલું ઉપયોગી થઇ પડે છે તે નીચેના ઉદ્‌ગારપરથીજ જણાશે. "**તેઓ બીડી, તમાકુ, મરચાં વિગેરે કોઇ પણ વ્યસનની વસ્તુને પોતાની આગળ પણ આવવા દેતા નથી**" આ વાત સાંભળીને કેટલાક તે વસ્તુઓનો ત્યાગ કરે છે, તેજ પ્રમાણે આપણે પણ આપણું જીવન દૃઢતામય તથા લોકોપયોગી કરવું જોઇએ, એક નવલકથામાં ગુણસુંદરીની ગૃહકુશળતા વાંચી અથવા નાટકમાં જોઇ ઘણા માણસોનો સુધારો થયો છે, તો આપણે સાક્ષાત્ ઉચ્ચ જીવનો આપણી નજર આગળ જોયા પછી આપણા જીવનનો ક્રમ ફેરવવો તે કોઇ પણ રીતે કઠણ નથી.

**બ્હેનો ! આપણે જગતની માતાઓ** છીએ. આપણે માથે બધી પ્રજાની જીવનકળાનો ભાર છે. એમ ન સમજો કે હું એકની માતા છું, પરંતુ જેટલાં તમારા સમાગમમાં આવે અને વળી તેના સમાગમમાં જેટલાં આવે તે બધાં તમારાંજ બચ્ચાં છે, તે બધાં તમારીજ પ્રજા છે. આપણું જીવન સુખમય કેમ થાય, સરળ ને સાદું કેમ થાય, તેને માટે વારંવાર ઉપાયો શોધવાથી જેમ કીડો એક દિવસ ભ્રમર થઇ જાય છે, તેમ આપણું જીવન પણ ઉચ્ચ થશેજ એને આપણે મનુષ્ય મટી દેવરૂપ થઇ પૂજાને પાત્ર થઇશું.

**બસ, બ્હેનો !** હવે હું વધારે લખવા નથી માગતી, પણ મારા સામાન્ય વિચારમાંથી જે કંઇ વિચારવા જેવું લાગે તેને એકાંતમાં બેસીને આજે જરૂર વિચાર કરશો. મારા શબ્દોને ચોપડીમાંને ચોપડીમાં નજ રાખશો, આટલું કહી હું વિરામું છું શાંન્તિઃ-શાંન્તિઃ-શાંન્તિઃ-

---

# कभी वह दिन आयगा ?

(ले०-**भगवानदास शिक्षक, बीना-इटावा**)

"मैं हूँ धनवान और, तू है धनहीन सुन,
वहाँसे चला जा नहीं, पीछे पछतायगा।
मैं हूँ कुल-जाति-शुद्ध, तू है इक दोषी जन,
पानी भी न पिऊँ तेरा, किस काम आयगा॥
सभामें न आने दूँगा, मन्दिरमें जा न सके,
शास्त्र जो पढ़ेगा तो, कियेकी सजा पायगा।"
मिट जावें ये विचार, हिलें मिलें जैनी सब,
जैन जाति बढ़े कभी, वह दिन आयगा ?

# विद्यावृद्धि करवा बंधुओने विनंति.

( લેખક શ્રીમતી કંકુબ્હેન સુપુત્રી શેઠ હિરાચંદ નેમચંદ દોશી, **સોલાપુર** )

હે સુજ્ઞબંધુ ! દેશના ઉત્સાહને ધારો ધવે;
નિજ ભગિનીના દુખ જાણીને,ના દહન થાવા દો ભવે,
માતા પિતાના કૃત્યથી, બાળક ઘણું દુઃખ ભોગવે,
દુઃખી હ્રદયના દુઃખને, કહો દવા કોઇ જોગવે;
નથી પૂર્ણ કેરો યોગ જે, સન્યાસ લઇને ચાલિયે,
નથી સૂખ ગૃહમાં ભાસતું, ત્યાં કેઇ પેરે મ્હાલિયે;
નહિ શુદ્ધ જ્ઞાનો સાંપડે, નવ ગુણોને કોઇ આપતાં,
નવ કો દયાળુ ભાળિયા, આ અતુલ દુઃખને કાપતાં;
વિદ્યા દિયે તો દુઃખ ખસે, બીજા થકી ના નાસતું,
**વિદ્યા વિના ના સુખ મળે,**
**એવું મને તો ભાસતું;**
વિદ્યા ખરું દૈવત અને, વિદ્યા ખરૂં મહા ધન છે,
વિદ્યા મહાબલમાં બલી, વિદ્યાથી સર્વ પ્રસન્ન છે;
તે શુદ્ધ વિદ્યા આપવા, આ નારીનો **આશ્રમ** છે,
યોગ્ય શિક્ષણ આપવાનુંજ એનું કામ છે;
વિદ્યા થકી માનવ દીપે, વિદ્યા વિનાના છે પશુ,
ધન ધામ દૌલત પામિયે(પણ)લાધે ન સુખ એથી કશુ;
**સત્સંગ**માં રહી દિવસ ગાળે, પ્રેમથી પ્રભુને ભજે,
આ લોક ને પરલોકની, વિષ વાસના મૂળથી તજે;
પ્રેમે પ્રયત્નોને કરી, પરમાર્થમાં પગલાં ભરે,
એ પંથમાં જે દોરવે તે, ઉભય જન નિશ્ચે તરે;
બંધુઓ ! તમે સ્વાર્થ છોડી, સમદ્રષ્ટી રાખશો,
પુત્ર પુત્રીને સાથ રાખી, યોગ્ય શિક્ષણ આપશો;
બ્હેન ભાભી હોય તેને, પ્રેમ ભાવે માનશો,
ઉન્નતિના સાધનો, તેને મેળવી આપશો;
જૈન કોમને જાળવી, ધર્મને ઉદ્ધારશો,
ભારત ભૂમીને ખીલવી, ધન્ય સર્વે માનશો;

સુજ્ઞ બંધુઓ ! આપ **કેહતા હશો** કે હવે તો અમ્હારો પ્રાંત અને અમ્હારી જાત સુધરવા લાગી છે, પણ હજુ એ કલ્પના સ્વપ્નમાં છે-અમલમાં નથી. જ્યાં સુધી મ્હારી

વિધવા બ્હેનો યોગ્ય શિક્ષણ પામે નહીં, સધવા સ્ત્રીઓને કેળવે નહી, તેમજ પોતપોતાના ધર્મ-કર્મને જાણે નહી ત્યાં સુધી આપણી કોમ સુધરવી મુસ્કેલ છે.

ભાઇઓ! સુધારો કરવાની હોંશ તો ઘણી છે, પણ સાધનોની ખોજ કરવાનું આળસ છે, પછી મોજ મારવાનું ક્યાંથી મળે? **ભાઇ મ્હારો બી. એ. થાય, ભાભી બાળપોથીમાં જાય, તોય સાસુ તેનો જીવ ખાય, કેમ સમાજ સુધારો થાય? હાય ભાઈ! જરા તો વિચાર કરો.**

વિધવાઓના માથે પડી ખાન, રક્ષકોનું ગયું ભાન, આડોશી પડોશી મ્હેલે પાન્હ, છોકરા છત્યાં કરે અપમાન, કોઇના રાખે ત્હેનું માન. પૈસા માટે કરે હૈરાન. ભાઇયો! તેમને કરાવો તો ખરા ધર્મામૃતનું પાન, તેથી બન્ને પામો પદ નિર્વાણ.

પુરૂષ ચાર પ્રકારના હોય છે. એક પુરૂષ, સાધારણ પુરૂષ, સંત પુરૂષ, અને મહંત પુરૂષ. પોતેજ રૂષ્ટપુષ્ટ થઇને મ્હાલનારો સ્વાર્થી તે **એક પુરૂષ**, જે પોતાના કુટુંબીને પણ રૂષ્ટપુષ્ટ કરી કલ્યાણ ઇચ્છનારો તે **સાધારણ પુરૂષ**, પોતાનો સ્વાર્થ સાધી સમાજનું કલ્યાણ ઇચ્છનારો તે **સંત પુરૂષ** અને જે નિઃસ્વાર્થી થઇને જગતને માટે જીવન અર્પણ કરનારો તે **મહંત પુરૂષ** કહેવાય. તેમાં ભાઇયો! આપણી કયા પુરૂષમાં ગણના કરવાની ઇચ્છા છે?

ગુજરાતી નહી આવે આગળ, રહે બધાની પાછળ, ગલ્લાને દઇદે સાંકળ, દાનમાં બતાવે આંગળ, **કહો ભાઇ!** કેમ થાય આપણામાં મંગળ?

ગુજરાતી ઘણું બીકવહું, આગળ ન કરે મોઢું, મનમાં રાખે તેઢું, ભાઇ! કેમ થાય રૂડું?

મ્હને લાગે છે એમ કે લોકો દૂર કરે વ્હેમ, ને દઢ રાખે નેમ, તો દુઃખ ભાગે આમ તેમ, અને સહેજ વધે પ્રેમ, પછી જગત રહે ક્ષેમ, સાથે મુક્તીનો ટેમ.

**વાતો કરતાં દિવસ ગયા, ન્હાઈ ધોઇ ચોખ્ખા થયા, વિષય વાસનામાં ખુખા હુવા, ને દાન કરતા બેસી રહ્યા, તોપણ ધનવંતર તો નહીજ થયા; ધર્મચર્ચાથી અળગા રહ્યા, કાય ક્લેશના ભાર વહ્યા, આત્મજ્ઞાનથી શૂન્ય રહ્યા, મનુષ્ય જન્મને ભૂલી ગયા, યમના તેડા આવી ઉભા થયા, આવ્યા તેવા કંઇક ચાલી ગયા, તો શાશ્વત સુખથી રીતા રહ્યા,** તેમાં પાઠકો! બગડ્યું કોનું? આપણુંજ; માટે ભાઇયો, મ્હારી એજ અરજ છે કે પ્રત્યેક વ્યક્તિએ પોતાનું કલ્યાણ એજ એક ધ્યેય આગળ રાખીને આયુષ્ય પૂરૂં કરવું, બીજાને કરાવવું, તેમજ કરનારાને અનુમોદન આપવું. **મુંબઇના શ્રાવિકાશ્રમમાં** આજ સુધી ઉત્તર પ્રાંતની, માળવાની, વરાડની અને દક્ષિણ તરફની ઘણીયે બ્હેનો ભણવા આવી, પણ અમ્હારા ગુજરાતની બે કે ત્રણ આવી, તે પણ ટુંકા આયખાવાળી, તેથી આખા ગુજરાતપર તેની અસર થઇ કે મુંબાઇનું પાણી લાગે છે અને માણસ મરે છે, પણ ભાઇઓ! વિચાર કરો કે મુંબાઇમાં બહાર ગામનું માણસ કેટલા લાખ રહે છે? તે કાંઇ બધા મરીજ જાય છે? પણ મનમાં જે વ્હેમ પેઠો તે નિકળે ક્યાંથી? વ્હેમ તો એટલું બગાડે છે કે ઉત્તમ મનુષ્ય જન્મ, ઉત્તમોત્તમ પામેલો જૈન ધર્મ, અનુકૂળ સામગ્રી બધું ખોવાઇ જાય તો બહેતર, પણ વ્હેમ નહીં છોડવો; આ કેટલી આશ્ચર્યની વાત છે? કેવી સમજણ છે? **બૈરાંઓનો વ્હેમ તો પુરૂષો કાઢે, પણ પુરૂષોનો વ્હેમ કોણ કાઢે?** તેમનો વ્હેમ એથીજ નિકળે કે સ્વાધ્યાયનો નિયમ કરી ઉત્તમોત્તમ ગ્રંથનો સ્વાધ્યાય સમજીને કરવો, માસિકપત્રોના સારા સારા લેખો વાંચવા, સત્સંગમાં રહેવું, સાંજ સવાર એકાંતમાં બેસી આત્મિક તત્વોનો વિચાર કરવો, પરમેષ્ટીના ગુણનું સ્મરણ કરીને દર્શન, પૂજન, ભજન વગેરે કરવું, દેખાદેખી કરવાથી કંઇ પણ લાભ નથી, એમ સમજીને સુજ્ઞ લોકોની નીતિ પ્રમાણે ચાલવું, તે પણ પરીક્ષા કરીનેજ કે જેથી બધો વ્હેમ તરત નીકળી જશે અને ખરૂં ધ્યાન પ્રાપ્ત થશે. એજ.

# श्री शुभचंद्राचार्य

पाठकोंने 'ज्ञानार्णव' का नाम सुना होगा। योगार्णव या योगप्रदीपके नामसे भी इसकी प्रसिद्धि है। इसमें योगियोंके जानने और आचरण करने योग्य तत्त्वोंका स्वरूप बतलाया गया है। यह काव्य भी है और तत्त्वशास्त्र भी है। इसकी सबसे बड़ी विशेषता यह है कि बहुत ही सरल, सरस और सुकर भाषामें इसकी रचना हुई है। इसके स्वाध्यायसे आत्माको गंभीर शान्ति मिलती है। जैन-साहित्यमें अपने ढँगका यह एक निराला ही ग्रन्थ है। इससे केवल जैन-धर्मानुयायी ही नहीं, सभी लोग जो योग-विद्यासे प्रेम रखते हैं—लाभ उठा सकते हैं।

इसके कर्ताका नाम **आचार्य शुभचन्द्र** है। यद्यपि ग्रन्थभरमें एक भी श्लोक ऐसा नहीं है जिसमें शुभचन्द्र या उनकी गुरु-परम्परा आदिका उल्लेख हो, तो भी प्रत्येक अध्यायके अन्तमें लिखे हुए 'इति शुभचन्द्राचार्यविरचिते' पदसे मालूम होता है कि कोई शुभचन्द्र नामके आचार्य इसके निर्माता थे।

शुभचन्द्र नामके अनेक आचार्य और भट्टारक हो गये हैं। उनमेंसे एकका उल्लेख **उदयगिरि—खण्डगिरिके** शिलालेखमें है जो कि कुलचन्द्रके शिष्य थे। दूसरे शुभचन्द्रका उल्लेख **श्रवणबेलगुलके** ४३ वें शिलालेखमें है जो मलधारिदेवके या गण्डविमुक्त मलधारिदेवके, जिनको शिलालेख नं० ९० में 'कुक्कुटासन मलधारि' भी लिखा है, शिष्य थे और विष्णुवर्धन राजाके सेनापति गंगराज और उनकी स्त्री लक्ष्मीके गुरु थे। इनकी समाधि इनकी मृत्युके पश्चात् उक्त गंगराजने बनवाई थी। शिलालेख नं० ४३ में 'सिद्धान्तचूड़ामणि' आदि विशेषण देकर इनकी प्रशंसा की गई है। इनका देहान्त विक्रम संवत् ११८० में हुआ है। तीसरे शुभचन्द्र देवकीर्तिके शिष्य और कनकनन्दिके सहपाठी थे, ऐसा शिलालेख नं० ४० से मालूम होता है। ३९ वें शिलालेखमें देवकीर्तिकी मृत्यु विक्रम संवत् १२२० में बतलाई है, अतः लगभग यही समय इनके शिष्य शुभचन्द्रका समझना चाहिए। चौथे शुभचन्द्रका देहान्त वि० संवत १३७० में हुआ है। ये मलधारि रामचन्द्र यतिके प्रशिष्यके शिष्य थे और इनका पहिला नाम 'बोगरा राजा' था। इनके मुख्य शिष्य पद्मनन्दि और माधवचन्द्र थे जिन्होंने गुरुकी समाधि बनवाई। यह कथन शिलालेख नं० ४१ में है। इसीमें यह भी लिखा है कि कुलभूषणके शिष्य माघनन्दि और माघनन्दिके शुभचन्द्र त्रैविद्य पाँचवें शुभचन्द्र अनेकानेक ग्रन्थोंके कर्त्ता हुए हैं। वे सागवाड़ेके पट्टपर भट्टारक हुए हैं। विक्रम संवत् १६००के आसपास उन्होंने पाण्डवपुराण, कार्तिकेयानुप्रेक्षा टीका, संशयिवदनविदारण आदि ३०—४० ग्रन्थोंकी रचना की है। परन्तु हम इस लेखमें ज्ञानार्णवके कर्त्ता शुभचन्द्रके विषयमें कुछ विचार करना चाहते

जैन ऐंग्लो संस्कृतस्कूल पहाड़ीधीरज देहलीके वार्षिकोत्सवका ग्रुप।

हैं जो कि उक्त पाँचोंसे जुदा मालूम होते हैं और जिनकी गुरु-परम्परा आदिसे हम सर्वथा अनभिज्ञ हैं।

आचार्य विश्वभूषणका बनाया हुआ '**भक्तामरचरित**' नामका एक संस्कृत ग्रन्थ है। कवि विनोदीलालजीने उसका एक हिन्दी पद्यानुवाद किया है जिसका साधारण कथा-प्रेमियोंमें बहुत प्रचार है। इस ग्रन्थकी पीठिकामें आचार्य शुभचन्द्रके विषयमें एक कथा लिखी है जिसका सारांश यह है:---

"पूर्व कालमें उज्जयिनीमें सिंह या सिंहभट नामका एक राजा राज्य करता था। उसके यहाँ सब ही ऐश्वर्य अतुलनीय था; परंतु पुत्रके अभावसे राजसंसारमें सर्वदा ही विषादकी मलिन छाया दृष्टिगोचर होती थी। एक दिन राजा अपनी रानीके सहित वनक्रीड़ा करने गया था। उसे सहसा एक सरोवरके निकट, मुंज-वनमें, एक सद्योजात सुन्दर शिशु पड़ा हुआ दिखलाई दिया। राजाने बालकको उठाकर रानीकी गोदमें दे दिया और राजभवनमें आकर मंत्रीके परामर्शसे यह प्रचार कर दिया कि रानी गर्भवती है। थोड़े ही दिनोंके बाद सिंहराजके यहाँ पुत्रका जन्मोत्सव किया गया। मुंजके वनमें मिलनेके कारण इस बालकका नाम 'मुञ्ज' रक्खा गया। मुंज जब जवान हुआ, तब उसका 'रत्नावती' नामकी एक राजकन्याके साथ विवाह कर दिया गया।

इसके कुछ ही दिन बाद सचमुच ही सिंहराजकी महिषी गर्भवती हुई। यथासमय उसने एक पुत्रको जन्म दिया और उसका नाम **सिंहल** या सिन्धुल रक्खा गया। प्राप्तवयस्क सिन्धुल मृगावती नामक राजकुमारीके साथ परिणीत हुआ। इस मृगावतीके गर्भसे सिन्धुलके एक साथ युगल पुत्र हुए। ज्येष्ठका नाम **शुभचन्द्र** और कनिष्ठका नाम **भर्तृहरि** रक्खा गया।

एक दिन सहसा बादलोंको रँग बदलते हुए देखकर सिंहराजको वैराग्य हो गया, वे मुञ्ज और सिन्धुलको राज्यभार सौंपकर जिनदीक्षा ले गये और तपस्या करने लगे।

भर्तृहरि और शुभचन्द्र दोनों ही बड़े वीर थे। उनकी शारीरिक शक्ति बहुत बढ़ी हुई थी। राजा मुंजको एक दिन एक तेली अपने बलका परिचय दे रहा था कि उस समय राजा सिन्धुल और उनके इन दोनों लड़कोंने अपना अमित बल दिखलाकर मुञ्जको चकित और भयभीत कर दिया। इसपर मुञ्जने राजकुमारोंको मारनेके लिए एक षड्यंत्र रचा। राजकुमार छुटपनहीसे न जाने क्यों संसारसे उदासीन रहा करते थे। इस षड्यंत्रका पता पाकर उन्हें और भी उदासीनता हुई और तब अन्यायका प्रतीकार किये बिना ही वे गृह छोड़कर वनमें चले गये। **शुभचन्द्रने** तो जिनदीक्षा ले ली और **भर्तृहरि** किसी तांत्रिक **तापसके** शिष्य हो गये।

बहुत समयके बाद एक बार शुभचन्द्र और भर्तृहरिका साक्षात्कार हुआ। भर्तृहरिने बहुत समय तपस्या और कष्ट सहकर जो सिद्धि प्राप्त की थी, वह योगी शुभचन्द्रके सामने तुच्छ सिद्ध हुई। भर्तृहरिको स्वीकार

करना पड़ा कि वास्तवमें मैं कुछ भी नहीं हुआ। उन्होंने पश्चात्तापपूर्वक अपने बड़े भाईके पास दिगम्बरी दीक्षा ले ली। इसके पश्चात् शुभचन्द्रने उन्हें मुनिमार्गमें दृढ़ होनेके लिए तथा योगका स्वरूप समझानेके लिए ज्ञानार्णवकी रचना की, जिसे पढ़कर भर्तृहरि परम योगी हो गये।

मुञ्ज राज्य-तृष्णा और असूयावश सिन्धुलको भी मारनेका प्रयत्न करने लगा। अनेक प्रयत्नोंमें निष्फल होकर अन्तमें एक दासीके द्वारा उसने सिन्धुलके नेत्र फुड़वा दिये। उसी समय उनके प्रसिद्ध विद्याविलासी और यशस्वी भोजका जन्म हुआ। सिन्धुलके अन्धे होनेपर मुञ्जको अपनी कृतिपर पश्चात्ताप हुआ। योग्य होनेपर उसने भोजको राज्य दे दिया और आप एकान्तवास करने लगा।"

इस कथाके अनुसार मुञ्ज, भोज, भर्तृहरि और शुभचन्द्र समकालीन मालूम होते हैं। इस कथाके उत्तरार्धमें--जिसे हमने अपने भक्तामर (पद्यानुवाद और टीकासहित)में प्रकाशित किया है--कालिदास, वररुचि, धनंजय और मानतुंगसूरिको भी इसी समयका विद्वान् बतलाया है; परन्तु इतिहासका अध्ययन बतलाता है कि मुञ्ज और भोज तो अवश्य ही समकालीन हैं, शेष सब जुदा जुदा समयके विद्वान् हैं--उनके बीचमें सैकड़ों वर्षोंका अन्तर है। आजसे लगभग ९ वर्ष पहले जब हमने ज्ञानार्णवकी भूमिकामें शुभचन्द्राचार्यका समय निर्णय करनेका प्रयत्न किया था, तब हमारा विश्वास था कि जैनसम्प्रदायकी प्रत्येक कथा बिलकुल सत्य केवली-वाक्य है, इसलिए उस समय उसमें शंका करने या उसे असत्य समझनेकी ओर तो प्रवृत्ति ही कैसे हो सकती थी? अतः उस समय हमने शक्तिभर परिश्रम करके यही सिद्ध करनेका प्रयत्न किया था कि उक्त सब विद्वान् समकालीन थे, भर्तृहरि दिगम्बर मुनि हो गये थे और वास्तवमें उन्हींके लिए ज्ञानार्णवकी रचना की गई थी। परन्तु जब इस प्रकारकी और और कई कथाओंके पढ़ने और उनके ऐतिहासिक तत्त्वोंके खोजनेका काम पड़ा, तब उक्त श्रद्धाका रूप बदल गया। अब इस तरहकी कथाओंको इतिहासकी दृष्टिसे सत्य माननेके लिए सहसा प्रवृत्ति नहीं होती।

हम लगभग दो वर्षसे विचार कर रहे थे कि शुभचन्द्राचार्यके सम्बन्धमें एक लेख लिख दिया जाय और ज्ञानार्णवकी भूमिकामें जो बातें लिखी हैं, उनका प्रतिवाद कर दिया जाय। इसके लिए साधन-सामग्री भी कभी की एकट्ठी कर ली गई थी; परन्तु लेख अब तक न लिखा गया और अभी वर्ष छह महीने शायद और भी नहीं लिखा जाता, यदि बँगलाके सुप्रसिद्ध मासिकपत्र 'भारतवर्ष' में श्रीयुत हरिहर भट्टाचार्य हमारे ज्ञानार्णववाले लेखकी ऐतिहासिकताको 'उन्मत्तप्रलापवत्' कहकर हमें सचेत न करते।

अस्तु। अब देखना यह चाहिए कि शुभचन्द्र आदि किस किस समयमें हुए हैं। सबसे पहिले भर्तृहरिको लीजिए;---

प्रो० पाठक आदि विद्वानोंने भर्तृहरिका समय विक्रम संवत् ७०० के लगभग निश्चित

किया है। पाठक महाशयने अपने 'भर्तृहरि और कुमारिल' नामक निबन्धमें इसका अच्छी तरह विचार किया है। चीन देशका प्रवासी **हुएनसंग** वि० संवत् ६८६ में भारत-भ्रमण करनेके लिए आया था और वि० सं० ७०२ तक इस देशमें रहा था। उसने अपने प्रवास-वर्णनमें लिखा है कि इस समय व्याकरण-शास्त्रके पाण्डित्यमें भर्तृहरि बहुत प्रख्यात हैं। इससे मालूम होता है कि भर्तृहरि वि० संवत् ७०० के लगभग हो गये हैं।

प्रसिद्ध जैन दार्शनिक **विद्यानंदस्वामी** या आचार्य पात्रकेसरीने भर्तृहरिके प्रसिद्ध ग्रन्थ 'वाक्यपदीय' की एक कारिका × अपनी अष्टसहस्रीमें उद्धृत की है और विद्यानन्दका समय विक्रम संवत् ८५०के लगभग निश्चित हो चुका है। क्योंकि आदिपुराणके कर्त्ता **जिनसेनने**—जिन्होंने कि अपना ग्रन्थ विक्रम संवत् ९०० के लगभग अधूरा छोड़ा है—विद्यानन्दस्वामीका स्मरण § किया है। इससे भी मालूम होता है कि भर्तृहरि विद्यानन्दके पहले वि० संवत् ७००के लगभग हुए होंगे।

भर्तृहरिके विषयमें एक मत और है। वह यह कि भर्तृहरि विक्रमादित्यके भाई थे और वे विक्रम संवत्के प्रारंभमें हुए हैं। वाक्यपदीयके सिवाय प्रसिद्ध शतकत्रयके कर्ता भी वे ही हैं। यह मत कहाँ तक ठीक है, इसका विचार करनेकी हमें आवश्यकता नहीं, क्योंकि हम भर्तृहरिका समय निर्णय करनेके लिए नहीं बैठे हैं। हमारे लिए इतना ही जानना काफी है कि विक्रम संवत् ७००के पहले ही राजर्षि भर्तृहरि हो गये हैं और इसलिए वे भोज आदिके समकालीन नहीं हो सकते।

मुञ्ज और भोजका समय निर्णय करना कुछ कठिन नहीं। प्रसिद्ध जैनाचार्य अमितगतिने अपने सुभाषितरत्नसन्दोहकी प्रशस्तिमें *लिखा है कि विक्रम संवत् १०५० में मुञ्ज राजाके राज्यकालमें यह ग्रन्थ समाप्त हुआ। मुञ्जकी मृत्यु कल्याणके राजा तैलिपदेवके द्वारा हुई थी और उसके बाद भोजका राज्याभिषेक हुआ था। मेरुतुङ्गसूरिकी प्रबन्ध-चिन्तामणिमें †लिखा है कि विक्रम संवत् १०७८में भोजको राज्यप्राप्ति हुई। अन्य कई शिलालेखोंसे भी भोजका यही समय निश्चित होता है। अतः सिद्ध हुआ कि भर्तृहरि इनसे कई सौ वर्ष पहले हो चुके हैं।

---

× न सोऽस्ति प्रत्ययो लोके यः शब्दानुगमादृते।
अनुविद्धमिवाभाति सर्वं शब्दे प्रतिष्ठितम् ॥

§ भट्टाकलङ्क-श्रीपाल-पात्रकेसरिणां गुणाः।
विदुषां हृदयारूढा हारायन्तेऽतिनिर्मलाः ॥

जिनसेनस्वामीके समय-निर्णयके विषयमें देखो, हमारी लिखी हुई विद्वद्रत्नमालाका प्रथम भाग।

* समारूढे पूतत्रिदशवसतिं विक्रमनृपे,
सहस्रे वर्षाणां प्रभवति हि पञ्चाशदधिके।
समाप्तं पञ्चम्यामवति धरणिं मुञ्जनृपतौ,
सिते पक्षे पौषे बुधहितमिदं शास्त्रमनघं ॥

† विक्रमाद्वत्सरादष्टमुनिव्योमेन्दुसंमिते।
वर्षे मुञ्जपदे भोजभूपः पट्टे निवेशितः ॥

इसी तरह **कालिदास** आदिका समय भी इनसे मेल नहीं खाता। कालिदास और वररुचि दोनों विक्रमकी सभाके रत्न थे। कमसे कम छट्ठी शताब्दिके बादका तो उन्हें कोई भी नहीं बतलाता। **धनंजय महाकविकी** प्रशंसा विक्रम संवत् ९४१ तक राज्य करनेवाले काश्मीरनरेश अवन्तिवर्माके समसामायिक आनन्दवर्धन और रत्नाकर कवियोंने की है। इसी तरह वि० संवत १०१६ में महाकवि सोमदेवसूरिने राजशेखरकी प्रशंसा की है और उक्त राजशेखरने धनंजयकी प्रशंसा की है। अतएव धनंजयका समय विक्रमकी नौवीं शताब्दिके पहिले मानना चाहिए।

अब यह देखना चाहिए कि ज्ञानार्णवके कर्ता शुभचन्द्र कब हुए हैं? ज्ञानार्णवके प्रारंभमें उन्होंने समन्तभद्र, पूज्यपाद, जिनसेन और भट्टाकलङ्कका स्मरण किया है। इनमें सबसे पिछले आचार्य जिनसेन हैं और इन्होंने विक्रम संवत् ९००के लगभग अपना आदिपुराण अधूरा छोड़ा है। अतः शुभचन्द्राचार्य इनसे पीछे हुए हैं। कितने पीछे हुए हैं, यह जाननेके लिए हमने ज्ञानार्णवके उन श्लोकोंको देखा, जिन्हें ग्रन्थकर्ताने अन्य ग्रन्थोंसे 'उक्तं च' कहकर उद्धृत किया है। पृष्ठ ७५में निम्नलिखित श्लोक हैं:—

ज्ञानहीने क्रिया पुंसि परं नारभते फलम्।
तरोश्छायेव किं लभ्या फलश्रीर्नष्टदृष्टिभिः॥
ज्ञानं पङ्गौ क्रिया चान्धे निःश्रद्धे नार्थकृद्द्वयम्।
ततो ज्ञानं क्रिया श्रद्धा त्रयं तत्पदकारणम्॥
हतं ज्ञानं क्रियाशून्यं हता चाज्ञानिनः क्रिया।
धावन्नप्यन्धको नष्टः पश्यन्नपि च पङ्गुकः॥

ये ही तीनों श्लोक यशस्तिलकके छट्ठे आश्वासमें (पृष्ठ २७१)में ज्योंके त्यों इसी क्रमसे लिखे हैं। इनमेंसे पहले दो तो स्वयं यशस्तिलककारके हैं और तीसरा यशस्तिलकमें 'उक्तं च' कहकर किसी अन्य ग्रन्थसे उद्धृत किया गया है। ज्ञानार्णवके कर्ताके लिए ये तीनों ही अन्यकृत थे, इसलिए उन्होंने तीनोंको 'उक्तं च' कहकर उद्धृत कर दिया। परन्तु यह निश्चयपूर्वक कहा जा सकता है कि उक्त श्लोक यशस्तिलकसे ही उठाये गये हैं। **यशस्तिलककी रचना** विक्रम संवत् १०१६में हुई है। यदि यशस्तिलकका प्रचार ५०—६० वर्षोंमें ही इतना हो गया हो कि वह दूसरे प्रान्तनिवासी शुभचन्द्र आचार्य तक पहुँच गया हो, तो मानना पड़ेगा कि ज्ञानार्णवकी रचना ग्यारहवीं शताब्दिके अन्तिम चरणसे पहिले न हुई होगी।

ज्ञानार्णवके पृष्ठ १७७में एक श्लोक पुरुषार्थसिद्ध्युपायका उद्धृत किया गया है; परन्तु अमृतचन्द्रस्वामीके समयका निश्चय न होनेके कारण वह निरुपयोगी है। और भी कई ग्रन्थोंके श्लोक उद्धृत हुए हैं; परन्तु हम परिश्रम करके भी पता न लगा सके कि वे कौन कौनसे ग्रन्थोंके हैं। जिनका पता लगा उन ग्रन्थोंकी रचनाका समय मालूम न हो सका। ऊपर जो प्रमाण दिये गये हैं, उनसे यह निर्णय होता है कि विक्रमकी ग्यारहवीं शताब्दिके उत्तरार्द्धके बाद किसी समय ज्ञानार्णवकी रचना हुई होगी।

**आचार्य विश्वभूषणकी** कथामें कहा

गया है कि भर्तृहरिको सुमार्गपर लानेके लिए तथा उन्हें तत्त्वोपदेश देनेके लिए शुभचन्द्रने यह ज्ञानार्णव नामक ग्रन्थ बनाया था; परन्तु ज्ञानार्णवके पढ़नेसे यह बात मालूम नहीं होती। ज्ञानार्णवके कर्ता कहते हैं:—

न कवित्वाभिमानेन न कीर्तिप्रसरेच्छया।
कृतिः किन्तु मदीयेयं स्वबोधायैव केवलम् ॥१९॥

अर्थात्—मेरी यह रचना कवित्वके अभिमानसे तथा संसारमें कीर्ति फैलानेके अभिप्राय से नहीं हुई है, केवल अपने बोधको बढ़ानेके लिए ही मैंने यह प्रयत्न किया है। यदि भर्तृहरिके लिए इसकी रचना होती तो अवश्य ही इस बातका उल्लेख किया जाता। जैन-सम्प्रदायके ऐसे अनेक ग्रन्थ हैं जिनमें स्पष्ट शब्दोंमें लिखा है कि अमुक शिष्य, पुत्र अथवा मित्रके लिए इसकी रचना हुई है। तब ज्ञानार्णवके कर्ता भी इस प्रकार कह सकते थे। अतः यह कहना केवल कल्पना है कि ज्ञानार्णव भर्तृहरिके लिए बनाया गया था।

यह बात भी असत्य है कि भर्तृहरि जैन-मुनि हो गये थे, अथवा उनके शतकत्रयपर जैनधर्मकी छाया पड़ी हुई है। शतकत्रयके पढ़नेसे स्पष्ट मालूम होता है कि वे शैव थे—शिव या महादेव ही उनके उपास्य देव थे। हमारे यहाँके कई ग्रन्थोंमें वैराग्यशतकका निम्न लिखित श्लोक उद्धृत किया गया है और इससे उनका जैनत्व अथवा जैनधर्मके प्रति भक्तिभाव प्रसिद्ध किया गया है; परंतु इसमें 'कदा शंभो भविष्यामि' यह पाठ बदल कर 'कदाहं संभविष्यामि' पाठ कर दिया गया है:—

एकाकी निस्पृहः शान्तः पाणिपात्रो दिगम्बरः।
कदा शंभो! भविष्यामि कर्मनिर्मूलनक्षमः ॥

शतकत्रयकी तमाम छपी हुई पुस्तकोंमें यही पाठ है। शतकत्रयके टीकाकार रामचन्द्रने भी इसी पाठके अनुसार टीका की है। इसके सिवाय शतकोंमें बीसों श्लोक उनके कर्त्ताका शैवत्व प्रकट करनेवाले हैं। गंगा और काशीकी प्रशंसाके भी अनेक श्लोक हैं।

ज्ञानार्णवके पृष्ठ ८२में नीचे लिखा श्लोक 'उक्तं च ग्रन्थान्तरे' कहकर दिया है—

"भुक्ताः श्रियः सकलकामदुघास्ततः किम्।
सन्तर्पिताः प्रणयिनः स्वधनैस्ततः किम् ॥
न्यस्तं पदं शिरसि विद्विषतां ततः किम्।
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥

निर्णयसागरके छपे हुए सटीक भर्तृहरि शतकत्रयके पृष्ठ १९६में ६७ नं० (वैराग्य शतक) पर यही श्लोक दिया हुआ है। अन्तर केवल इतना है कि इसका दूसरा और तीसरा चरण उसका तीसरा और दूसरा चरण है। इसके सिवाय 'स्वधनैः'के स्थानमें 'विभवैः' 'तनुभिः'की जगह 'तनवः' और 'कल्पं स्थितं' कीजगह 'कल्पास्थिताः' अन्तर हैं, जो पाठान्तर मात्र हैं। इसके आगेका एक श्लोक और भी 'उक्तं च' है जिसके दो चरण—

" तस्मादनन्तमजरं परमं विकासि,
तद्ब्रह्म चिन्तय किमेभिरसद्विकल्पैः ॥ "

भर्तृहरिके वैराग्य शतकके ६७वें श्लोकके पूर्वार्धकी बिलकुल कापी है।

इससे मालूम होता है कि ज्ञानार्णवके कर्ताके समय भर्तृहरिका वैराग्यशतक प्रसिद्ध

